# ગૃહલક્ષ્મી.

લખનાર

છગનલાલ નારાયણભાઈ મેશ્રી.

"Woman was not meant to be either an unthinking drudge or the merely pretty ornament of man's leisure. She exists for herself as well as for others; and the serious and responsible duties she is called upon to perform in life, require the cultivated head as well as the sympathising heart."

(*Dr. Smiles.*)

पतिप्रियहिते युक्ता स्वचारा संयतेंद्रिया ।
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुपमं सुखम् ॥

नीतिशास्त्र.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ધી. લખમીદાસની કુંપની.

પારસી બજાર કોટ,-મુંબઇ.

મુંબઇ:—"ગુજરાતી" પ્રિંટીંગ પ્રેસ.

સંવત ૧૯૬૩.

કીમત રૂ.

# પ્રસ્તાવના.

આ પુસ્તક શ્રીયુત બાબુ સતીશચંદ્ર ચક્રવર્તી; બી. એ. કૃત. "રાય પરિવાર" નામની લોકપ્રિય બંગાલી ગલકથા ઉપરથી લખવામાં આવ્યું છે. ભાષાના રૂપાંતરની સાથે, આપણી સમાજ સ્થિતિને જેવું શોભે તેવું યોગ્ય રૂપાંતર કરવાને માટે પણ યથારીતિ પ્રયત્ન કરવામાં આવ્યો છે; સ્ત્રી કેળવણીનો સ્તુત્ય ઉદ્દેશ આ પુસ્તકના વાચનથી જો અલ્પસ્વલ્પ પણ સિદ્ધિએ જશે, તો હું મારો શ્રમ સાર્થક થયેલો સમજીશ.

ભરૂચ:-વડાપાડા સ્ટ્રીટ.
તા૦ ૧૧ મે. ૧૯૦૪

છો. ના. મેશ્રી.

# ગૃહલક્ષ્મીનું સાંકળિયું.



# ગૃહલક્ષ્મી.

## પ્રકરણ ૧ લું.

### ત્રણ વહુઓ.

સુરતમાં નાણાવટ નામના ઉચ્ચ વર્ણના હિંદુના એક ગીચ મોહોલ્લામાં, પરમાનંદદાસ દેશાઈ નામના એક મધ્યમ સ્થિતિના વણિક ગૃહસ્થ રહેતા હતા. વૈશાખ મહિનો હતો, તાપ પુષ્કળ પડતો હતો, અને બપોરના બે એક વાગી ગયા હતા. એવા વખતે દેશાઈના ઘરમાં બીજા માળની એક ઓરડીની અંદર, એક પચ્ચીસ વરસની સ્ત્રી બેઠી બેઠી કંઈ શીવતી હતી. થોડીવાર પછી બીજી એક તરુણ સ્ત્રી તેની પાસે આવી ઉતાવળે ઉતાવળે કહેવા લાગી–"ઓહો, ભાભીજી! તમે તો અહીં બેઠા દેખુંને, રસોડામાં જતી જતી વળી અહીં વ્હડી આવી. મુવું મળ્યા વિના મન જ માનતું નથી ને!"

"અરે, આવો આવો; હજુ તો ઘણીવાર છે રાંધવાને. અત્યારથી ધૂમાડો શું કરવા ખાવા જાઓ છો. જુવોને કેટલો બધો દીવસ બાકી છે."

"હા; પણ સસરાજી આજ વ્હેલા ઘેર આવવાના છે, તેથી ઉતાવળ કરેલી સારી." "હવે બેસો તો ખરા થાય છે, એતો "રોજનું લાગ્યું અને ભવનું ભાગ્યું." એમ ઉતાવળ કરે કયાં પાર આવે?"

આવું કહી ગુલાબે પોતાના હાથમાંનું શીવવાનું ઉંચું મુકયું, અને જડાવ તરફ તિક્ષ્ણ દ્રષ્ટીએ જોઇને કહ્યું–" ઠીક યાદ આવ્યું. હું તમને કેટલાં દીવસ થયાં એક વાત કહેવાની કરૂં છું, પણ એવો કોઇ વખત જ મળતો નહતો. કેમ સાંભળશો કે?" "કહોને, શું કહેવું છે?" જડાવે આતુરતાથી પુછયું.

ગુલાબ અને જડાવ બન્ને જણા ઘણા પાસે પાસે બેઠાં હતાં; તોપણ ગુલાબ ધીરે રહીને બોલી–" કહેવાનું તો બીજું શું છે? તમને કયાં અજાણ્યું છે? જુવોને ઘરમાં કામ કરી કરીને મરી જાઇએ છીયે. પણ તેનો કોઇને ગુણને પાડ છે? જાણે આપણે તો કશી ગણતરીમાં જ નહીં! કામ કરીએ આપણે અને નામ થાય નાની વહુનું! ત્યારે વાંકતો મુંવો નશીબનો જ ને!"

"હાસ્તો વળી; નશીબનો વાંક નહીં તો બીજું શું? આપણાથી કંઇ કામ થતું નથી, એમ તો છે નહીં. તેમ આપણે આજે જ ઘરડાં થઇને બેઠાં છીયે ને આપણાથી કામ થતું નથી, એવું પણ નથી! પણ તમે જુવો છે કે આપણા હાથને જશ જ નથી! ગુલાબ ભાભીજી! જો પરમેશ્વરે મારા હાથને જશ આપ્યો હોત તો, આવાં ત્રણ ઘરનું કામ હું એકલી કરત એકલી. પણ એવું બોલીને ફાયદો શું?"

જડાવનું આવું બોલવું સાંભળી ગુલાબને અત્યંત આનંદ વ્યાપ્યો. તે બોલી–" અરે, જવાદેને બેન વાત! પણ એનો ઉપાય તો કંઈ કરવો જોઇએ. ગમે તેમ કરીને એ લક્ષ્મીનું માનતો ઉતારવું જોઇએ. અને એમ કર્યા વિના હવે આપણો ઘરમાં ભાર બોજ રહેવાનો નથી. તમે ને હું જયારે એક સંપથી ચાલીશું, ત્યારે એ વાતને થતાં વાર કેટલી લાગવાની છે?"

"મારા મનમાં પણ આ વાત ઘણાં દીવસ થયાં રમ્યા કરતી હતી. પણ ખરું પુછાવો તો તમને કહેવાની મને હિંમત જ થતી નહતી. સારું થયું જે આજે તમે એ વાત કહાડી. હું આજ કેટલાં દીવસ થયાં જોઉં છું કે જે તે કામમાં એનો તોર વધેલોને વધેલો જ રહે છે.! તેનો વર મુંબઈમાં કોલેજમાં ભણે છે ને બાઈસાહેબ અહીં પાટલા ફાડે છે! પણ એથી તેના માન શું વધી ગયાં છે તે જુવોને?"

"અરે, એ તો શું?" ગુલાબ વચ્ચે જ બોલી–"પણ બાઇસાહેબનો ઠાઠ માઠ જોઇને મને તો મુંવું હસવું આવે છે! ચોળી ને સાડી બરાબર ધોયલી ધાયલી હોય તો જ તે પ્હેરવા ગમે! બીછાના પરની ચાદરને સ્હેજ ડાઘ લાગ્યો હોય તો બાઇસાહેબને ઉંઘ આવે નહીં! શું મુંવાં કૌતુક તો જુવો! પણ જડાવ બેન! અઠવાડિયે અઠવાડિયે સ્વામીનાથના કાગળો આવે છે તે તમે કયાં નથી જાણતાં? શું મુંવું જે જોઈએ તે નવું જ!!"

"આપણે તો એવા ચાળા ચસ્કા જોયાંચે નથી ને સાંભળ્યાચે નથી! પણ ભાભીજી! એનાં માન ઉતારવાં કંઈ સ્હેલાં નથી. જુવોને જ્યારે ત્યારે સાસુ સસરો એનો પક્ષ લઇ લડવા ઉઠે છે તે!"

ગુલાબ ભ્રમર ચ્હડાવી બોલી–"અં! તેની શું ફીકર છે? તમે મારું સાંભળોને, જ્યારે એની રાંધવાની વારી આવે, ત્યારે છાનામાના દાળ–કે શાકમાં ચપટી ચપટી મીઠું નાંખી દીધું કે પાર! એની મેળે એની સુઘડતા સઘળાને જણાઇ આવશે!"

"ઓહો, એજને. પણ કાલે એને અગાશીમાં લુગડાં શુકવવા નાંખવા દોને,જુવો પછી હું તેના કેવાં ચીંદરડાં ઉરાડું છું!"

"અરે, એ વિના બીજા ઘણાંયે ઉપાય છે! જેવાંની સાથે તેવાં થયા વિના કામ ચાલતું નથી. આડે લાકડે આડો વ્હેર કર્યા વિના દુનિયામાં માણસનો નીભાવ પણ થાય નહીં તો! ત્યારે કહો કરીયે તૈયારી ? !"

"એમાં તે વળી પૂછવું શું? પણ પ્હેલ તમારી, અને પુંઠ અમારી."

એટલું બોલી જડાવ હસવા લાગી. એટલે ગુલાબે સંદેહની નજરે તેની સામું જોયું. જડાવે ફરી હસતાં હસતાં કહ્યું "નારે ભાભીજી! હું તો પાપ છૂટી વાત કરું છું. બાકી મારાં મનમાં કંઈ દગોબગો નથી, તે ખાત્રીથી માનજો!"

"ના, ના, હું તેમ ક્યાં કહુંછું. તમે મારા કહ્યા પ્રમાણે ચાલજોને એટલે થયું! પણ એટલી વાત ધ્યાનમાં રાખજો કે, આ વાત કોઈને મ્હોડે જાય નહીં. જો કદી ઘરમાં ખબર થઇ તો, પછી મ્હોં બતાવવું ભારે થઈ પડશે!"

એટલામાં દાદર પરથી કોઇ ઉપર આવતું હોય એવું ગુલાબને જણાયું. તેની સાથે જ તેઓ વાત કરતાં બંધ પડ્યાં. અને થોડીવાર કાન માંડીને સાંભળ્યા પછી "હું! છાના રહો! પેલી અહીં આવે છે" એવું જડાવના કાનમાં ગુલાબે કહ્યું. ત્યાર પછી ગુલાબ ઓરડાની બારીમાં પોતાના વાળ છોડી ચોટલો વાળવા મંડી પડી, જાણે જડાવ તરફ તેનું લક્ષ જ ન હતું!

જડાવ દાદર તરફ એકીટશે જોઈ રહી. થોડીવાર પછી પંદર શોળ વરસની એક સ્વરૂપવાન તરુણ સ્ત્રી, પોતાની કેડ ઉપર બે વરસના એક બાળકને લઇ હસતી હસતી ઓરડાના બારણામાં પેઠી, અને મધુર સ્વરે બોલી— "જો આ રહી તારી મા. ક્યારનો "મા મા" કરીને રડતો હતો, ઘણોયે છાનો રાખવા માંડ્યો પણ કેમે કર્યો છાનો

રહ્યાં નહીં, ત્યારે એને કેડપર લઇને નીચે આખું ઘર શોધી વળી. પણ જ્યારે તમે મળ્યા નહીં ત્યારે અંતે લઇને ઉપર આવી.”

એટલું કહીને તેણે સ્નેહથી તે બાળકની પીઠપર પોતાનો હાથ ફેરવ્યો. ચોટલો વાળવાનું કામ પુરું કરી, ગુલાબ તે તરુણ સ્ત્રી તરફ ફરીને બોલી–“ઠીક કર્યું બેન, ચોળી શીવવા બેઠી હતી, પણ વળી મોડું થશે તો સાસુજી બૂમ પાડશે, એમ ધારી હું નીચે આવતી હતી એટલામાં તમે આવ્યાં!”

ગુલાબે છોકરાંને પલાઠી ઉપર સુવડાવ્યો. જડાવ અત્યાર સુધી સ્તબ્ધ થઇને બેશી રહી હતી. એ જોઈ લક્ષ્મી ખીન્ન સ્વરે બોલી–“હું આવી તેથી વાત કેમ બંધ કરી ભાભીજી! ચાલો ત્યારે હું જાઉં છું–”

“જવાનું શું કારણ? આ ઓરડી મને કોઇએ ઇનામમાં તો થોડીજ લખી આપી છે.” જડાવે જરા કરડાકીમાં કહ્યું.

બિચારી લક્ષ્મી આ શબ્દોથી સ્હેજ દુ:ખી થઇને બોલી–“ભાભીજી! તમે આમ આડું આડું શું બોલો છો? મારાથી તમારો કંઇ અપરાધ થયો હોય તો કહો, કે હું માફી માંગુ. પણ તમે મને એમ પારકા જેવી ગણો નહીં. હું આ ઘરમાં હજુ નવી સવી આવી છું, તેથી કામકાજ સંબંધીની મને જોઈએ તેટલી ખબર નથી. તેથી તે સંબંધી મને કંઇ કહેશો તો હું કેમ નહીં સાંભળીશ? તમારી સાથે મળી સમજીને રહેવાની મને બહુ હોંશ છે!”

નાની વહુના આ પ્રેમ વાકયોથી, બન્નેમાંથી એકનું પણ મન પીગળ્યું નહીં! ગુલાબ પોતાના હમેશના કર્કશ સ્વરે બોલી–“વારું બેન વારું અમારી સાથે મળી સમજીને

રહેવાની તમને પરવા ક્યાં છે? તમારા વર કોલેજમાં ભણે છે, વળી તમે જાતે ભણેલાં; લાંબા લાંબા કાગળો તમને લખતાં આવડે–"

અણધાર્યો હાથ ચડેલો અવસર જડાવ કંઈ જવા દે તેવી ન હતી. તે વળી મોટા તોરથી બોલી–"અમે તો તમને શું શીખવવાનાં હતાં? તમે ક્યાં કાચાં છો, બધાના કાન કાપો એમાંનાં છોને! અમને કંઈ ધોળાપર કાળું કરતાં આવડે છે કે, તમારા જેવી સુઘડાઈથી રહેતાં આવડે છે! અમે તો પેલાં કહે છે તેમ ગમાર જેવાં છીયે બેન!"

જડાવના આ શબ્દોથી લક્ષ્મીના મનમાં મોટું દુઃખ ઉપજ્યું. તે ધીરે ધીરે બોલી–"વિના કારણ શું કરવા આમ મારી મજાક તમે કરતાં હશો, જડાવ બ્હેન!"

આ સાંભળી જડાવ, ગુલાબ તરફ જોઈને બોલી–"સાંભળ્યું, કહ્યું તે? ખરી વાત કહી ત્યારે મજાક લાગી. પણ બેન! તમારી સાથે કેમ બોલવું તે અમારા જેવાં અભણ ક્યાંથી સમજે? અમે કંઇ પુસ્તકના પાનાં ઓછાંજ ઉથલાવ્યાં છે!"

ગુલાબે પણ જડાવની વાતને ટેકો આપ્યો. તેણે કહ્યું "એમાં તે અમે શું મજાક કરી? ચાલો રહેવા દો. તમને ખોટું લાગે છે તો, ફરીથી કોઇ દીવસ નહીં કહીયે!"

"ખુશીથી કહો ભાભીજી! તમારા કહેવાનો મને કંઈ ગુસ્સો લાગવાનો નથી! તમે મારા સારાંને માટે કહો તેમાં મારે શું કરવા ખોટું લગાડવું પડે?"

"શું આ ખરું કહો છો કે? તો કહો જોઇએ બૈરાં માણસને આટલું બધું વાંચતાં લખતાં શીખવાનું શું કામ છે? આપણે કંઇ ખત પત્તર લખવા નથી કે નોકરી ચાકરી કરવા જવું નથી–"

"કે નિશાળ ઉઘાડીને છોકરાઓને ભણાવવા જવું નથી." જડાવે વચ્ચે ટાપશી પૂરી. લક્ષ્મી નિશ્વાસ મૂકી બોલી–"પણ એથી નુકશાન શું છે તે મને સમજાવો. નવરાશની વખતે પારકી કૂથળી કરવા કરતાં, જો એ ઘડી એમાં ચિત્ત લગાડયું હોયતો તે કંઈ ખોટું ગણાય નહીં. ખરું પુછો તો કોઈ પણ જાતનો દોષ એમાંથી કોઇને મળવાનો નથી."

"એમાં દોષ છે કે નહીં, તે તો જેની તેની બુદ્ધિથી પરખાય છે. વાંચવા લખવામાં તમે જે વખત ગાળો છો, તે વખત જો તમે ઘર કામમાં ગાળો, તો તે સારું નહીં કહેવાય કે?"

"પણ ગુલાબ ભાભીજી! કામની વખતે તો હું વાંચવા નથી બેસતીને? કામકાજથી પરવારીને વખત મળે તો બપોરે અને રાત્રે જ્યારે ઉંઘ નથી આવતી, ત્યારે હું થોડું ઘણું વાંચુ છું. ત્યારે એ રીતે કામમાં હરકત કયાંથી થાય?" ગુલાબ બોલી–"તમે તો બેન, ભળતું જ બોલો છો. તમને ઘણીયે વખત કહ્યું, પણ હજુની ઘડી સુધી તમારું છે તેનું તેજ છે! વારું જુવો, રાતે દીવો બાળીને તમે વાંચવા બેસો છો, અને તેટલા વખતમાં જે તેલ બળે છે; તે તમને નુકશાન જેવું નહીં લાગતું હોય? પૈસા વિના તેલ કંઇ મફત આવતું નથી. ઘર સંસાર ચલાવવો, એટલે ચારે તરફ નજર રાખવી પડે. જ્યારે દરેક ચીજને માટે આવી બેદરકારી રાખીયે, ત્યારે બે પૈસા પાસે રહેવા કયાંથી પામે?"

"બહું સારું ભાભીજી! આજથી હું દીવો બળતો મુકીને કદી પણ વાંચવા બેસીશ નહીં. તમે કહેશો તેમ કરીશ પછી કંઈ? પણ હું તમારા પગે પડીને કહું છું કે,

તમે આમ ગુસ્સે થશો નહીં. તમને ગુસ્સે થયેલાં જોઇને મને ઘણું જ ખોટું લાગે છે.!"

ગુલાબ એ ઉપર કંઈ બોલવા જતી હતી, એટલામાં "લક્ષ્મી ઓ લક્ષ્મી! અરે, તમે બધી ગઇઓ કયાં?" એ શબ્દો તેના કાને પડયાં.

"સાસુજી બોલાવે છે.' એમ કહી લક્ષ્મી તરત જ ઓરડીમાંથી બહાર નીકળી; અને જલદી જલદી દાદર ઉતરી નીચે આવી. આ પ્રસંગ જોઇ ગુલાબ જડાવને કહેવા લાગી—"સાંભળ્યું જડાવ બેન! કહ્યું તે! આણી તરફ બુમ પાડે છે કે "તમે બધી ગઇઓ કયાં?" પણ વચ્ચે નામ લેવાનું તે એકલી લક્ષ્મીનું! આપણે તો નહીં ત્રણમાં ને નહીં તેરમાં—"

ત્યારપછી ઘણીવાર સુધી આ બન્ને વહુઓ વાતચીત કરતી બેશી રહીઓ. જ્યારે સમી સાંજ પડી ત્યારે ધીરે ધીરે તેઓ એક સાથે નીચે ઉતર્યાં.



## પ્રકરણ ૨ જું.

## દેશાઈનું કુટુંબ.

પરમાનંદદાસ દેશાઇની વય પચાસ કરતાં કંઇક વધારે હતી. ગયા પચ્ચીસ વરસ પહેલાં, તેઓ શેઠ નશરવાનજી હીરજીભાઇના સુરત ખાતેના કપાસ લોઢવાના કારખાનામાં શરાફની જગા પર હતા. તે વખતે તેમને પચ્ચીસ રૂપિયા મહિને પગાર મળતો હતો. એમના હાથ નીચે બીજા બે ચાર મ્હેતાઓ પણ હતા. પરમાનંદદાસ જાતે સુશીલ અને અત્યંત પ્રમાણિક હતા. પોતાના શેઠના હીત માટે, તેઓ વિશેષ કાળજી રાખતા

હતા. તેમના સદ્દગુણોનો શેઠને ઘણો વખત અનુભવ થયેલો હોવાથી, તેઓ દેશાઈ ઉપર અત્યંત વિશ્વાસ અને સ્નેહ રાખતા હતા. પગાર શિવાય દર વરસે કારખાનામાં થયેલા નફાનો કંઈક ભાગ, તેઓ દેશાઇને મોટી ખુશીથી આપતા હતા. એ શિવાય શેઠને ત્યાં કંઇ લગ્ન કાર્ય જેવા બીજા શુભ પ્રસંગે દેશાઈને ઘણું સારું આદરમાન મળતું અને બે પૈસાની પ્રાપ્તી થતી હતી. કારણ કે નશરવાનજી શેઠ જાતે ઉદાર હોવાથી, પરમાનંદદાસની યોગ્યતાની કદર કરવા તેઓ કદીપણ ચુકતા નહુતા. પોતાના શેઠનો આવો ઉદાર અને સ્નેહાળ સ્વભાવ જોઈને, દેશાઇ પોતાનું કામ અતિ ઉલટથી કરતા હતા. અને એથીજ સંસાર સુરક્ષિતપણે ચલાવીને બે પૈસા એકઠા કરવાની પરમાનંદદાસને સારી સવડ મળી હતી. આવી રીતે શિલકે રહેલાં નાણાં તેઓ વ્યાજે ફેરવતા હતા. પચ્ચીસ વરસમાં આ પ્રમાણે ધીરે ધીરે તેમણે કંઇ નહીં તો દશ બાર હજારની પુંજી એકઠી કરી હતી. એ શિવાય તેમને વડીલોપાર્જીત કંઇ થોડી ઘણી સ્થાવર મિલકત પણ હતી.

દેશાઇના કુટુંબમાં આ વખતે નાના મોટા મળીને તેર ચૌદ માણસો હતાં. તે પોતે, તેમની પત્ની, ત્રણ છોકરા, ત્રણ વહુઓ, બે પૌત્ર અને બે પૌત્રીઓ હતી. એ શિવાય એક નોકર અને એક બાઇ ઘર કામને માટે રાખી હતી તે જુદી. કદી કદી પરોણાં અને સગાંવ્હાલાં પણ જતાં આવતાં હતા. મોટો છોકરો લલ્લુભાઇ, જેની વય ત્રીશ વરસની હતી. વચલો મણિલાલ તેનાથી ત્રણ વરસે ન્હાનો હતો. અને સૌથી ન્હાનો છોકરો જગમોહન કેવલ એકવીશ વરસનો હતો. પરમાનંદદાસ દેશાઇનો વર્ણ કંઇક શ્યામ હતો, પણ શરીરનો બાંધો ઘણો મજબુત હતો. તેમની મુખમુદ્રા

ભવ્ય અને તેજસ્વી હતી. તેમની પત્ની સુનંદા ગૌર વર્ણની અને હસમુખા સ્વભાવની હતી. તે જાતે પ્રેમાળ અને કંઇક ભોળી હતી. લલ્લુભાઈ અને મણિલાલ એ રંગ રૂપમાં અને શરીરમાં, પોતાના પિતાને મળતા હતા. ન્હાના જગમોહને પિતાનો સુદ્રઢ બાંધો અને માનું ગૌર વર્ણ ગ્રહણ કર્યું હતું. મોટી વહુ ગુલાબ પચ્ચીસ વરસની હતી. તે જો કે ત્રણ છોકરાની મા થવા પામી હતી, તોપણ તેનો બાંધો એવો દ્રઢ હતો કે, કોઇ પણ જોનારને તેની વય ઓગણીશ વીશ વરસ કરતા વધારે નહીં હોય એવો ભ્રમ થતો હતો. તે બહુ ગોરીયે નહતી, તેમ કાળીયે નહતી. વચલી વહુ જડાવ ઓગણીશ વરસની હતી; અને બે છોકરાંની મા હતી. તે પોતે કાળી સાંમળીજ હતી, પણ કદરૂપ નહતી. તેનો સુંદર ચ્હેરો, તેજસ્વી આંખો, અને કેડ સુધી પહોંચે એવાં લાંબા લાંબા માંથા ઉપરના વિપુલ કેશ જોઈ, તેની ગણના કોઇ પણ સ્વરૂપવાન સ્ત્રીમાં કરે તેમ હતું. સૌથી ન્હાની વહુ લક્ષ્મી ! તે આ વખતે પંદર વરસની હતી. તેના સકુમાર શરીર ઉપર તારુણ્યનો અમલ બેઠો હતો. તેની મુખ મુદ્રા ઉજ્જવલ, મનોહર અને સરળતાપૂર્ણ હતી. તેની આંખો કાળી ભ્રમર જેવી તેજસ્વી અને પાણીદાર હતી. તેના માથાંના વાળ વાશુકી નાગ–સમાન કાળા અને ચકચકિત હતા. તે તેના શરીરને અતિસય શોભા આપતા હતા. તેના સઘળા અવ-યવો હુષ્ટ–પુષ્ટ, માંસાળ અને સુંદર હતા. ઇશ્વરે તેને ખરેખર અલૌકિક સૌંદર્ય આપ્યું હતું, એમ કહ્યા વિના અમારાથી રહેવાતું નથી. લલ્લુભાઇની મોટી છોકરી ચંદન પાંચ વરસની હતી. એની પાછળના હરિલાલ અને બાલમુકંદ; હરિલાલ ચાર વરસનો અને ન્હાનો બાલ-

મુકંદ બે વરસનો હતો. મણિલાલને બે જ છોકરી હતી. મોટી છોકરી તારા ચાર વરસની અને કમળીને તો હજુ દોઢ વરસ પુરું થયું નહતું. આ પાંચ બાળકોમાં વધારે સુંદર કોણ હતું, તે કહેવું જરા કઠીન છે. કારણ કે બધાંનો વર્ણ સ્યામ રંગનો હતો અને મ્હોંડા પણ ઘણાં ખરાંના એક સરખાં હતાં. પરંતુ એટલું તો હતું કે, વય પ્રમાણે જોતાં લલ્લુભાઈના છોકરાં તદ્દન અશક્ત જણાતાં હતાં. પણ તારા અને કમળીને માટે તેમ નહતું. તે બન્ને સારાં-સુદ્રઢ હતાં. નોકર રામો દેશાઈના ઘરમાં ઘરડો થવા આવ્યો હતો. અને કામ કરનારી રેવા પણ વિધવા હોવાથી કંઈ નહીં તો પંદર શત્તર વરસથી આ ઘરમાં હતી.

પરમાનંદદાસને પ્રથમ નોકરી મળી, તે વખતે તેમનો મોટો છોકરો લલ્લુભાઈ પાંચ વરસનો હતો. પરમાનંદદાસની સ્થિતી તે વખતે ઘણી નબળી હતી. પોતાના વડીલ, જે કંઈ થોડું ઘણું પાછળ મુકી ગયા હતાં, તે નોકરી મળતાં સુધી કરકસરથી ખરચી, તેમણે જેમ તેમ કરીને કુટુંબની આબરુ જાળવી રાખી હતી. એટલે લલ્લુભાઈને અંગ્રેજી ભણાવવાનું તેમનાથી બન્યું નહીં. ગૂજરાતી નીશાળમાં લલ્લુભાઇએ, અભ્યાસના પુરા વરસ પસાર કરવાનું પણ દુઃખ વેઠયું નહતું. તેથી પરમાનંદદાસ સવડ પ્રમાણે તેને ઘેર જ ભણાવતા હતા. આવી રીતે મેળવેલી વિદ્યાના બળે, લલ્લુભાઇએ કણપીઠમાં એક મેમણની દુકાનપર મહિને આઠ રૂપિયાની જગા મેળવી હતી. મણિલાલે અંગ્રેજી ભણવાને માટે ચાર પાંચ વરસમાં પાંચ શાત સ્કુલો જોઇ નાંખી; છેવટે કંટાળીને તેણે ભણવાનું માંડી વાળ્યું! વાર્ષીક પરિક્ષા થઈ કે તેની સાથે જ તેને તે સ્કુલને મુકવી પડે; નહીં તો નીચલા વર્ગમાં જવાનો છેવટે પ્રસંગ આવે! આવી રીતે

જેમ તેમ કરીને તેણે પાંચમાં ધોરણ સુધી ગાડું ગબડાવ્યું! પ્હેલાં એક દીવસે ડેપ્યુટી સાહેબની સ્વારી મણિલાલની સ્કુલ જોવા આવી, તે વખતે મણિલાલના વર્ગમાં આવી દુર્ભાગ્યે તેમણે કંઇ પ્રશ્ન પૂછયો. મણિલાલે તાબડતોબ પ્રશ્નનો ઉત્તર તો આપ્યો. પરંતુ તે સાંભળીને ડેપ્યુટી સાહેબ હસ્યા; એટલું જ નહીં પણ, તે વર્ગમાંના સઘળાં છોકરા મોટેથી હસવા લાગ્યા. સાહેબે મણિલાલનું નામ પુછ્યું, અને જતાં જતાં પોતાના હાથે તેને ત્રીજા વર્ગમાં બેસાડી દીધો. પાંચમાં વર્ગમાંથી એકદમ ત્રીજા વર્ગમાં કૂદકો મારનારા, આ વિલક્ષણ વિદ્યાર્થીને, માસ્તરો, નિશાળનાં છોકરાંઓ, અને બીજા બધાં આશ્ચર્યથી જોવાં લાગ્યા. તેની અગાધ વિદ્વતાનું સર્વને મોટું આશ્ચર્ય લાગ્યું! એટલે મણિલાલ ફરીથી તે નિશાળને છેલ્લા નમસ્કાર કરવા પણ ઉભો રહ્યો નહીં. તે ઘેર આવીને પિતાને કહેવા લાગ્યો–"ઘડી ઘડી તેને તે જ ચોપડીઓ વાંચવાનું કામ મારાથી તો થતું નથી. હું હવેથી સ્કુલે નહીં જાઉં!"

થયું; તે દીવસથી તેમનો વિદ્યાભ્યાસ પૂર્ણ થયો. પાછળથી તેમણે થોડાં વખતમાં, સુરતમાં એક ખાનગી ગૂજરાતી નિશાળમાં શિક્ષકની જગ્યા મેળવી. ઘણી મહેનતે સંપાદન કરેલાં અગાધ જ્ઞાનનો લાભ, તેમણે ન્હાના ન્હાના બાળકોને આપવાનો ક્રમ શરુ કર્યો. દેશાઇનો ન્હાનો પુત્ર જગમોહન, મુંબઇની એલફિસ્ટન કૉલેજમાં, બી. એ. નો અભ્યાસ કરતો હતો.

પરમાનંદદાસની માન પ્રતિષ્ઠા ઘણી સારી હતી. તેઓ અતીત અભ્યાગતની સંભાળ રાખવાને સદા કાળજી રાખતા હતા, પોતે વૈષ્ણવ હોવાથી અત્યંત ધર્મીષ્ટ અને પાપ ભીરુ હતા. ઠાકોરજીનો કોઈપણ ઉત્સવ તેમને ત્યાં ખાલી જતો

નહીં. પાઠ પુજા વિગેરે કંઇને કંઈ તેમના ઘરમાં નિયમિત થયા જ કરતા હતા. નોકરી નહુતી તે વખતે પણ વડીલોથી ચાલતા આવેલા ધર્મદાન અને નિયમિત ઉત્સવ તેમણે મુકયા નહુતા; ત્યારે હુવે તો ઈશ્વર કૃપાએ તેમને ત્યાં સારુ છે. એટલે પછી ખામી શાની રહે?

## પ્રકરણ ૩ જું.

## લક્ષ્મી અને સવિતા.

અષાઢ મહિનો હતો. વરસાદના ઝાપટાં ઉપરા છાપરી પડતા હતા. દેશાઇની નાની વહુ લક્ષ્મી બાલુને લઇને પોતાની સુવાની ઓરડીમાં એક પત્ર વાંચતી બેઠી છે. બાલુની નજર એક સરખી તે પત્ર તરફ હતી. પત્ર વાંચતા વાંચતા વચ્ચે લક્ષ્મી બાલુને, સ્નેહ ભર્યાં ચુંબન કરતી હતી. બાલુ પણ વખત સાંધી ઘડી ઘડી પત્ર પર ઝડપ મારતો હતો. એટલામાં "લક્ષ્મી ઓ લક્ષ્મી." એવી રાંધણીમાંથી બૂમ પડી. લક્ષ્મીની ઓરડી તે જ માળ ઉપર હતી. બૂમ સાંભળતાંજ "આવી." એવો પ્રત્યુત્તર આપી, લક્ષ્મી બાલુને કેડપર લઈ રાંધણીમાં આવી; અને "શું કહો છો સાસુજી?" એવું મર્યાદાથી પોતાની સાસુજીને પુછવા લાગી. આવવાની ઉતાવળમાં પેલો પત્ર લક્ષ્મીના હાથમાંજ રહી ગયો. તેનું તેને ભાન ન રહ્યું.

વહુ પાસે આવતાજ તેના તરફ જોઈ સુનંદા બોલી—"આખો દીવસ આને કેડપર લઇ તું નચવે છે; તે તારી કમ્મર દુખતી નથી? કોણ જાણે બેન, તને આવું ગમે છે પણ કેમ?"

લક્ષ્મી આનો કંઇ પણ ઉત્તર આપી શકી નહીં. તે કેવલ બાલુ તરફ જોઇને મનમાં ને મનમાં હસવા લાગી.

સુનંદા બોલી—"તારા મામાએ ખાવાનું મોકલાવ્યાને આજ બે દીવસ થયા; ઘરમાં બધાંએ પોતપોતાનો ભાગ લઈ લીધો. પણ તેં હજુ સુધી આમાનું કંઇ ખાધું નહીં. એ શું? લે; આ અહીં બેશીને ખા."

. એટલું કહી સુનંદાએ ચાર પાંચ કેરી અને બીજું કેટલુંક ખાવાનું એક થાળીમાં મુકી વહુને આપવા માંડયું.

" ખાઈશ પછી ખાઈશ." એવું કહી લક્ષ્મી સાસુજીથી પાસેથી દુર ખસવા લાગી. પરંતુ સુનંદાએ તેને અટકાવીને કહ્યું—" આમ તે શું કરે છે? ખાવામાં પણ લાજ! લક્ષ્મી, ખરેખરું કહું છું કે, જો તું કોઈ બીજાના ઘરમાં હતે તો, આવી રીતે ભૂખે ચુમાઈ ચુમાઇને મરી જતે! બેશ, હેઠે બેશ; ને મારા દેખતા ખા!."

લક્ષ્મી લજવાઈ અને હસતાં હસતાં નીચેં માથું ઘાલ્યું. એ જોઈ સુનંદા બોલી—"મારી પાસે બેશીને ખાવામાં લાજ કેવી! વારુ લે, તારી ઓરડીમાં જઇને ખા; પછી શું? પણ જરા વ્હેલી થા; મારે જરા માંથુ જોવડાવવું છે."

લક્ષ્મી થાળી લઇને ત્યાંથી જતી હતી, એટલામાં સુનંદાની નજર અચાનક તેના હાથમાંના પત્રપર ગઈ. તેથી તેણે મોટી આતુરતાથી પુછ્યું—"કોનો કાગળ છે લક્ષ્મી? જગમોહનનો હશે! ખુશીમાં છે ને મારો છોકરો?!"

હમણાં લક્ષ્મીને પત્રનું સ્મરણ થયું. લજ્જાથી તેનું સુંદર મુખકમલ આરક્ત થઈ ગયું. કપાળ ઉપર પરસેવાના ઘર્મ બિંદુ ચમકવા લાગ્યાં. તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળ્યો નહીં. તેની આવી અવસ્થા જોઇ

અંત્તે સુનંદા બોલી—"શરમાય છે શું કામ? ખુશીમાં છે ને મારો જગમોહન.?"

આ વખતે "હા." એ એક જ શબ્દ, અને તે પણ અડધો મ્હોમાં અને અડધો, બ્હાર એવો જેમ તેમ લક્ષ્મીએ કહ્યો. ત્યાર પછી સાસુજી સામું ઉભા રહેવાની પંચાતીમાં નહીં પડતા તે હાથમાં થાળી લઇને પોતાની ઓરડીમાં આવી. થાળી પલંગપર મુકી બાલુનું મ્હોં પોતાના બન્ને હાથે સામું લાવી, તે તેને એક પછી એક એમ ઉપરા છાપરી ચુંબન કરવા લાગી! બાલુની નજર થાળી તરફ હતી. "મને કેરી—મને કેરી." કહી પોતાના—કાલા શબ્દોથી તેણે કાકીનું મન રીઝવવાનું કામ શરુ કર્યું હતું. કાકીને પણ તે ધ્યાનમાં ઉત્તર્યું! "અરે, લુચ્ચા, કેરી ખાવી છે કે? અં—હું! નાનાં છોકરાંથી કેરી ખવાય નહીં તો!" એવું હસતાં હસતાં કહી, લક્ષ્મી ફરી ફરી તેને ચુંબન કરવા લાગી. ત્યારપછી તેને નીચે બેશાડીને થાળીમાંથી એક કેરી લીધી; અને તેને કાપીને એક ચીરી બાલુના હાથમાં આપી. એક લાડું ભાંગી તેપણ વચ્ચે વચ્ચે તેના મ્હોમાં મુંકવા લાગી. એટલામાં ઓરડીનું બારણું ખખડયું. લક્ષ્મીનું ધ્યાન તે તરફ ગયું. એટલામાં એક સોળ વરસની તરુણ સુંસ્વરૂપ સ્ત્રી હસતી હસતી ઓરડીમાં આવી. તેને જોઈને લક્ષ્મીને અત્યંત આનંદ થયો. તે પ્રફુલ્લવદને બોલી—"સવિતા! કેવી વખતસર આવી પહોંચી છે જો હું હમણાં જ તને સંભારતી હતી."

"કેમ વારુ? એવું તે મારું શું કામ પડયું?" એમ કહીને સવિતા લક્ષ્મીની પાસે આવીને બેઠી.

સવિતા કોણ છે, તે આ ઠેકાણે જણાવવું જોઇએ. પરમાનંદદાસ દેશાઈના સગાની જ આ છોકરી હતી. તેના

પિયરની સ્થિતિ સાધારણ ગરીબાગરીબ હતી. પરંતુ સદ્ભાગ્યે તેને સાસરું સારું મળ્યું હતું. વલસાડમાં લક્ષ્મીના પિયરની પાસે જ મોતીલાલ નામના એક ગૃહસ્થ રહેતા હતા. તેઓ પહેલાં સરકારી મોટા હોદ્ધાપર હતા. પરંતુ હાલમાં તેમણે પેન્શન લીધું હતું. તેમના એકના એક પુત્ર રતિલાલની સાથે તે પરણી હતી. રતિલાલ અને જગમોહન સાથે ભણતા હોવાથી, તેમની વચ્ચે ઘણો સારો સ્નેહ બંધાયો હતો. રતિલાલ લક્ષ્મીપર અત્યંત ભક્તિ ભાવ રાખતો હતો. તેના અનેક સદ્ગુણો જોઇ રતિલાલ લક્ષ્મીને સગી બ્હેન પ્રમાણે ચ્હતો હતો. સુરતમાં લક્ષ્મીની સાથે સવિતાનો પ્રથમ પરિચય થયો; તે વખતે જ તેમની વચ્ચે સ્નેહ જામ્યો હતો. સવિતા જેવી રૂપવાન હતી, તેવી જ તે ગુણવાન હતી. રતિલાલની સાહયતાથી તેણે સારું શિક્ષણ સંપાદન કર્યું હતું. કોઇ પણ પુસ્તક વાંચી તેનો બરાબર અર્થ કરી શકે એટલું તેનામાં જ્ઞાન હતું. હાલ તે પોતાના પિયરમાં આવી હતી.

"સવિતા કયારે આવી?" લક્ષ્મી તેનો હાથ પકડી હસતાં હસતાં બોલી.

"થયા ત્રણ ચારેક દીવસ."

"ત્રણ ચાર દીવસમાં તને એક ઘડી પણ અહીં આવવાનું સાંભર્યું નહીં?"

"ગાંડી કંઇની? સાંભરે કેમ નહીં! રોજ આવું આવું કરતી હતી. પણ આ વરસાદે જોની કેવું ધારણ ઘાલ્યું છે તે? ઘર બહાર પગ મુકવાની પણ સોઇ કયાં છે જે?" એટલું કહી સવિતા બારી આગલ આવી બહાર જોવા લાગી; અને તે ફરી બોલી—"હું તો હવે જાઉં છું બા; વરસાદ ઘેરાયો છે; તે સવેળા ઘેર ગયેલાં સારા!"

"આજની રાત અહીંયા રહેશે તો શું થઇ જશે? પણ સવિતા ત્યાં બધાં ખુશીમાં છે કે?"

"હા. બધાં ખુશીમાં છે."

"રતિલાલ ભાઇ ખુશીમાં છે?"

સવિતાના સુંદર મુખકમલ ઉપર એથી મધુર હાસ્ય વિકશવા લાગ્યું. તે લક્ષ્મીના ગાલે ચુંટી ખણીને બોલી–"એ હવે મારાથી કેમ કહેવાય? કોલેજ ઉઘડી છે. જવાને સાત આઠ દીવસ થયા. જતી વખતે કહી ગયા હતા કે, હું મુંબઈ જઇને તરત પત્ર લખીશ; પણ હજુ સુધી પત્રનું ઠેકાણું નથી! પણ બ્હેન, ઠેકાણું તો કયાંથી હોય! વૃંદાવન છોડી મથુરાં ગયા પછી, શું ફરી વૃંદાવનનું સ્મરણ થતું હશે કોઇને?"

સવિતાનો સ્વભાવ સ્હેજ વિનોદી હતો. છેલ્લું વાકય બોલતાં બોલતાં તે હસી પડી. "હજુ તો આઠજ દીવસ થયા છે ને? ત્યારે તો કંઈ પત્ર આવવાનો સમય વીતી ગયો નથી." લક્ષ્મીએ કહ્યું.

"કેમ વારુ? અહીંથી મુંબઈ પહોંચવાને એક દીવસ. ત્યાં પહોંચ્યા પછી, સ્થિર સ્થાવર થવાને બે દીવસ; અને પોષ્ટમાં પત્ર નાંખવાને બે દીવસ; બસ; પાંચ દીવસ થયા કે નહીં? તેને બદલે આજે આઠ દીવસ થયા! પત્ર લખ્યો હોત તો અત્યાર સુધીમાં બે પત્ર આવત; સમજી પણ લક્ષ્મી, જગમોહનભાઈ કયારના ગયા?" લક્ષ્મી મનમાં સંકોચાઈ, તે નીચું જોઇને બોલી–"ત્યારના જ!"

"ત્યારે તો પત્ર આવ્યો હશે; એમાં કંઇ સંશય નહીં!"

લક્ષ્મીનો સ્વભાવ મૂળથી જ લજ્જાશીળ હતો. તેનાથી આ પ્રશ્નનો ઉત્તર દેવાયો નહીં. તે કેવલ હસતી ઉભી રહી.

પરંતુ સવિતા તેના હસવાનો ભાવ કયારનીયે સમજી ગઇ હતી. તેથી તે પણ હસતાં હસતાં બોલી-"સમજી હવે હું સમજી; પોતાનું પેટ ભરાયું એટલે બીજાને બ્રહ્મજ્ઞાનની વાતો કહેતાં તને ઠીક આવડે છે! તેથી જ તું કહે છે કે "પત્ર આવવાનો સમય કંઇ વીતી ગયો નથી." તું તો મારા મનનું સમાધાન કરતી હશે નહીં વારુ? હા, એ પણ બરાબર છે; કારણ કે હમે તો હવે ઘરડાં થયાં. એટલે જુવાન માણસના જેવું અધિર થવું એ અમને શોભતું નથી! અમારે તો ધીરજ ધરીને મનનું જેમ તેમ સમાધાન કરવું જોઇએ નહીં વારુ? પણ પત્રમાં શું લખ્યું છે, તે તો જરા વાંચવા દે!"

સવિતાના શબ્દોથી લક્ષ્મી ઘણી લજવાઈ ગઇ. તેના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે ઉલટો તેનો ઉત્તર ઉડાવવાના ઉદ્દેશથી તે બોલી-"તું ઘરડી કયારની થઇ સવિતા?" એક ઘડીનો પણ વિલંબ કર્યા વિના સવિતા બોલી-"આજે આઠ દીવસ થયા! લક્ષ્મી, સ્ત્રીઓને તો એમ જ છે! પતિ પાસે હોય ત્યારે તેની જુવાની, અને પતિ દુર ગયા પછી તે જુવાન હોવા છતાં પણ તેને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે. હવે સમજી! તું જોને પંદર વરસની જુવાન છે. પરંતુ તને પણ હવે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ છે!"

એટલું કહી, પ્રેમથી લક્ષ્મીને ગળે વળગી સવિતા હસતાં હસતાં બોલી-"ચાલ એ વાત જવા દે; પહેલાં પેલો પત્ર જોવા દે છે કે નહીં?"

"તું તારું ધાર્યું કર્યા વિના મને કયારે છોડનાર હતી? પણ પહેલાં મારી એક વાત સાંભળે તો-"

"તું પહેલાં પત્ર બતાવવાનું કબુલ કર. પછી એક નહીં દશ વાત સાંભળીશ."

"વારુ બ્હેન બતાવીશ. પછી શું? પણ હવે આમાંથી કંઇ ખા!"

એટલું કહી લક્ષ્મી ફરાળની થાળી સવિતાના મ્હોં આગલ મુકી. તે જોઇ સવિતા બોલી—"આ વખતે મારાથી સ્હેજ પણ ખવાય એમ નથી?"

"કેમ વારુ? અમારા ગરીબને ત્યાં ખાતા તને શરમ લાગતી હશે! પણ આમાંથી થોડું પણ ખા, નહીં તો હું તને છોડનાર નથી!"

સવિતા ગંભિર મુખ મુદ્રા કરી બોલી—"એવું કહીશ તો હું બધું ખાઈ જઈશ જો!" "પણ એટલી બધી કૃપા અમારા ઉપર હોય શાની જે?" લક્ષ્મીએ કહ્યું.

"ખરેખર હું કંઇ ખોટું કહેતી નથી! વારુ આટલું બધું કોણ ખાશે?"

"કેમ? તું હું અને મારો બાલુ. ત્રણે મલીને પુરું કરીશું!"

"વારુ ત્યારે ખા જોઇએ!"

એટલું કહી સવિતાએ એક લાડુ ભાંગી તેનો અડધો ભાગ જબરાઈથી લક્ષ્મીના મ્હોંમાં મુકયો; અડધામાંથી અડધો બાલુના મ્હોંમાં મુકયો અને બાકીનો ભાગ પોતે ખાધો. બાલુને સવિતા પાસે બેસાડી લક્ષ્મી નીચે પાણી લેવા ગઈ. કાકીને નહીં જોવાથી બાલુએ રડવાનું શરુ કર્યું. એટલામાં લક્ષ્મી પાણી લઇને પાછી આવી અને તેને કેડપર લઇને એક મધુર ચુંબન કર્યું. કેરીની બીજી એક ચીરી ઉંચકી તેના હાથમાં આપી એટલે તેનું રડવાનું બંધ થયું. તે પાછો પહેલાંના જેવો હસવા લાગ્યો. બાલુની ગડબડમાં પડી લક્ષ્મીએ ખાવાનું બંધ કર્યું હતું; એ જોઇ સવિતા બોલી—"અરે, વાહ રે! હીસાબની વખતે ત્રણના નામ, અને હવે ખાતી કેમ નથી?"

"આ જો ખાઉં છું–" એમ કહી લક્ષ્મીએ એક લાડુ ભાંગ્યો. તેનો થોડોક ભાગ લક્ષ્મીએ પાછો બાલુના મ્હોંમાં મુકયો. એ જોઇ સવિતા મ્હોં ફેરવી બોલી–"એમ તારી લુચ્ચાઇ ચાલવાની નથી. ખાતી હોય તો ખા બરાબર; નહીં તો હમણાં હું બધું બહાર ફેંકી દઉં છું."

લક્ષ્મીએ એક કેરી લઇને ખાવા માંડી. આણી તરફ બાલુનો રડવાનો અવાજ ગુલાબને કાને પહોંચ્યો. તેની સાથેજ તે ગુસ્સે થઇને, વ્હેલી વ્હેલી લક્ષ્મીની ઓરડીમાં આવી; અને એક પણ શબ્દ બોલ્યા વિના તેણે લક્ષ્મીની કેડ ઉપરથી બાલુને ખેંચી લીધો. ત્યાર પછી તેના ગાલ ઉપર પાંચ સાત તમાચા ખેંચી કહાડી તે ગુસ્સાથી બોલી– "મુવા અકરમી! ખાવાને માટે મરી જાય છે. ધુળ કેમ ખાતો નથી! મુવો ખાવાને માટે માર ખાય છે ને વળી રડતો જાય છે!"

આવી રીતે બબડીને ગુલાબે તે છોકરાના ગાલપર એવી ચુંટી ખણી કે તે બિચારો "કાકી–કાકી" કરીને રડવા લાગ્યો. તે નિર્દય માને તેની દયા આવવાની તો બાજુએ રહી પણ ઉલટી તેને વધારે મારતાં બોલી–"પાછી કાકી કાકી કહે છે કે મુવા? હવે તું દેજે એનું નામ. તારો જીવ જ કહાડી નાંખીશ."

બિચારી લક્ષ્મી આંખમાં આંસુ આણી તે કોમળ બાળકના મ્હોં તરફ જોઇ રહી. ત્યાર પછી ગુલાબ છોકરાને લઇને ત્યાંથી ચાલી ગઇ. લક્ષ્મીની આંખમાંથી હજુ આંસું પડતાં હતાં, તે જોઇને સવિતા બોલી–"આ શું બ્હેન? આપણે તો આવી નવાઇ કોઇ જગાએ જોઇ નહતી!"

લક્ષ્મી રડતાં રડતાં બોલી–"સવિતા તું અહીંયાં જ

છે. કહે વારુ, મ્હારો એમાં શું વાંક પડયો કે, તેણે મારા ઉપર છોકરાને મારી મારીને અધમુવો કરી નાંખ્યો?

"તારો વાંક! લક્ષ્મી બીજાના છોકરાને લઇને ત્હારે છોકરાવાળી કહેવડાવવું હશે નહીં વારુ? તે છોકરાને માયા લગાડી તું તેને માર ખવાડે છે સમજી? હવે પછી આગળ પાછળનો વિચાર કર્યા વિના, જ્યાં ત્યાં એવી માયા કરતી ન ફર!"

"બે વરસનું કોમળ બાળક તે શું, ને તેને આવી રીતે મારવું તે શું? ચટ દઇને કોઇ વખતે એનો જીવ નીકળી જાય તો?" એટલું કહીને લક્ષ્મી પોતાના પાલવે આંસુ લુંછવા લાગી. એ જોઇ સવિતા ગંભીરતાથી બોલી-- "લક્ષ્મી! આગળ પાછળનું ધોરણ રાખી અને સઘળો રંગ રાગ જોઇને તું બહુ હોંશીયારથી ચાલે તો સારુ. મને આના ચિન્હ કંઇ સારાં લાગતા નથી."

## પ્રકરણ ૪ થું.

## સવિતાના વિચારો.

સાયંકાળ થતા સુનંદાએ ફરી "લક્ષ્મી-લક્ષ્મી" કરી બૂમો પાડી. લક્ષ્મી આંખો લુંછતી લુંછતી સાસુજી પાસે આવી અને તેનું માથું જોવા બેઠી. તેને આવી રીતે આંખો લુંછતા જોઇ સુનંદાએ પુછ્યું-"લક્ષ્મી, શું થયું, રડે છે કેમ?"

લક્ષ્મીની આંખો પાછી આંસુથી ભરાઈગઈ. તેણે સઘળો બનાવ સાસુજીને નિવેદન કર્યો. અને આંખોપર છેડો ઢાંકી તે રડવા લાગી. સુનંદા તેનું શાંત્વન કરતાં બોલી,-"અરે, ગાંડી તેમાં રડે છે શું? એમાં તેં શું ગુનો કર્યો!"

એટલામાં સવિતા ત્યાં આવી પહોંચી. તેને જોઈ સુનંદા બોલી,-"એ રંડાઓની ચેષ્ટાઓ જોઇને મારી તો બેન, અક્કલજ ઝ્હેર મારી ગઇ છે! કોણ જાણે તેમણે શું કરવા ધાર્યું છે!"

આવી રીતે ઘણીવાર સુધી વાતચીત થયા પછી સવિતા પોતાના ઘેર જવા તૈયાર થઈ, પરંતુ સુનંદા ડોશીએ તેને જવા દીધી નહીં. તે બોલી-"વરસાદ હજુ રહ્યો નથી; અને તું પળરતી ક્યાં જઇશ? 'આજની રાત અહીંયા જ રહે; ચાકરની સાથે હું તારી માને કહાવી મોકલું છું." સવિતાથી પછી કંઇ કહેવાયું નહીં. તેથી લક્ષ્મીને તો જાણે પરમેશ્વર જ મળ્યા! બન્ને જણાં ત્યાંથી ઉઠી, ઓરડીમાં વાતો કરતાં બેઠાં.

આણી તરફ ગુલાબે એક સરખો લવારો શરૂ કર્યો હતો. લક્ષ્મી, સવિતા અને પોતાની સાસુજી ઉપર તેણે અણહદ ગાળોનો વરસાદ વરસાવ્યો! તોપણ તેના મનનું સમાધાન થયું નહીં. છેવટે જગમોહન, રતિલાલ અને તેની સરખી વયના બીજા અંગ્રેજી ભણતા છોકરાઓને, લખતાં વાંચતા શીખેલી તમામ સ્ત્રીઓને તથા બાકી બચેલા સઘળાંઓની તેણે સાત સાત પેઢીઓ ઉથલાવી નાંખી! સુનંદા ડોશીએ તેને ઘણીએ વારી, સવિતા અને તેના વરનું નામ નકામું નહીં લેવા તેને ઘણુંયે સમજાવીને કહ્યું. છેવટે ડોશીએ હાથ જોડયા; પણ ગુલાબે તેના તરફ સ્હેજ પણ ધ્યાન દીધું નહીં. તેનો લવારો એક સરખી રીતે હજુ સુધી ચાલતો જ હતો. આવી રીતે ઘણી વાર સુધી બબડયા પછી, તે અંતે થાકી અને રડતા અવાજે બોલી-"ના, તે એવું આપણાથી ન ખમાય! ધુળગજા જેવી ખાવાની

ચીજને માટે પારકા છોકરાને મરાય કેમ? એવી તે કયા સુબાની દીકરી થઇ ને તે અહીંયા આવી છે?"

ત્યારપછી તે પોતાના વર તરફ વળી! અને તેનો પણ ઉદ્ધાર કરીને, પતિભક્તિની પરાકાષ્ટા કરી બતાવી! આવી રીતે ઘણી વાર સુધી વાદળ ગરજ્યાં. અંતે રાતના દશ સાડા દશને સુમારે તે શાંત રહ્યા! લક્ષ્મી અને સવિતા વાળું કર્યાં પછી પોતાની ઓરડીમાં સુવા ગયાં. લક્ષ્મીએ આપેલી સોપારી ખાતાં ખાતા સવિતા, બોલી-"બાપરે! આવી બૈરી તો આપણે કોઈ જગાએ જોઈ નહીં! જાણે જીવતી ડાકણ જ! પરમેશ્વરે એનું મ્હોં પણ લાકડાં લોઢાનું નહીં કર્યું, નહીં તો સાંજ સવાર મળી બશેર ભુકો પડતે!!"

લક્ષ્મી ભયભીત થઇને સવિતાનો હાથ પકડી બોલી-"જવા દે બ્હેન, આપણે એ વાત નહીં કરવી; નહીં તો વળી લંકાકાંડ જોવો પડશે!"

"એજ કે બીજું કંઇ. તેમાં બીહેછે શું? લંકાકાંડ થશે તો આપણે રાવણ-વધ કરીશું. એટલે થયું?"

"ના બ્હેન ના; એ વાતજ પડતી મુક. તું તો આજ પ્હેલ વ્હેલું જુવે છે; તેથી તને એમ લાગે છે. પણ આતો રોજનું છે. મારો તો બ્હેન, જીવ થરથર કાંપે છે. લે, તારે પેલો પત્ર જોવો છે કે?"

સવિતાનું મન બીજી તરફ લગાડવાને માટે, લક્ષ્મીએ તે પત્ર તેના હાથમાં મુકયો. સવિતા દીવા પાસે બેશી હસતાં મ્હોડે વાંચવા લાગી. વાંચ્યા પછી તે બોલી-"જો સઘળો સાર સમજાવ્યો છે તે! "કોઇની અદેખાઈ કરવી નહીં, કોઇની નિંદા કરવી નહીં; સાસુ સસરાની સેવા કરવી;

કોઈને ઝાઝુ મ્હોંડું આપવું નહીં; કજીયો કંકાસ કરવાને માટે કદી પણ તૈયાર થવું નહીં; તેમના છોકરાં તે આપણા છોકરાં સમજીને તેમનાપર સ્નેહ રાખવો–"આવું જ તેઓ કોલેજમાં શીખતા હશે નહીં વારુ?"

લક્ષ્મી હસતાં હસતાં સવિતા તરફ જોવાં લાગી. એવામાં એકાએક સવિતાની નજર તેના લુગડાં તરફ ગઇ. લક્ષ્મીએ પ્હેરલું લુગડું તદન નવુંજ હતું. પણ તેનો પાલવ ફાટેલો હતો. તે જોઇને સવિતા આશ્ચર્યથી બોલી–"આ શું? સોના જેવી નવી ચંદ્રકળા, એટલામાં ફાડી કેમ નાંખી?

"મ્હેં નથી ફાડી બ્હેન; કાલે અગાશીમાં સુકવવા નાંખી હતી, ત્યાં મને લાગે છે કે ફાટી હશે." સવિતા તેને અટકાવી બોલી–"હવે હું સમજી બધી વાત! સઘળો ઘોંટાળો ઘરનાંનોજ છે. એ કામ તેમનુંજ હોવું જોઇએ–"

"તું તારી મેળે ગમે તેમ સમજ–"

સવિતા એ લુગડાંનો ફાટેલો પાલવ હાથમાં લીધો અને તેને જોઇને તે બોલી–"તું પણ મને શીખવે છે કેમ? આ, જો. હાથે ફાંડયા વિનાં આવું કદી પણ ફાટે નહીં. આવી તે અદેખાઇ હોય?–"

સરળ સ્વભાવની લક્ષ્મી પોતાના સ્વાભાવિક મધુર સ્વરે બોલી–"હશે, ત્યારે કોઇ છોકરાએ ફાડી હશે. તે શું કરવા મારા લુગડાં ફાડે વારુ? એમ કરવાથી એમને ફાયદો શું?"

"આવી જ તારી અક્કલ! કાંઇ ફાયદો થાય તો જ માણુસો સઘળા કામ કરતાં હશે નહીં વારુ? હમણાં જ તેણે બધાંના કુળને તારવી નાંખ્યાં તેમાં તેને શું મળ્યું તે કહે? એ સઘળા દુર્બુદ્ધિના લક્ષણ છે. વારુ આની પહેલાં કોઇએ આવું ફાડયું હતું કે?"

"હા ઘણી વેળા; હું તો એમ ધારતી હતી કે આ કોઇ છોકરાંનું કામ હશે! "અરે ગાંડી! પુરુષોના જેવા વિચાર કરેથી, આપણા બૈરાં માણસનું કંઈ ચાલનાર છે વારુ! તેમને શું? તેમને તો એમજ લાગે છે કે, સંસાર બધો સીતાને સાવિત્રીથી જ ભરેલો છે.! તેથી જ તેઓ કહે છે કે, કોઈની સાથે કજીઓ કરવો નહીં; કોઈને કંઈ કહેવું નહીં; અરે, આ નીચ બુદ્ધિની સ્ત્રીઓની વખતે વખતે પુજાપાત્રી ન થાય તો તે માથે પણ ચ્હડી જાય! લક્ષ્મી, આવી કુભારજા રાંડોને વર પણ મળે છે; તેઓ પણ તેમના જેવા મુર્ખ અને અક્કલ હીન–"

સવિતાનું બોલવું સાંભળી, લક્ષ્મી અતિશય ગભરાઇને બોલી–"હવે એ વાતને પડતી નાખ–તારે ઉંઘવું છે કે નહીં!" એમ કહી તેણે ઓરડીના બારણે સાંકળ દીધી અને દીવો હોલવ્યો. તે બન્ને પથારીમાં પડયાં છતાં તેમની વાતો તો હજુ સુધી ચાલતી જ હતી. થોડીવાર પછી લક્ષ્મીના કાન આગળ પોતાનું મ્હોંડું રાખી સવિતા બોલી–"જો ગમ્મત જોવી હોય તો તારે; હું તને એક ચોર પકડી આપું. આપણી વાતો સાંભળવા કોઇ ઓરડીનાં બારણા પાસે ઉભું છે!"

લક્ષ્મી સ્વાભાવિક રીતે શાંતિ પ્રિય હતી. તે બોલી– "તેમાં આપણે શું? જે જેની નજરમાં આવે તેમ કરે. આપણે તેની પંચાતમાં શું કરવા પડવું જોઇએ."

તેનું સાંભળ્યું ન સાભળ્યું કરીને સવિતા બુમ પાડી બોલી–"બારણાં પાસે કોણ ઉભું છે?"

સવિતાના મ્હોડામાંથી આ શબ્દો બ્હાર નીકળતાંની સાથે જ, કોઇ ત્યાંથી ઉતાવળે જતું રહ્યું હોય એવું તેને

જણાયું. તે જોઇ સવિતા પાછી હસતાં હસતાં બોલી—"જો કેવી ઝડપથી ન્હાશી ગયું તે!'

સવિતાએ ત્યાર પછી લક્ષ્મીને ઘણી વાતો કહી. સંસાર સંબધી અનેક પ્રકારનો સદુપદેશ તેને આપ્યો. આવી રીતે એક બીજાના સહવાસમાં તે રાત્રી કયાં ગઇ તે પણ તેમને જણાઈ નહીં. બીજે દીવસે સવારમાં સવિતા લક્ષ્મીની અતિ પ્રેમથી રજા લઇ, અને દરરોજ આવવાનું કબુલ કરી પોતાને ઘેર ગઇ.



## પ્રકરણ ૫ મું.



### પરમાનંદદાસ અને સુનંદા.

આસો મહિનો બેઠો છે. દીવાળીનાં દહાડા પાસે આવી પહોંચ્યા છે. હિંદુ લોકોને દીવાળીના તહેવાર જેવો બીજો આનંદદાયક તહેવાર કોઈ નથી. કામ ધંધાને અર્થે અથવા બીજા કોઇ નિમીત્તે ઘર છોડી પરદેશ ગયેલાં માણસો, બનતાં સુધી આ અવસરે ઘર આવવાની તજવીજ કરે છે. કોઇ દોઢ મહિનાની, કોઇ મહિનાની; કોઇ પંદર દીવસની અને કોઇ નિદાન ચાર દીવસની પણ રજા લઇને ઘેર આવે છે. આગગાડી, આગબોટ વિગેરેમાં થતી ભીડા ભીડનું આ વખતે શું પુછવું? શહેરમાં જુવો, રસ્તામાં જુવો, બજારમાં જુવો, જ્યાં ત્યાં તે માણસોથી પરિપૂર્ણ જણાશે! આનંદદાયક દીવાળીની વાટ જોતાં જોતાં અમે આનંદથી ગાંડાં બની જઇએ છીયે! ન્હાના ન્હાના બાળકો તરુણો અને પ્રૌઢોના મુખપર જ્યાં જુવો ત્યાં આનંદની છાયા પ્રસરેલી જણાશે! કેટલીક વિરહિણી સ્ત્રીઓ, દીવાળીની

મોટી આશાથી વાટ જુવે છે. દુઃખ દરિદ્રતાથી હેરાન થતાં, કેટલાંક માતપિતા કમાવાને માટે પરદેશ ગયેલાં પુત્રનું હવે મુખ જોવા પામીશું એવી આશાથી દીવાળી તરફ ઉંચે ડોળે જોતાં રહે છે. જુના પુરાણાં, ફાટેલાં ટૂટેલાં વસ્ત્રો પહેરનારાં કેટલાંક બાળકો, અને તેમની સાથેની કેટલીક તરુણ યુવતીઓ, આ નિમીત્તે હવે આપણને નવાં વસ્ત્રો પહેરવા મળશે અને તેથી ચાર દીવસ શરીરની શોભા વધશે; એવી આશાથી તેઓ અતિ આનંદમાં રહે છે, આશાથી જ સર્વને ઉત્સાહ આવે છે; અને આનંદ તેમને પ્રફુલ્લિત કરી મુકે છે. આ આવો સુખદાતા અને મંગળ પ્રસંગ બીજો કયો હશે તે અમને સમજાતું નથી! આવા સ્વાભાવિક સુખનું સર્વત્ર પ્રદર્શન, કંઇ ઘડી ઘડી જોવ મળતું નથી!

પરંતુ સંસારમાં સુખ અને દુઃખ ભોગવ્યા વિના કોઇનો પણ છુટકો નથી! કેવલ સુખનું અથવા કેવલ દુઃખનું સામ્રાજ્ય કોઈ પણ ઠેકાણે જડવાનું નથી. જે વાતથી એક માણસનું મન આનંદથી પરિપૂર્ણ થાય છે, તેજ વાત બીજી અવસ્થાવાળા એક માણસને દુઃખમગ્ન કરે છે! એ એક સંસારનો સાધારણ નિયમ છે. એક રાજા મરણ પામે છે-બીજો તેની ગાદીએ બેસે છે. એકને માટે શોક થાય છે; તો બીજાને માટે આનંદોત્સવ નાચરંગ થાય છે! દરરોજ કેટલાં તરુણો આ સંસારનો “માયા મોહ પસારો” ત્યાગ કરી, મૃત્યુલોકમાંથી અકાળે પ્રયાણ કરે છે. તેની પાછળ તેના પ્રેમે સદાની દગ્ધ થયેલી અને અન્ન વસ્ત્રની વિપત્તિમાં પડેલી, તેની સ્ત્રીપુત્રાદિ આપ્ત મંડળી પોતાના શોક સ્વરથી આકાશ ભેદી નાંખે છે! તેમ એવી રીતે અસંખ્ય માણસો ઈહલોક છોડી જાય છે, પણ

જેને માટે કોઇ હસતુંયે નથી ને રડતુંયે નથી! ત્યારે આ હસવું ને રડવું, ખરું હોય કે ખોટું હોય; પરંતુ પૃથ્વીની સાથે જ તેનો જન્મ થયો છે અને પૃથ્વીની સાથે જ તેનો લય થનાર છે! ત્યારે એનો હર્ષ-શોક શા માટે કરવો જોઇએ?

દીવાળીને હવે આઠ દહાડા બાકી રહ્યા હતા. પરમાનંદદાસ દેશાઇ રાત્રે વાળુ કર્યા પછી નીચેના ઘરમાં શ્રીમદ્ ભાગવત વાંચતા બેઠા હતા. સુનંદા તેમની સામું બેશી સાંભળતી હતી. ઘરનાં બીજા માણસો પોતાની જગાએ સુવા ગયાં હતાં. એકાદ અધ્યાય પુરો થયા પછી સુનંદાએ ધીરે રહીને દીવાળીની વાત કહાડી-"આઠ દીવસ પછી સપરમો દહાડો આવશે. ઠાકોરજીનું કરવાનું હજુ બાકી છે. તમે તો સરસમાન પણ આણી આપતા નથી. આ વખતે શું શું કરવું છે તે પણ તમે કહ્યું નહીં—"

"તારી નજરમાં આવે તેમ કર. મને એમાં નહીં પુછ—" પરમાનંદદાસ અતિશય કંટાળીને બોલ્યા-"મને તો કંઇ સારું લાગતું નથી.!"

"ક્યાંથી લાગે? હું તે શું નથી સમજતી? પણ એમ કરવાથી ચાલશે કેમ? આપણે હવે માન અપમાન તરફ ધ્યાન દેવાનું કામ નથી. જ્યાં સુધી જીવમાં જીવ છે, ત્યાં સુધી ભલા ભુંડાના ધણી તો આપણે જ છીયે ને તેમને પુછે છે કોણ?"

"રાત દીવસ કંકાશ ને કજીઓ! કેવો જુલમ! માણસ સહન તે કયાં સુધી કરે!" પરમાનંદદાસ બોલ્યા.

"હવે તો કંઈ બોલવા જેવું રહ્યું નથી. પોતપોતાની બાયડીઓને દાબમાં રાખવાનું તો દુર રહ્યું પણ તેઓ ઉલટા તેને ચ્હડાવી આપે છે! ત્યારે એ લોકોને હવે મારે કહેવું પણ શું?" સુનંદાએ કહ્યું.

પરમાનંદદાસ ઘણીવાર વિચારમાં પડી બોલ્યા–"આ બે છોકરા પૂર્વ જન્મનું વેર વાળવા મારે ઘેર જન્મયા છે! એના કરતાં તો, નહીં હોય તે સારાં. મોટાને એક સરખી પૈસાની લાહ્ય લાગી છે! પૈસા વિના તેને બીજું કંઈ સુઝતુંજ નથી. પૈસાને માટે બીજાનો જીવ લેતાં પણ તે આઘુપાછું જુવે એવો નથી! આ મારા બોલ તું હૈયામાં કોતરી રાખજે કે, એ હરામખોર કોઇ દીવસ તુરંગમાં જશે અને બાપદાદાનું નામ બોળશે! અત્યારથી તો તેણે પોતાના ન્હાના ભાઇઓને ઠગવાનું કામ શરુ કર્યું છે! વારુ બીજા ચીરંજીવ! તે તો શુદ્ધ શંખ શિરોમણી! મુર્ખાને કોડીની પણ અક્કલ નહીં. જેને પોતાના હિતાહીતનું ભાન નહીં તેને માણસ કેમ કહેવો? બૈરી બોલી તો જાણે પરમેશ્વર બોલ્યા! આ બે છોકરાઓને જે કહીએ, તેના વિરૂદ્ધજ હમેશાં તેમનું આચરણ હોય છે. દરેક વાતમાં તેમના તર્ક વિર્તક તો ખરાને ખરાજ! આવા છોકરા નહીં હોય તો શું ખોટું?"

"અને તેમની વહુઓ પણ એવીઓજ! આઠે ઘડીને બત્રીશે પ્હોર બશ લડાઇ, લડાઇ ને લડાઇ; બીજી વાત જ નહીં! પેલી બિચારી લક્ષ્મી તો તેમની આંખનો પાટોજ થઈ પડી છે!" સુનંદાએ કહ્યું.

"જેવા વર તેવા વહુ. પણ એમાં વહુનો શો વાંક? બૈરીને કેળવવી એ તેના ઘણીના હાથમાં છે. સારાને પાલવે પડવાથી તે પણ સારીજ નીપજવાની."

"તે ખરું; પણ સારાં માબાપનાં છોકરાં સારાંજ નીપજવાનાં. મારી લક્ષ્મીને જ જુવોને–"

"જેવો મારો જગમોહન છે; તેવીજ તે છે. એ

બન્નેને જોઇને મારી આંખ ટાઢી પડે છે. અને હું સઘળું ભુલી જાઉં છું. લક્ષ્મી તે ખરેખર લક્ષ્મીનો જ અવતાર! અહા, બોલવું પણ કેવું મીઠું અને મર્યાદા ભરેલું. સ્વભાવ પણ કેવો શાંન્ત, હું જાણું છું કે તે લખતાં વાંચતાં શીખે છે. છો શીખે. તેમાં શું? એથી કંઇ માણસ બગડતું નથી. અહીં આવ્યાં પછી એક બેવાર મેં એને ચોપડી વાંચતા જોઇ હતી; તે વખતે જગમોહનપર મને ઘણો ગુસ્સો આવ્યો હતો. પણ હવે મને ખાત્રી થઇ છે કે, લખતાં વાંચતાં શીખેલી છોકરીઓજ સારી!" પરમાનંદદાસ બોલ્યા.

"લક્ષ્મી બુદ્ધિવાન પણ તેવીજ છે; એક શબ્દ આપણે બોલ્યા કે આપણા મનમાં શું છે તે સમજી જાય છે! વળી સ્વભાવ પણ કેવો શાંન્ત અને સરળ-! ગુલાબ અને જડાવ તેની આટલી બધી અદેખાઈ કરે છે, હાલતાં ચાલતાં લડે છે, ન દેવાય એવી ગાળો દે છે, "મડમ સાહેબ" "બાઇ સાહેબ" કહી તેને ચીડવે છે; પણ તેનો જરા પણ ગુસ્સો તે લાવતી નથી! કોઇ ગમે તેમ કહે, પણ પોતાની નજરમાં જે સારું જણાય, તેજ તે કરવાની. કામકાજમાં પણ કેવી ચતુર છે! જ્યાં ત્યાં તૈયાર! આળસ એ શું; તે તો તે જાણતીજ નથી. જગમોહનના લગનને આજકાલ કરતાં ચાર વરસ થયાં. પણ અત્યાર સુધી તે કોઇને ઉંચે મ્હોંડે બોલી છે કે? આવી સાલશ છોકરી મેં કંઇ પણ દીઠી નથી! તે બોલવા બેઠી કે જાણે મ્હોંડામાંથી અમૃત ઝરે છે! તેને જોઇને જીવ કેવો ટાઢો પડે છે. આ રાંડોનો જૂલમ જ્યારે તેનાથી સહન થતો નથી, ત્યારે તે એક ખુણામાં જઇને રડતી બેશે છે. પણ એક શબ્દ સરખોયે તે કોઈને કહેતી નથી!" સુનંદાએ વહુના વખાણ કર્યાં.

"મારી નાની વહુ લક્ષ્મી; તે મારા સંસારની ખરેખર લક્ષ્મી છે! પરમેશ્વર મારા જગમોહનને લાંબુ આવરદા આપે, તો તે મારું નામ તારશે. નહીં તો ખાત્રીથી માનજે કે, આ હરામખોરો તો પૂરા નામ બોળું નીકલ્યાં છે!"

"બન્ને ઘરડાં ડોશાં થાય! લક્ષ્મીએ તો તેમનો બાપ માર્યો હોય, એમ પેલી રંડાઓ એની અદેખાઈ કરે છે. જ્યાં બિચારી રાંધવા પેઠી કે, તેનો કેડો લીધો જ છે! કોઇ વખતે શાકમાંજ મીઠું નાંખી દે છે; કોઇ વખતે ભાતમાંજ પાણી ઝૂકાવી દે છે; આ તે કેવી અદેખાઈ! તેને લુગડાં શુકવવાની પણ ચોરી. ભુલે ચુકે સુકાવા નાંખ્યાં કે ફાટયાંજ છે! આ તે શું? મેં તો આવું કદી જોયુંયે નથી ને સાંભળ્યુંયે નથી! હું કદી કંઇ કહેવા જાઉં છે કે, મને તો તે રાંડો કરડવાજ દોડે છે! વરને માટે તો કંઇ બોલવુંજ નહીં. તે તો તેમને સદાના આધીન થઈ ગયેલા! મને અને લક્ષ્મીને તો તેઓ મનમાં આવે તેમ બોલે છે!"

પરમાનંદદાસે એક ઉંડો નિશ્વાસ મુકયો. તેઓ બોલ્યા "રહેવા દે એ વાત; રોજ ઉઠીને મારાથી તો એ નથી સંભળાતું. પાછલી સ્થિતિનો વિચાર કરતાં મારુ મન અસ્થિર થઇ જાય છે. હરામખોરોના મનમાં હજુ સુધી કંઈ સુધરવાનું જ છે નહીં!"

ચતુર સુનંદાએ જોયું કે, આ વિષયથી તેમને અતિશય દુઃખ ઉપજ્યું છે; તેથી તે વિષય બદલતાં બોલી–"પણ વારું, હવે દીવાળીમાં શું કરવું છે તે તો કહો!"

પરમાનંદદાસ વિરક્ત વાણીએ બોલ્યા–"જેમ વરસો વરસ કરો છો, તેમ આ વરસે પણ કરો એટલે પત્યું. પણ જો મારા મનમાં એમ છે કે, આ દીવાળી વિત્યાં પછી

કાશીની જાત્રાએ જવું. હવે આપણાથી તો આ સહન થતું નથી. જોઇ જોઈને ને સાંભળી સાંભળીને હું તો ' ધરાઈ ગયો છું. હવે મને બહુ કંટાળો ઉપજે છે. હવે વધારે દીવસ મારા રહ્યા નથી. મેળવેલી આબરૂ આખર સુધી પરમેશ્વર જાળવી રાખે તો થયું. બીજું આપણે કંઇ જોઇતું નથી. જો હવે અહીંયા રહેવામાં ફાયદો નથી. આ બન્ને લુચ્ચાઓ મ્હોંમાંથી એક શબ્દ સરખો બોલવા દેતા નથી. વારૂ વહુઓ; તે તો કોઇને ગણે એમ છેજ નહીં. ત્યારે અહીંયા રહીને શોભા ગુમાવવી એ ઠીક નહીં."

સુનંદા દુઃખી અંતઃકરણે બોલી—"પરમેશ્વરે જેમ ધાર્યું હશે તેમ થશે. એમ ચિંતા કરવાથી શું વળનાર છે? તમે કાશી જવાનું કહો છો, પણ લક્ષ્મીને અહીંયા મુકીને એક ઘડી પણ મારાથી કંઈ જવાય તેમ નથી. તેને અહીં એકલી મુકીએ તો, આ રાંડો તેનો જીવ લીધા વિના છોડે નહીં!"

## પ્રકરણ ૬ ઠું.

## પતી પત્ની.

જગમોહન ઘણા દીવસે દીવાળીની રજામાં ઘેર આવ્યો છે. લક્ષ્મીના મનમાં આજ અનેક વિચાર તરંગો ઉઠતાં હતા. જગમોહન પણ પોતાની પ્રિય પત્નીને મળવાને માટે ઉત્સુક બન્યો હતો. પણ કરવું શું? એકતો જુના વિચારનું ઘર, બીજું મોટી ભાભી અને જડાવ ભાભીની ટીકાની ધાસ્તી, તેથી ન છુટકે આ પ્રેમાળ દમ્પતિને રાત્રી થતાં સુધી રાહ જોવી પડી. સૂર્ય અસ્તાચળે ગયો. સંધ્યાકાળ થયો. ધીરે ધીરે ગાઢ અંધકાર જગતપર છવાવા લાગ્યો. રાત્રે વાળુ કર્યા પછી પુરૂષ મંડળ બહાર વાતચીત

કરવા બેઠું. ઘરની સ્ત્રીઓ પોતપોતાનું કામ પરવારી પોત પોતાની સુવાની ઓરડીઓમાં ગઇ. લક્ષ્મી પણ પોતાની ઓરડીમાં જઇ, દીવા પાસે પતિની વાટ જોતી બેઠી. ઓરડીમાં એક ન્હાનું સરખું ટેબલ અને તેની પાસે એક ખુરશી પડી હતી. જગમોહન રજામાં ઘેર આવેલો હોવાથી તે અહીંયા જ વાંચવા લખવા બેસતો હતો. ટેબલ ઉપર એક ન્હાનું ઘડિયાલ "ટિક ટિક" અવાજ કરતું હતું. લક્ષ્મીની નજર ઘડિયાલ ઉપર પડતાં જ "ઓહો, સાડા દશ વાગ્યા!" એવું તેના મ્હોડામાંથી અચાનક બોલાઇ ગયું. તે ટેબલ પાસે ગઇ. દીવો ઉચંકી તેણે ટેબલપર મુકયો અને ખુરશીપર બેશી ત્યાં પડેલા પુસ્તકોમાંથી એક પુસ્તક લઈ તેનાં પાનાં ઉથલાવવા માંડ્યાં! આ પાનાંમાંથી એક લીંટી, વળી કોઇ પાનામાંથી એકાદ શબ્દ; તો કોઇ પાનું એમને એમ ઉથલાવી, તેણે તે પુસ્તકનાં સો કરતાંયે વધારે પાનાં જોઇ નાંખ્યાં! પણ જગમોહનનું હજુ ઠેકાણું ન હતું! છેવટે કંટાળીને તેણે પુસ્તકને ઉચું મુંકયું અને પેન્શીલ લઇ કાગળ લખવા બેઠી. એક વખતે કાગળ ઉપર કંઈ લખ્યું, તો બીજી વખતે તેને ફાડી નાંખવો. વળી બીજો કાગળ લેવો અને તેનાપર પણ કંઈ લખી તેનેયે તે જ અવસ્થાએ પહોંચાડવો. આવો ક્રમ તેણે ચલવ્યો હતો. એટલામાં જગમોહન ઓરડીમાં આવ્યો. આવીને તેણે ઓરડીના બારણે અંદરથી સાંકળ દીધી. ત્યાર પછી તેણે લક્ષ્મીની પાછળ જઇ તેનો કોમળ હાથ પકડયો. એટલે લક્ષ્મી શરમાઇને ઉભી થઇ. જગમોહને હસતાં હસતાં પુછ્યું "કેમ કયાં જવાનો વિચાર છે?"

લજ્જાથી લક્ષ્મીના મ્હોંડામાંથી એક શબ્દ સરખોયે નીકળ્યો નહીં. તે જેવી ને તેવી ત્યાંજ ઉભી રહી! એ જોઇ જગમોહને ફરી પુછ્યું "સુવાનો વખત થઇ ગયલો લાગે છે."

આનો પણ ઉત્તર લક્ષ્મીએ દીધો નહી. જગમોહને ફરી પુછયું, "મારા પત્રનો ઉત્તર કેમ નહીં આવ્યો?"

હવે લક્ષ્મીએ બોલવાની સ્હેજસાજ હિંમત કરી. "તમેં ઘેર આવવાના હતા એટલે–" આટલાજ શબ્દો તેના મુખમાંથી નીકળ્યા. તેનું હૃદય ધડકવા લાગ્યું. જાણે આ સંભાષણથી તેણે કોઇ મ્હોટો ગુન્હો કર્યો હોય એમ તેને જણાયું.

"મને આવતા ઘણી વાર લાગી જણાય છે!" જગમોહને કહ્યું.

લક્ષ્મીનું મૌન્યપણું હવે ધીરે ધીરે વિદાય થવા લાગ્યું. તે સ્મિત હાસ્ય કરી બોલી "ના હું તો એમ ધારતી હતી કે, તમે બારોબાર પાછા મુંબઇ ગયા હશો. !"

"એટલે, એવી રાત કેટલીક ગઇ છે?

"ઘણી ગઇ નથી. મુંબઇની ઘડિયાલમાં હજુ સાત વાગ્યા નહીં હોય."

જગમોહને સ્નેહથી લક્ષ્મીને પોતાની પાસે ખેંચી અને પોતે ટેબલ પાસેની ખુરશીપર બેઠો. લક્ષ્મી પોતાના બન્ને હાથ ખુરશીપર મુકી પાછળ ઉભી રહી. જગમોહન બોલ્યો–"હું ધારું છું કે મુંબઇની ઘડિયાલો ઘણી ધીરે ધીરે ચાલે છે!"

"એકલી ઘડિયાલો જ નહીં પણ, મુંબઇમાં રહેનારા માણસોનાં કામકાજ પણ ઘણાં ધીરે ધીરે ચાલે છે!"

"તે ત્હેં કેવી રીતે જાણ્યું?" તેનું હાસ્ય કરતાં જગમોહને પૂછયું.

લક્ષ્મી ગંભીર સ્વરે બોલી–"આજે તમને વાર લાગી તે ઉપરથી, તમે જ એક દિવસે કહ્યું હતું કે "રાતના દશ વાગ્યા પછી જાગવું નહીં. અને સુર્યોદય થયાં પછી પથા-

રીમાં પડી રહેવું નહીં.” જુવો વારુ; કેટલા વાગ્યા છે તે? એક તો મુંબઇની ઘડિયાલોમાં હજુ દશ વાગ્યા નહીં હોય અથવા મારા કહ્યા પ્રમાણે તે બરાબર ચાલતી નહીં હોય!”

પરંતુ આટલું બોલતામાં આશો મહિનાના દહાડા હોવાથી લક્ષ્મીના કપાળ ઉપર પરસેવાના બિંદુ ચમકવા લાગ્યાં. જગમોહને ઘડિયાલ તરફ જોઇને અજાયબીથી કહ્યું– “અહો! અગીયાર વાગ્યા! આ ઘડિયાલ બરાબર ચાલે છે કે? એને દરરોજ તું કુંચી આપે છે કે નહીં?”

પરંતુ એથી લક્ષ્મી સ્હેજ પણ ડગી નહી. તે બોલી “કુંચી શું કરવા આપવી પડે? એ તો એની મેળેજ ચાલે છે!”

“ત્યારે તારા હાથમાં એવો કોઇ ગુણ હોવો જોઇએ! પણ કહે વારુ, અત્યાર સુધી અહીં બેઠી બેઠી શું કરતી હતી?”

“ ઈશ્વરનું ભજન! ”

“ ત્હેં વળી કયારથી ઇશ્વરની ભક્તિ કરવા માંડી છે?”

“ સંકટ પડે એટલે ઇશ્વરની ભક્તિ કરવી, આપોઆપ સુઝે છે! ”

“ અહો! એવું મોટું સંકટ, તારાપર કયાંથી આવીને પડયું? ”

લક્ષ્મી અતિ ધીરજથી બોલી; “હાથપર પાણી પડતાં, જેને જયાં જવું જોઇએ, ત્યાં હજુ સૂધી જવાનું તેનું ઠેકાણું નથી. તેની ચિંતા–”

“મારે માટે તું ચિંતા કરતી હતી?” જગમોહને વચ્ચે જ પુછ્યું.

લક્ષ્મી વ્યથિત અંતઃકરણે બોલી–“અમને ચિંતા શાની હોય? તમારા જેવા જ સઘળા માણસો નિર્દય હશે કેમ?”

પોતાની પ્રિય પત્નીના, સુંદર મુખકમલ પ્રતિ,

પ્રીતિ પ્રફુલ્લ અંતઃકરણે નીહાળી જગમોહન બોલ્યો-"મ્હેં તો અત્યાર સૂધી એવી નિર્દયતા વાપરી નથી. તને મળવાની જેટલી ઉત્કંઠા નહીં હોય, તેના કરતાંયે વધારે ઉત્કંઠા મને હતી. પણ શું કરું? બાપાજી, મોટા ભાઇ, ભાભીઓ વિગેરે સઘળા બેઠાં હતાં, તેમને મૂકીને અહીં કેમ અવાય? બાપાજી કહેવા લાગ્યા-"હવે મારી વૃદ્ધાવસ્થા થઈ; ઘડી પછી શું થશે તેની કોઇને ખબર નથી. હવે તમે ત્રણે ભાઇઓ એકઠા મળ્યા છો, એટલે તમે તમારું સમજીને જે હોય તે તપાસી લો." ઘર સંબંધી તેમણે કેટલીક વાતો કહી. તે હવે તને કાલે કહીશ. હવે તો રાત ઘણી ગઈ છે. અમથો ઉજાગરો કરીને કામ શું છે?"

"વારુ હવે પાછું કયારે જવું છે!"

"તે હવે કાલે કહીશ!" જગમોહન હસતાં હસતાં બોલ્યો.

"તેમાં કંઇ નવાઇ જેવું નથી. પણ ખરું કહો ને કેટલા દીવસની રજા છે?"

"ઘણા દીવસની છે!"

"પણ નક્કી કહેવાથી શું પાપ લાગે એમ છે?"

"દોઢ મહિનાની!"

"ત્યારે તો વાતચિત કરવાનો ઘણો વખત મળશે." લક્ષ્મી હસતાં હસતાં બોલી.

## પ્રકરણ ૭ મું.

## એનું શું કારણ?

ઘેર આવ્યા પછી જગમોહનનો નિત્ય ક્રમ બદલાયો. પ્રાતઃકાળમાં ઉઠી પ્રાતઃ વિધી આટોપી, અઠવા લાઇન્સ,

વિક્ટોરીઆ ગાર્ડન કે તાપિના કિનારાપર થોડીવાર ખુલ્લી હવામાં ફરવા જવું; ત્યાંથી આવી સ્નાન કરી એકાદ પુસ્તક અથવા વતમાનપત્ર વાંચવા બેસવું. કદી વડીલની સાથે અથવા વડીલ બંધુની સાથે ઘર સંસાર સંબંધી વાતચીત કરી, બીજા પ્રહરે ભોજનથી પરવારી સ્હેજ વિશ્રાંતિ લેવી; અથવા બની શકે તો સમાન વયના મિત્ર મંડળમાં બેશી નિર્દોષ રમત ગમતમાં આનંદ મેળવવો. ત્રીજો પ્રહર થયો કે પોતાના મિત્રોને ત્યાં મળવા જવું. જગમોહનનું સૌજન્ય અને સુશીલ વતન જોઇને, સઘળા માણસો તેનાપર સંતુષ્ટ રહેતા અને સ્નેહ રાખતા હતા.

લક્ષ્મી હવે બાળક નથી. સ્વભાવિક લજ્જાને કિંચિત બાજુએ મુંકી, તે પોતાના પતિની સાથે હવે મન મુંકીને વાતચીત કરતા શીખતી હતી. તે પોતે બુદ્ધિમાન્ હોવાથી, પતિના કહેવાનો અર્થ તુરત સમજી જઇ, તે અનુસારજ પોતાનું વર્તન રાખતી હતી. એટલુંજ નહીં પણ પતિના અંતઃકરણમાંથી ગુહ્ય વાત કહાડી, તેનો મનોભાવ સમજી લેવાનો તે અભ્યાસ કરતી હતી. આવી રીતે પ્રેમના બદલામાં પ્રેમ મળતો હોવાથી, આ નુતન દમ્પતિનો દામ્પત્ય પ્રેમ, દીવસે દીવસે દ્રઢ થવા લાગ્યો. રાત્રે પતિ પત્નીનો મેળાપ થતાં, જગમોહન તેની પાસે એકાદ ઉત્તમ અને શીક્ષણીય પુસ્તક વાંચવા બેસતો, અથવા તો તેની પાસે વંચાવતો. આવી રીતે તેમનો વખત ઘણા આનંદમાં જતો હતો. લક્ષ્મીએ અત્યાર સુધી ઘરની એક વાત પણ પોતાના પતિને કહીં નહતી, ધીરે ધીરે જગમોહનના રજાના દીવસો પૂરા થવા આવ્યાં. હવે કેવલ સાત આઠ દહાડા બાકી રહ્યા હતા. એ જોઇને એક દીવસ રાત્રે, પતિનો મેળાપ થતાં પોતાના

બન્ને હાથે, જગમોહનનો જમણો હાથ પકડી, તેની છાતી-પર પોતાનું માથું મુકી લક્ષ્મી અતિશય વ્યથિત અંતઃકરણે અને મૃદુસ્વરે બોલી–"હવે તમે ચાર પાંચ દીવસ પછી જશો. પણ મારી શી દશા થશે; તે તો પરમેશ્વર જાણે. મારો જીવ તો હવે ઘણો ગભરાઇ ગયો છે."

લક્ષ્મીએ જો કે હજુ સુધી ઘર સંબંધી કંઈ કહ્યું ન હતું, પણ જગમોહનને કાને સઘળી વાત કયારનીયે આવી ચુકી હતી. પોતાની પ્રિય પત્નીનો ઘરમાં કેવો વિના કારણ છળ થાય છે; તેની તેને ખબર નથી એમ ન હતું, પરંતુ એ વાત મનમાં લાવવી યોગ્ય ન હતી. કારણ કે તેનું પરિણામ સ્હેજ પણ સારું નીવડવાનું નથી, એ જગમોહન પરિપૂર્ણ સમજતો હતો. તેથી તે લક્ષ્મીને બોલ્યો–"એવું શું ગાંડી જેવું બોલે છે? પોતાના ઘરમાં રહેવું તેમાં વળી બીહવાનું શું અને ગભરાવાનું શું?"

લક્ષ્મીએ અતિશય દુઃખથી એક નિશ્વાસ મુકયો. તેની સાથે તેની આંખો આંસુથી ભરાઇ ગઇ. તે બોલી "એવી બીહીક કશી નથી. પણ ગુલાબ ભાભીજીને હું કાંટા જેવી ખુંચું છું!"

"એમ હોય તો એમાં તારોજ દોષ હોવો જોઇએ. આપણે રીતસર નહીં ચાલીયે તો આપણા મિત્ર પણ શત્રુ થાય છે. પણ જ્યારે આપણે સારી રીતે ચાલીયે તો આપણા શત્રુ પણ મિત્ર બની જાય છે! તું તેમની સાથે સારી રીતે ચાલતી નહીં હોય, તેમના છોકરાંઓ ઉપર માયા નહી રાખતી હોય, તેમની પાછળ નિંદા કરતી હશે; નહીં તો તુંજ કહે આપણા માણસો આપણને શા માટે એવું કરે?"

બિચારી લક્ષ્મી ઓશીયાળા જેવી બની બોલી–"મેં

તો કદી પણ તેમની અવગણના કરી નથી. અથવા તેમની સાથે ખોટી રીતે વરતી નથી. ઉલટી હમેશાં તેમની મરજી સાચવવા હું તૈયાર રહું છું. પણ હું ચોપડીઓ વાચું છું, સાફ સુફ લુગડાં પ્હેરું છું. જરા અસ્વછતા મને પસંદ નથી તેથી હું મંડમ બની ગઇ છું. હવે સાહેબ પાસે નોકરી લેવા જવાની છું; એવી એક નહીં પણ અનેક કુચેષ્ટાઓ તેઓ મારી કરે છે. સરખી સરખી સ્ત્રીઓમાં મારી નિંદા કરે છે. પણ–

એટલામાં જગમોહન વચ્ચે બોલ્યો–"છો કરતાં, તેમાં આપણું શું જાય છે. આપણે તેના તરફ ધ્યાન જ ન આપવું એટલે થયું!"

"પણ હું કયારે તેના તરફ ધ્યાન આપું છું. તેના તરફ જો હું ધ્યાન આપું તો, આ ઘરમાં પરમેશ્વર વિના બીજું મારું કોણ રક્ષણ કરનાર છે!"

"જો તને એક ટુંકી વાત કહું. જેનાથી જે વાતનો મર્મ સમજાયો નહીં, તેની પાસે તે વાત કહાડવી જ નહીં એ શાણા માણસનું કામ છે. કોઇ ગામડીયાંને "પૃથ્વી ગોળ છે" અથવા "પૃથ્વી ફરે છે." એવું આપણે કહીએ તો તે કદી પણ સાચું માનવાનો નથી. એટલું જ નહીં પણ તે ઉલટો આપણને મૂર્ખમાં ગણી કહાડશે!"

હવે શું કહેવું તે લક્ષ્મીને સૂઝયું નહીં. તે મોટા વિચારમાં પડી બોલી–"હા, ઠીક યાદ દીધી. પૃથ્વી કેવી રીતે ફરે છે, તે હું પણ ભુલી ગઇ છું. એકવાર મને કહોને તે ફરીથી."

"કહીશ વળી કોઇ દિવસે લખતાં વાંચતાં શીખ્યાથી શું ફાયદા છે; શિક્ષણથી માણસનું મન કેવું સુધરે છે; અને તે પ્રમાણે ખાવા પીવા સંબંધી અથવા લુગડાં લત્તા સંબંધી સ્વચ્છતા રાખવી, એ આરોગ્યતાને માટે

કેટલી જરૂરની છે; તે ઘણા માણસો સમજતા નથી. તો તારી ગુલાબ અને જડાવ ભાભીજી કેવી રીતે સમજી શકે? જેનામાં જે વિષય સમજવાની યોગ્યતા નથી, તેની પાસે તેજ વિષયપર વાદવિવાદ કરવા બેશવું; એજ પ્રથમ ભુલ છે. તેમનામાં જો શિક્ષણની મહત્વતા અને સ્વચ્છતાની આવશ્યકતા સમજવાની શક્તિ હોતતો, તારી તે કદીપણ મશ્કરી કરતે નહીં. ઉલટાં તેઓ પણ તારી પ્રમાણે વર્તતે ત્યારે એમાં કંઈ તેમનો દોષ નથી. તારુંજ અજ્ઞાન છે. તેમની મશ્કરીથી ચીડાઈ ન જતાં આપણે જે કરતાં હોઇએ તેજ કર્યાં જવું એજ મને ઠીક લાગે છે!"

"હું તેમજ કરું છું. કદી પણ તેમની સાથે એ સંબંધી વિવાદ કરતી નથી."

"ત્યારે તો મોટા આશ્ચર્યની વાત કહેવી! તું જ્યારે તેમને કંઈ કહેતી નથી, ત્યારે શું તે લોકો જ તારી સાથે વેર બાંધવા આવે છે?"

લક્ષ્મીને આ શબ્દોથી ઘણું દુઃખ ઉપજ્યું. તોપણ તે ગંભીર અને શાંત સ્વરે બોલી—"તે હું કેવી રીતે કહું? હવે આટલું બોલવાનું થયું, તો બે શબ્દ બોલું છું; જરા મારી પેટી ઉઘાડીને જુવો. તેમાં એક પણ લુગડું તમને ફાટ્યાં વિનાનું મળે છે? હું કોઇ કોઇ વખત અગાશીમાં લુગડાં સુકવવા નાખું છું. તે જુવો તો મારો જ અપરાધ નહીં કે? મારી ચોપડીઓ તપાસી જુવો, તેમાંનાં પાનાં કેવી રીતે ફાડી નાંખ્યાં છે તે? એ પણ મારો જ દોષ હશે? તેવીજ રીતે રાંધતી વખતે હું રોજને રોજ ભુલી જાઉં છું કે દાળ–શાકમાં બબ્બે ત્રણ ત્રણ વખતનું મીઠું નાંખી દઉં છું? સાસુજી અને સસરાજીને એક દિવસ પણ સારું

રાંધીને, જમાડવું નહીં, એવો મેં નિશ્ચય કર્યો હશે નહીં વારુ?!"

બોલતાં બોલતાં લક્ષ્મીની આંખોમાંથી ટપટપ આંસુ પડવા લાગ્યાં. તે પતિના અજાણતાં લુંછીને બોલી–"કોઇ વખતે તેમના કહેવાનો જવાબ આપું, ત્યારે તેઓ તરત જ કહેવા માંડે છે કે, "તને શું બેન! તું તો લખતાં વાંચતાં શીખેલી, તારી સાથે અમારો કંઇ નિભાવ થાય એમ છે?" વારુ જવાબ નહીં આપું ને છાનીમાની બેશી રહું તો કહે "શું કરવા બેન, અમારા જેવાં મૂર્ખ માણસની સાથે વાતચીત કરે. પોતે વાંચતાં લખતાં શીખેલાં અને ધણી પણ અંગ્રેજી ભણેલા એટલે અમારી સાથે શું કરવા બોલે?" જરા જલદી રાંધવા પેશું તો કહે "અમને બેન રાંધતાં ક્યાંથી આવડે? કરતાં કારવતાં તો લક્ષ્મી! અમારું કામ તો સાસુ સસરાને ગમતું જ નથી." વારું રાંધતાં જરા વાર લાગી તો "શું કરવાને તે રાંધે, પુસ્તકો વાંચવાનાં, કાગળો લખવાના, ચીત્રો કહાડવાનાં અને એવાં બીજા અનેક કામો તેને કરવાના છે! બેનનો મામો શ્રીમંત છે અને ધણી પણ શ્રીમંત છે. એટલે પછી શાની કાળજી હોય?" તેમના છોકરાઓને કદી સ્નેહથી લઇને કેડપર બેશાડીયે, તો કહે "અરે, બેન આ શું કરો છો? પારકાં છોકરાં કેડપર બેશાડી નકામી કમ્મર શું કરવા દુખાવો છો?" વારુ કદી નહીં લઇએ તો "મુવાં છોકરાં રડી રડીને મરી જાય છે, પણ કોઇને લેવાની બુદ્ધિ જ થતી નથી? દુશ્મનને પણ દયા આવે પણ ઘરનાં માણસોને તો દયા જ નથી!" એવાં મેણાં મારવા તૈયાર. મારી સાથે બાલુ ઘણો હળી ગયો છે. તેમ સૌ કરતાં હું તેનાપર સ્નેહ પણ વધારે રાખું છું

આજે તેને હું કેડપર લેવા ગઈ તો, તે છોકરો બોલ્યો- "હું તો તારી પાસે નહીં આવું કાકી!" મેં પુછ્યું "કેમરે, બાલુ, એમ બોલે છે?" ત્યારે તે છોકરો રડતો રડતો બોલ્યો-મારી માએ મને કહ્યું છે કે, કાકી કાકી કરીને તેની પાસે ગયો તો મારી જ નાંખીશ!" કહો શું સમજવું એ ઉપરથી?"

લક્ષ્મીનું ગળું ભેદાઈ આવ્યું. જગમોહન અતિ વિસ્મિત થયો અને પોતાની પ્રિય પત્નીના મુખ તરફ જોતાં જોતાં તે બોલ્યો-"અરે! ગાંડી! તેમાં રડે છે શું કરવા?"

પ્રેમથી પત્નીને પોતાની પાસે તેડી, તે તેનું સમાધાન કરવા લાગ્યો. પતિના પ્રેમાળ વાકયે, લક્ષ્મીનું કોમળ અંતઃકરણ વધારે ગદ્‌ગદિત કરી મુકયું! તે જગમોહનની છાતીપર માથું મુકી, એક ન્હાના બાળકની પેઠે રડવા લાગી. ઘણીવારે અંતઃકરણ સ્થિર થયા પછી તે બોલી-"તમે કહો છો કે, અયોગ્ય વર્તનથી મિત્ર હોય છે તે શત્રુ થાય છે. તમે કહો છો તેજ મારું વેદવાકય; પણ યોગ્ય વર્તન તે શું અને અયોગ્ય વર્તન તે શું; તે મને સમજાવો. શું કરવાથી તેઓ મારી સાથે સગી બ્હેન પ્રમાણે વર્તે, તે મને કહો; હું તેજ પ્રમાણે કરીશ."

સરળ સ્વભાવની લક્ષ્મીનો આવો સરળ અને સ્નેહ પૂર્ણ ઉદ્‌ગાર સાંભળી, જગમોહન થોડીવાર વિચારમાં પડયો. પોતાની પત્નીની આવી સરળ અને નિષ્કપટ વૃત્તિ માટે, તેણે તેની મનમાં ને મનમાં કેટલી પ્રશંસા કરી. તેને શું ઉત્તર દેવો એ કંઈ તેને સમજાયું નહીં. ઘણીવાર સુધી બન્ને જણાં સ્તબ્ધ રહ્યાં.

ત્યાર પછી પત્નીના આંસુ પોતાના હાથે લુંછી જગ-

મોહનં બોલ્યો–" ખરેખર, મને એનું કારણ સમજાતું નથી ! તું તેમની સાથે અયોગ્ય રીતે વર્તીશ એવી મને સ્વપ્ને પણ આશા નથી ! પરંતુ કારણ વિના કાર્યની ઉત્પત્તી થવી અશકય છે. ત્યારે તેઓ આમ કેમ કરતાં હશે? એક માત્ર તેનું કારણ છે; તે એજ કે અદેખાઇ. સામા માણસનું સારું જોઇને કેટલાંક માણસો બળી મરે છે. પરંતુ આપણી સ્થિતિમાં અને તેમની સ્થિતિમાં હું કંઇ ઘણો અંતર જોતો નથી. તેથી અદેખાઇનું કારણ પણ જણાતું નથી. ત્યારે એનું કારણ શું ?"

દીર્ઘ નિશ્વાસ મૂકી લક્ષ્મી દુ:ખી સ્વરે બોલી–" ત્યારે હવે મારે શું કરવું તે કહો !"



## પ્રકરણ ૮ મું.



## ગુલાબની શીખવણી.

બાલુને લક્ષ્મી પાસેથી તરછોડીને લઇ ગઈ, તે દિવસે રાત્રે ગુલાબે કરવાનું કંઇ બાકી મુકયું નહતું. તે મોટેથી રડતી, વારંવાર ડૂસકાં ભરતી વખતે છાતી માથું કૂટતી; અહીંથી તહીં અને તહીંથી અહીં, એમ કોઇ ભારે દુ:ખને લીધે ટળવળતી હોય એમ તે ટળવળતી હતી ! લલ્લુભાઇ આવું જોઇને બિચારો સ્તબ્ધ બેસી રહ્યો ! છેવટે તે પણ ત્રાસ પામીને બોલ્યો–" આજે વળી તને શું થયું ? મારાથી તો આ દરરોજ જોવાતું નથી !"

ગુલાબ વધારે ડૂસકાં ભરતાં ભરતાં બોલી–" મારાથી પણ દરરોજ આવું વેઠાતું નથી. મને મારે પિયર પહોંચતી કરો !"

ગુલાબનો આ દાબ હમેશનો હતો. પરંતુ લલ્લુભાઇથી તે આજ સહન થયો નહીં. તે ગુસ્સે થઇને બોલ્યો—"જતી કેમ નથી? તારો કોણે હાથ પકડયો છે?"

ગુલાબને આ બોલો ઘણા લાગી આવ્યા! તે રડતાં રડતાં બોલી—"જેની નજરે હું નકારી લાગું છું; તે ઘડી ઘડી મારી સાથે શું કરવા બોલવા આવે છે? હું આ ઘરમાં એક પણ દિવસ રહેવાની નથી. કાલે ને કાલે જ હું તો મારે પિયર જઇશ!"

કાલે જ શું? હમણાં જ જાને બારણાં ઉઘાડાં છે!" લલ્લુભાઈ સંતાપ પામીને બોલ્યો. "બહુ સારું; ત્યારે હું જાઉં છું—!"

એમ કહીને ગુલાબ ગુસ્સામાં ને ગુસ્સામાં પથારીમાંથી ઉઠી. લલ્લુભાઇએ તેનો હાથ પકડયો. તે બોલ્યો—"હવે છાનામાના સુવું હોય તો સુઇ રહેને? નકામી શું કરવા ફજેતો બતાવે છે? કયારના કહીયે છીયે તે ધ્યાનમાં નથી ઉતરતું કેમ? બોલ, હવે કેવી બોલે છે તે જોઉં?"

ભયથી, દુઃખથી અને ક્રોધથી ગુલાબ પાછી પથારીમાં પડી! રડી રડીને તેણે પથારીપરની ચાદર ભીંજવી નાંખી! અડધો પોણો કલાક આવી રીતે નીકળી ગયો, પણ તેનું રડવાનું બંધ રહ્યું નહીં. એ જોઇને લલ્લુભાઈને ખાત્રી થવા લાગી કે, આજે કંઈ વધારે થયેલું હોવું જોઇએ; નહી તો આટલી વાર સુધી એનું રડવું ચાલે નહીં. પોતાના મનમાં આ વિચાર આવતાં જ, તેને પોતાની પત્નીની દયા આવી! તેનાપર ગુસ્સો કહાડયો તેથી તેને પસ્તાવો થવા લાગ્યો! એટલે તે ઘોર પાપના પ્રાયશ્ચિત લેવાના હેતુથી પોતાની પત્નીનો હાથ પકડી લલ્લુભાઈ કરુણાજનક સ્વરે બોલ્યો—"આજે એવું શું બન્યું છે તે તો કહે!"

આ પ્રશ્નનો ઉત્તર આપવાની પંચાતીમાં નહીં પડતાં, પતિના હાથમાંથી પોતાનો હાથ તરછોડી લઈ, ગુલાબ મ્હોડું ફેરવી પાછા ડૂસકાં ભરવા લાગી! એ જોઈને લલ્લુભાઈનું હૈયું પીગળવા લાગ્યું! પોતાની સ્ત્રીપર આજે કંઈ મોટો ગજબ ગુજરેલો હોવો જોઈએ એમ તેણે નક્કી કર્યું! તે તેની પાસે તેના મનનું સમાધાન કરવા લાગ્યો. “શું થયું, શું નહીં; તે બોલ્યા વિના મને શું સમજણ પડે? અને તેનો નીકાલ પણ કેવી રીતે કરવો.”

એથી ગુલાબ રડતાં રડતાં ગુસ્સામાં બોલી–“કંઈ થયું નથી, ને કોઈને કહેવાની પણ જરૂર નથી!” એ સાંભળી લલ્લુભાઈનું મન અધિક વ્યગ્ર થવા લાગ્યું. તે આજીજી કરતાં બોલ્યો“પણ મને કહેને; જે થયું હોય તે?”

“તમને કાળજી હોતતો, મારી આવી દશા થાત કે?” ગુલાબ વધારે ને વધારે રડતાં બોલી.

“મારી સામું ફરીને, એક વખત ખુલાશાથી કહે કે શું થયું છે!” એટલું કહીને તેણે પોતાની પ્રેમાળ પત્નીનો હાથ પકડી પોતાના તરફ ખેંચવા માંડી! ગુલાબ એથી સ્તબ્ધ પડી રહી. એક શબ્દ પણ બોલી નહીં. પત્નીનું મ્હોં ફેરવી લલ્લુભાઈએ ફરી પૂછ્યું “શું થયું તે તો કહે”

પરંતુ હજુ સૂધી એ પ્રશ્નનો ઉત્તરજ તેને મળ્યો નહીં. તેમ તેમ તે વધારે અધીર થવા લાગ્યો. છેવટે કંટાળીને તે બોલ્યો–“હવે તારે કહેવું છે કે નહીં?’

હવે વધારે મોંઘા થવામાં માલ નથી, એવું જાણી ગુલાબ બોલી–“આ ઘરમાં મને જે દુઃખ છે, તે જેને જણાતું નથી, તેને કહીને પણ ફાયદો શું? વારું એમ છતાં કહીશ, તો તે માનશે પણ કોણ?

બોલવાની સાથે જ ગુલાબની આંખમાંથી આંસુ પડતાં હતાં એ કહેવાની જરુર નથી!

"માનવા નહીં માનવાની વાત જુદી છે. પહેલાં તું કહી દે; જે ખરું હોય તે?"

ગુલાબે ફરી એક ડૂસ્કું મુકયું! લુગડાંના છેડાથી આંખ નાક લોહી તે બોલી—"અમને કંઇ લખતાં વાંચતાં આવડતું નથી, તેથી અમારું કહેવું કોઇને પણ ખરું લાગવાનું નથી."

"પણ કહ્યા વગર!"

"તમારા પેલા લાડકા ભાઈ અને ભોજાઇનેજ પુછો ને?"

"તેણે શું કર્યું?"

"કરવાનું શું? હવે ફકત મારવાનું બાકી રહ્યું છે!"

"પણ તેં શું એવો તેનો બાપ માર્યો છે?"

"તે હું કેવી રીતે કહું? કાલે કોઇ ઘરમાં ન હતું, તે વખતે હું એકલી સુતી હતી, એટલામાં તેની ઓરડીમાં કંઇ ગુપચુપ વાત થતી હતી હોય એમ મને લાગ્યું. તેથી શું વાત ચાલે છે તે સાંભળવાને માટે હું ઓરડીના બારણાં આગળ ગઈ. ત્યાં મેં જે કંઇ સાંભળ્યું છે, તે હું તમને કહીશ તો તમે માનવાના પણ નથી!"

"પણ તે કહ્યા વિના કેમ મનાય!"

"આજકાલની ઘરમાં આવેલી, તે ધણી આગળ કેવી કેવી ફરિયાદ કરતી હતી. તે કહેવા લાગી—"તમે તો હવે રજા પૂરી થઇ એટલે જશો, પણ મારી શી દશા થશે તે તો પરમેશ્વર જાણે. મને સાથે લઇ જાઓ; હું કંઈ અહીં રહેવાની નથી." ધણીએ પુછ્યું "કેમ વારું, તને અહીંયા કોનું દુઃખ છે?" એટલે તે ઝટ દઇને કહેવા લાગી "બન્ને દેરાણી જેઠાણી મારી પાછળ હાથ ધોઇને મંડી છે! તે

ઘડી પૈછી શું કરશે તેની કોને ખબર! હું પુસ્તકો વાંચુ છું, ચોખ્ખાઇથી રહું છું, એટલે તેઓ મારી નિંદા કરે છે. મારાં પુસ્તકો ફાડી નાંખે છે, અગાશીમાં લુગડાં સુકવવા નાંખુ છું તે પણ ફાડી નાંખે છે; અને મનમાં આવે તેવી ગાળો દે' છે- !"

"પણ એથી જગમોહન શું બોલ્યો?" ગુલાબની કથા હજુ તો પૂરી થઇ ન હતી, એટલામાં લલ્લુભાઇએ પુછ્યું.

"તે બોલ્યા-"નિંદા નહીં કરે તો બીજું શું કરે? લખવા વાંચવાનો મર્મ તેઓ શું સમજે? ખુદ તેમના વરને પણ સમજવાની મુશ્કેલી તો-!"

આ વાતના ખરાપણાને માટે લલ્લુભાઇને, સ્હેજ સંદેહ પડયો-"મારો જગમોહન એવો ખરાબ નથી; તે એવું કહે એ હું માનતો નથી!" લલ્લુભાઈ બોલ્યો.

"તેથીજ હું કહું છું ને! તમારો ડાહ્યો ડમરો ભાઇ મ્હોંડે "ભાઇ ભાઇ" કહે એટલે તમારા આનંદનો પાર નહીં! પણ જગમોહનભાઈ મ્હોંડે શાકર પીરસે છે, ને પેટમાં પાળી રાખે છે તેની તમને કયાં ખબર છે? તમે આવા હોંશીયાર થઇને આટલુંયે સમજતા નથી!"

પત્નીએ કરેલી પોતાની પ્રશંસા સાંભળી, લલ્લુભાઈ મનમાં ને મનમાં અતિ આનંદ પામ્યો. તે બોલ્યો-"તે એવો નીકળે તો નવાઇ જેવું શું છે? અંગ્રેજી ભણ્યા એટલે થઈ રહ્યું- !"

ગુલાબને હવે ધારણ વળી! આ શબ્દોથી તે પણ ખુશી થતાં બોલી-"તમે એમ ધારતા હશો કે, મારો જગમોહન અંગ્રેજી ભણીને હોંશીયાર થશે તો, મોટી નોકરી મળશે. અને તેથી આપણે સુખી થઇશું! જગમોહનભાઈ

મ્હોંડે મીઠું મીઠું બોલે છે, પણ વખત આવે તે શું કરશે તેની કોને ખબર છે? તે કંઇ તમારા જેવો કાચો નથી સમજ્યા? બૈરી કહે તે એનું બ્રહ્મવાકય! તમારી અડીને વખતે જગમોહન તમને એક કોડી પરખાવે એ તમારે આશા જ ન રાખવી! બળી એ વાત; મારાં તો સાંભળી સાંભળીને રુંવા ઉભાં થાય છે!"

"વારુ પછી જગમોહન શું બોલ્યો—"

"શું જગમોહન! જગમોહનભાઈ બોલ્યા કે "જ્યારે તે લોકો તારાં લુગડાં ફાડી નાંખે છે, ત્યારે તું શું કરવા જોઇ રહે છે? તને શું ફાડતાં નથી આવડતાં?" એથી લક્ષ્મી હસતાં હસતાં બોલી "હું કયાં ચુકું એમ છું? આજુબાજુ જોઇને હું પણ તેમનાં લુગડાં ફાડી નાખું છું. કહો કેવી પક્કી!"

લલ્લુભાઈ માથું ખજવાળતાં બોલ્યો—"એ તો મેં આજે જ સાંભળ્યું—" ગુલાબ ફરી રડતાં રડતાં બોલી—"વરસ દહાડે ત્રણ ત્રણ ચ્યાર લુગડાં થાય છે, તેને માટે તમે મારો જ વાંક કહાડો છો. પણ ખરું પુછો તો હું બીહીતી બીહીતી વાપરું છું. કહો ત્યારે જ્યાં આવું આવું થાય, ત્યાં કયાં સૂધી રહેવાય?"

"જ્યાં માંહે માંહે વેર હોય, ત્યાં તારો પણ શું વાંક? પણ આ વાતનો બંદોબસ્ત કરવો જોઇએ. વારુ પછી—?"

"પછી શું? પછી તો જગમોહનભાઇની અક્કલના તારા તૂટવા લાગ્યા! તે બોલ્યા-"પણ લુગડાં કે કપડાં ફાડવાથી તેઓ કંઇ ઠેકાણે આવવાના છે? ધણી જેવા મૂર્ખ તેવી જ અક્કલહીન અદેખી બૈરી. તેમને તો પુરી નશીયત આપવી જોઇએ."

લલ્લુભાઈ ગુસ્સાથી બોલ્યો–"શું એક બે અંગ્રેજી ચોપડી ભણ્યો, એટલે તે અમને મૂર્ખ ઠેરવી, સામો નશીહત આપવા નીકળ્યો છે? જોઇએ હવે શું થાય છે તે–?"

"મારો ધણી ગમે તેવો છે. તેમાં એના બાપનું શું ગયું? એ શું અમારું પુરું કરવા આવે છે કે, અમને તે આમ બોલે? અમારો ધણી અમને જે આપશે તે ખાઇશું નહીં તો ભુખે રહીશું! પણ કોઇ મુવે અમને શું કરવા ગાળો દે?" એવું કહી ગુલાબે પતિ ભક્તિની પરાકાષ્ઠા કરી બતાવી!

"ચાર ચોપડી ભણ્યો નહીં, એટલામાં તો અભિમાન કેટલું કરે છે? ઠીક છે; થોડા વખતમાં એ પણ જોશે–?"

"અરે એટલાથી કંઇ પતી ગયું છે એમ સમજશો નહીં? એ શિવાય તો બીજી કેટલીક વાતો તેણે કરી હતી પણ મારા ધ્યાનમાં કંઇ રહી નહીં." ગુલાબે ઉમેર્યું.

"મેં પહેલાં તારા બોલવાપર ધ્યાન આપ્યું નહીં, તેથી હું તેમના કારસ્તાન કયાંથી જાણું? પણ આજે તેં કહ્યું તે ઠીક કર્યું. જો તો ખરી એનો બંદોબસ્ત હું કેવો કરું છું!"

"હું એ જ બીકે તમને કંઇ કહેતી ન હોતી. હું તો જે કહું છું તે તમે ખોટું માનોછો એટલે નકામો લવારો કરવાથી ફાયદો શું? તમે માનો કે નહીં માનો, હું પણ તમારી પાસે જીવ જતાં એ જુઠું બોલનારી નથી!"

લલ્લુભાઇએ આનો કંઇ પણ ઉત્તર આપ્યો નહીં. પરંતુ પોતાની ધારણા પાર પડી એ ગુલાબ સમજી ગઇ. તે મનમાં ને મનમાં પોતાની બુદ્ધિના વખાણ કરવા લાગી અને કાલે જડાવને સઘળી હકીકત કહી, પછી શું કરવું તેનો વિચાર કરવા લાગી. ત્યારપછી ઘણી મોડી રાતે તે સ્વસ્થપણે સુતી!



## પ્રકરણ ૯ મું.

## પિતા પુત્ર.

પરમાનંદદાસ દેશાઈ ઘણા આબરુદાર ગૃહસ્થ હતા. તેમના સદ્વર્તન, સૌજન્ય અને ધર્મનિષ્ઠા માટે લોકોનો ઉંચો મત હતો. કોઇનું પણ દુઃખ જોતાં, તેમનું કોમળ અંતઃકરણ તરત જ દયાથી દ્રવી જતું હતું. અનાથ અપંગ, દુઃખી દરિદ્રી કોઈપણ તેમની પાસેથી વિમુખ જવા પામતું ન હતું. પોતાની શક્તિ પ્રમાણે તે સર્વેને સહાયતા આપવા કદી પણ આઘુ પાછું જોતા નહતા. પરોપકાર કરવામાં તેમને એક પ્રકારનો અપાર આનંદ થતો હતો. કોઇ પણ રીતે તેમને પરોપકાર કરવાનો પ્રસંગ મળતો ત્યારે તેમની ગંભીર મુદ્રા એકદમ પ્રફુલ્લિત થઇ જતી હતી. આ પુણ્ય વ્રત નિભાવવાને માટે તેમને ઘણી વખતે અનેક પ્રકારના સંકટો સહેવાં પડતાં હતાં, પરંતુ તેને માટે તેમણે કદી પણ અસંતોષ જણાવ્યો નહતો. મોહોલ્લામાં અથવા ઓળખીતા માણસોમાં ચાલતા વાદવિવાદ અને લડાઇ ટંટામાં, તેઓ કેવલ નિરપેક્ષ બુદ્ધિથી મધ્યસ્થ રહી ન્યાય કરતા. સ્વાભાવિક બુદ્ધિ, વ્યવહારિક જ્ઞાન અને મનુષ્ય સ્વભાવની પુરી ઓળખથી તેમનું માન એટલું બધું હતું કે, તેમના શબ્દ બહાર જવાને કોઇ પણ હીંમત કરતું નહતું. સારાંશ કે, પરમાનંદદાસ દેશાઇનું જ્યાં ત્યાં સારું માન હતું.

પરંતુ આટલી બધી પ્રતિષ્ઠા, સુશીલ અને સદ્વર્તન શીલ પત્ની, સંતતી, સંપત્તિ વિગેરે સર્વ વાતો અનુકુલ હોવા છતાં, પરમાનંદદાસ સુખી નહતા. આજ કેટલાં વરસ થયાં, તેમના નિર્મળ હ્રદયમાં દુઃખરૂપી કંટક ઉગ્યા હતા, અને તેથી

કોઇ પણ વાતે તેમને સુખ લાગતું ન હતું. ખાવાથી તેમને તૃપ્તિ મળતી નહુતી; તેમ નિદ્રાથી તેમને શાંતિ મળતી નહુતી. ઘરમાં સળગેલી કલહની અગ્નિ તેમનું અંતઃકરણ પ્રતિપળે બાળતી હતી. દેશાઇના ઘરમાં હવે કંકાશ વિનાનો એક પણ દિવસ ખાલી જતો નહુતો. મોટી વહુ ગુલાબ અને વચલી વહુ જડાવ, એક દિવસ સાસુની સાથે તો એક દિવસ લક્ષ્મીની સાથે; એવાં કંઇ ને કંઇ મીશે તેઓ લડતાં હતાં. લલ્લુભાઈ પોતાની બુદ્ધિ પ્રમાણે તેમને ઉત્તેજન આપતો. તેને ખાત્રી હુતી કે, આ કલહાગ્નિ જેટલી વધારે સળગશે તેટલી જુદા પડવાની તક વ્હેલી મળશે. તેનું ધારવું એમ હતું કે જુદા પડ્યા વિના, છુપી રીતે ભેગા કરેલા પૈસાપર મોજ મારવાની તક મળવાની નથી. વચલો છોકરો મણિલાલ ભોળો અને કાચા કાનનો હતો. પોતાની સ્ત્રીની ઇચ્છા વિરુદ્ધ કોઇ પણ કામ કરવાની તેની હિંમત જ થતી નહુતી. કારણ કે તે કદી એવું કરે તો, ખુલ્લી રીતે મૂર્ખ મૂર્ખ કરીને તેની સ્ત્રી તેનો ફજેતો કરતી! એ વીના તેના મનને એવી ખાત્રી હુતી કે, પોતાની નાની ભોજાઈ અને તેનો પક્ષ લેનારી પોતાની મા; એ બન્ને પોતાની પત્નીને વિનાકારણ દુઃખ દે છે. એટલે પોતાની પત્નીને કોઇ કોઇ વખત તેમની સાથે લડવું પડે તો, તેમાં તે અયોગ્ય ગણુતો નહુતો. એટલે મણિલાલ પણ જડાવને કંઇ કહેતો નહીં; તેમાં વળી ગુલાબ અને જડાવ એક થયાં હતાં. લલ્લુભાઇએ છાનામાના પૈસો ભેગો કર્યો છે, એ મણિલાલ અને જડાવ જાણુતા હતા. અને માટે જ ગુલાબે જડાવને ધીરજ આપી હુતી કે "જુદા થયા પછી તમે મારા કહ્યા પ્રમાણે ચાલશો તો, આમાંથી અડધો

ભાગ તમને આપીશું!" જડાવને આ શબ્દો ખરા લાગતા. આણી તરફ લલ્લુભાઈ પણ મણિલાલને લોભે લલચાવતો હતો. એટલે મણિલાલ અને જડાવ પણ જુદા નીકળવાને માટે, તેમનાં જેટલાં જ અધીરાં બન્યાં હતાં. દિવસે દિવસે કલહાગ્નિ વધારે ને વધારે સળગવા લાગ્યો. પહેલાં દેશાઇ ઘરમાં હોય તો ખુલ્લી રીતે લડાઈ થતી ન હતી; તેમની ધાકે કોઇ કાંઇ બોલતું નહતું, પરંતુ તેમની પણ ધીરે ધીરે બધાએ આમન્યા લોપવા માંડી. હવે તો તેમના દેખતાં મોટાં મોટાં વિતંડવાદ કરવામાં, લક્ષ્મી અને સાસુની સાથે અને વખત આવે દેશાઇની સાથે લડવામાં, નજરમાં આવે તેમ બોલવામાં, ગુલાબ અથવા જડાવ સ્હેજ પણ આંચકો ખાતાં ન હતાં! બન્નેમાંથી એકે લડાઇની શરુઆત કરી કે તરત જ બીજી તેની મદદે દોડી આવતી!

પોતાના ઘરમાં આવું ડગલે ડગલે ભોગવવું પડતું અપમાન, પરમાનંદદાસને દુઃસહ્ય થઇ પડ્યું. તેમની સૌમ્ય સૂચક ગંભીર મુદ્રાપર હવે ખિન્નતાની છાયા સ્પષ્ટ જણાતી હતી. બીજા કુટુંબોમાં થયેલી લડાઈઓ ભાંગવાના કામમાં જે પરમાનંદદાસનું માન હતું; તે જ પરમાનંદદાસ પોતાના કુટુંબનો કલેશ ભાંગવાને માટે નિષ્ફળ નિવડ્યા! પોતાની સઘળી યુક્તિ પ્રયુક્તિ ખરચતાં પણ તેમનાથી પોતાના કુટુંબમાં શાંતિ સ્થાપન થઇ શકી નહીં. પોતાના બુદ્ધિબળે જેણે એકાદ ધૂર્ત મંત્રથી સેંકડો ગૃહરાજ્યમાં શાંતિ સ્થાપન કરી હતી, તે જ પરમાનંદદાસને આજ પોતાના ઘરમાં, તે મંત્ર પ્રયોગ કરવાનો અવસર આવેલો છતાં, તે શાંતિદાયક મંત્ર અંતે અફળ ગયો!! એ અફળતા જ કુટુંબ નાશની કારણભૂત થઇ! પરંતુ એમ કહ્યાથી વળ્યું

શું? જો એમ ન હોત તો પૃથ્વીમાં પૃથ્વીત્વ રહેત કયાંથી? કળીનું અસ્તિત્વ પણ રહેત કયાંથી? સંસારી મનુષ્યથી, એમ ન હોત તો સંસાર ચલાવા તે કેમ? અને જો એમ ન હોત તો સંસારમાં સ્વાર્થજ્ઞાન પણ રહેત કયાંથી? એમ ન હોત તો ફરી સતયુગ જ આવ્યો સમજવો! એથી જ મોટાં મોટાં વિલક્ષણ બુદ્ધિવાન અને તેજસ્વી પુરુષો પણ કોઇ કોઇ વખતે આવી દુઃખી સ્થિતિમાં આપણી નજરે પડે છે!

પરમાનંદદાસ, પોતાના કુટુંબની હવે પછી શી દશા થશે એજ વિચારમાં રાત દીવસ રહેવા લાગ્યા તેમની મુખમુદ્રા નિસ્તેજ થઇ ગઈ હતી; શરીર પણ દિવસે દિવસે ક્ષીણ થતું હતું. સદા સર્વદા તે ઉંડાં વિચારમાં નિમગ્ન થયેલા જણાતા હતા. આવી રીતે દિવસોપર દિવસ ચાલ્યા ગયા, પણ શું કરવું એ કંઇ કરતાં તેમને સુજતું ન હતું. આગળ કહ્યા પ્રમાણે ગુલાબે પોતાના પતિના કાન ભંભેર્યા તેને બીજે દિવસે પરમાનંદદાસ હમેશના નિયમ પ્રમાણે ઘરના આગલા ભાગમાં વિચાર કરતા બેઠા હતા. એટલામાં જગમોહન ત્યાં આવી પહોંચ્યો. તેને જોઈ દેશાઇએ એક દીર્ઘ નિશ્વાસ મુંકી પોતાની પાસે બોલાવ્યો. અને કહ્યું "જગમોહન! હવે તારી રજા પુરી થઈ છે. બે ચાર દિવસમાં તું મુંબઇ જઈશ. તને કહેવાને માટે હું દરરોજ વિચાર કરું છું, પણ અત્યાર સુધી એવો વખત જ મળતો નહતો કે હું તને કહુ. હવે પછી સંસારની ચિંતા તને વળગશે એટલે તારા અભ્યાસમાં ખલેલ પડશે. પરંતુ તેનો હવે કંઇ ઉપાય રહ્યો નથી. હવે તને કહ્યા વિના મારો છુટકો નથી. હું કહું છું તે તું ધ્યાન દઈને સાંભળ; ઘરમાં

હાલ કેવા ઢોંગ ચાલે છે, તે તો તું નજરે જુવે છે. તેને માટે હવે શું કરવું?" જગમોહને નીચું જોઈ ઉત્તર આપ્યો "તમને જે ઠીક લાગે તે કરો. એમાં હું શું સમજું!" "અરે, ભાઇ! એમ હવે કયાં સુધી ચાલશે! હવે મારી વૃદ્ધાવસ્થા થઇ છે, અમે હવે થોડા દહાડાના પરોણા! પણ તારા ભાઇઓના એક એક ઢોંગ જોઇને મારી તે બુદ્ધિ બ્હેર મારી ગઈ છે!"

જગમોહન કંઇ બોલ્યો નહીં. દેશાઇ ફરી બોલવા લાગ્યા–"અરે હું બાપ છું તોપણ મારી પરવા નહીં કરવી હોય તો ન કરો; પણ મારી વૃદ્ધાવસ્થાને તો માન આપો! હું તેમને જે કહું છું તેનાથી ઉલટું જ તેમનું આચરણ હોય છે! હું તો તેમનો જાણે હાડવેરી હોઉં એમ તેઓ મને ગણે છે! હિતાહિતનું ભાન હરામખોરોને છે નહીં, અને મનમાં આવે તેમ કરે છે. કુટુંબની આબરુ કેમ સાચવવી તેની ફિકર તો પરમેશ્વરને જ!"

બોલતાં બોલતાં દેશાઇની મુખમુદ્રા ગંભીર થવા લાગી. "તું ઘણો વખત મુંબઈમાં રહે છે. એટલે સંસારની તને ફિકર નથી. પણ ભાઇ! ઘરમાં હાલ જે કંઇ ચાલે છે, તે જોતાં હવે તું ઘરસંસાર તરફ થોડું ઘણું ધ્યાન દે તો સારું!"

દેશાઈ થોભ્યા અને થોડીવાર પછી ફરી બોલ્યા– "તારો મોટો ભાઇ પકકો દગાબાજ અને એકેલ પેટો છે! પૈસાને માટે તે ઘડી પછી શું કરશે તે સમજાતું નથી. એજ પૈસાનો લોભ તેને માર્યા વિના મૂકનાર નથી! મેં તેને ઘણી વખતે કહ્યું, પણ હજુ સુધી તેનું તે જ છે!"

"એમાં શું? એ ખામી પોતાની મેળે ધીરે ધીરે જશે?" જગમોહન ધીરે રહીને બોલ્યો;

"તું શું ગાંડો થયો છે? એ કંઇ જેવી તેવી ખામી નથી! જન્મારાનું નુકશાન કર્યા વિના તે કદાપિ જવાની નથી! અરે, અત્યારથી તો તેણે તમને બધાંને ઠગવાનું કામ શરુ કર્યું છે! પણ ખાત્રીથી માનજે કે એવી ભીખની હાંલ્લી કદી પણ શીકે ચડનાંર નથી. પૈસાને લોભે જે પોતાના ન્હાના ભાઈઓને ઠગવા તૈયાર થયો, તે વખત આવે બીજું શું નહીં કરશે! એવા દગલબાજ, લુચ્ચા અને લોભી માણસને સંસારમાં કદી પણ સુખ મળવાનું નથી. જે બીજાને ખાડાંમાં નાંખવાની ગોઠવણ કરે છે, તે આજે નહીં તો કાલે, કાલે નહીં તો ચાર દિવસ પછી પણ ખાડામાં પડ્યા વિના રહેવાનો નથી!" પિતાનું કહેવું અક્ષરશઃ ખરું છે એવી જગમોહનની ખાત્રી થઇ ચુકી હતી. પરંતુ તે કંઇ પણ નહીં બોલતાં સ્તબ્ધપણે સાંભળતો હતો.

"વારું મણિલાલ, તે તો ખરેખર હરાયું ઢોર! મૂરખાને કોડીની પણ અક્કલ નહીં. બૈરી કહે તેટલું કરવું. આ બન્ને જણા મારા ઘરનો ફજેતો લૂંટાવા બેઠા છે. તે હરામખોરોમાં સ્હેજ પણ અક્કલ હોત તો ઘરના ભવાડા થાત શાના? અને મારા સંસારની ધુલધાણી પણ થાત શાની? જગમોહન ખાત્રીથી માનજે કે, જે ઘરમાં સ્ત્રીઓએ મર્યાદા મૂકી તે ઘરમાંથી બધું ગયું. સુખ સંપત્તિ અને લક્ષ્મી, સ્ત્રીઓની મર્યાદા જવાની સાથે જતી રહે છે! જ્યાંસુધી સ્ત્રી પોતાની મર્યાદામાં રહે ત્યાંસુધી તે દેવીરૂપ છે, પરંતુ તેઓ જ્યારે મર્યાદા મૂકે છે, ત્યારે તેઓ કેવી અધમ સ્થિતિને પહોંચે છે, તે શબ્દોથી કહેવાય એમ નથી! મર્યાદા મૂકયા પછી તેઓ પિચાશ કરતાંએ વધારે પિચાશ બની જાય છે. પણ આ મૂર્ખાઓને તો તેનું

કંઈ લાગતું નથી! ભોગવશે કરણીના ફળ આપણે શું કરીશું? બૈરીને દાબમાં રાખવાની બુદ્ધિ અને શક્તિ તેમનાં શરીરમાં ક્યાં છે? તારી ભોજાઇઓના એક એક ચાળાઓ જોઇને, મને તો સંસાર ઉપર અતિશય ધિક્કાર ઉપજ્યો છે! એક દિવસ પણ મને અહીં રહેવાની ઇચ્છા થતી નથી. રાત દિવસ મારી આંખ આગળ સંસારની દુર્દશા જ તરે છે!"

દેશાઈની મુખમુદ્રા અતિશય ખિન્ન થઇ ગઇ. તે ફરી બોલ્યા—"હું કહું છું તે હવે તું ધ્યાનમાં રાખ; અને માણસ ઓળખતાં શીખ; નહીં તો આગળ મોટા દુઃખમાં તું આવી પડશે! મારી ઇજ્જત આબરુ જે કંઇ છે, તે જાળવવાનું હવે તારા હાથમાં છે. જે છે તે હવે સંભાળી લો. હું તો હવે કાશીની જાત્રાએ જઈશ!"

પિતાનું સંભાષણ સાંભળી, જગમોહનને પારાવાર દુઃખ ઉપજ્યું. પિતાને ઘરમાં ઘણું દુઃખ ખમવું પડે છે, એ તે સમજી ચુકયો હતો. એટલામાં મણિલાલ સ્કુલેથી ઘેર આવ્યો અને તેની પાછળ પાછળ લલ્લુભાઈ પણ આવીને ઉભો રહ્યો. પિતાની આજ્ઞાથી તેઓ બન્ને જગમોહનની પાસે બેઠા. પરમાનંદદાસે તેમને સંસાર સંબંધી અનેક વાતો કહ્યાં પછી, તેઓ અંતે બોલ્યા—"તમો ત્રણેને હું ફરી કહું છું કે, ભાઇઓ! આ કંકાશનું મૂળ ઘરમાંથી જેમ બને તેમ જલદી કહાડો! પોતપોતાની બૈરીઓને સારી શીખામણો દો. એમ રોજ ઉઠીને મારે ગાળો સાંભળવી ન પડે; મારા ઘરની લડાઈ ભાંગવા બહારના માણસો આવે એ મારાથી મુદ્દલ જોવાતું નથી. જ્યારે તમારે એમ જ કરવું હોય તો, મને ખુલ્લે ખુલ્લું કહી દો કે હું મારું ગમે ત્યાં સુઝતું કરું!"

બોલતાં બોલતાં દેશાઇની આંખોમાં પાણી આવ્યાં! ફરી તેમનાંથી બોલાયું નહીં. જગમોહનનું હૃદય દુઃખથી વિહ્વલ થઈ ગયું. પોતાની ધારણાનો યોગ હવે પાસે આવતો જાય છે એ જોઈ લલ્લુભાઈ મનમાં ને મનમાં આનંદ પામ્યો. મણિલાલના મનપર એથી કોઇ પણ જાતની અસર થઇ નહીં.

---

## પ્રકરણ ૧૦ મું.

### ત્રણે ભાઇઓ.

પિતાની એકંદર વાતો સાંભળી, જગમોહનને અપાર દુઃખ ઉપજ્યું. સંસાર સંબંધી તે આટલા દીવસ સૂધી ઉદાસીનતા દાખવતો હતો, તે હવે તેણે મુકી દેવાનો નિશ્ચય કર્યો. કેવી રીતે ભાઈ ભાંડુમાં ફરી ખરો પ્રેમભાવ ઉત્પન્ન થાય, ભાઈ ભોજાઇના મનમાંથી મત્સર નીકળી, તેઓ એક બીજાની સાથે પ્રેમભાવથી કેવી રીતે વર્તી શકે, પોતાના પિતાની અત્યાર સુધીની પ્રતિષ્ઠા કેવી રીતે જાળવી રાખવી; ઇત્યાદિ વિચાર રાત દિવસ તેના મનમાં થવા લાગ્યા. આ મોટી ચિંતામાં પડી, પોતાની રજા કયારે પુરી થાય છે તેનું પણ તેને ભાન ન રહ્યું. કાલે મુંબઇ જવું છે, તેથી આગલા દીવસે તેણે વખત સાધી, પોતાના બન્ને ભાઇઓને એકઠા બોલાવ્યા અને તેમની સાથે આડી અવળી વાતચીત કર્યા પછી તે બોલ્યો–"તે દીવસે બાપાજીએ આપણને જે કહ્યું હતું, તેનો કંઇ પણ વિચાર કરવો જોઇએ. હવે તેમની વૃદ્ધાવસ્થા થઇ છે. તેમ ઘર સંસારની ચિંતા હજુ તેમના માથા ઉપર છે. તેવી સ્થિતિમાં આપણે

આપણી ઇચ્છા પ્રમાણે વર્તીને, તેમને વિનાકારણ કષ્ટ આપવું એ ઠીક નહીં.”

“પણ તેમ કહે છે કોણ? જેણે તેણે પોતપોતાનો વિચાર કરી લેવો. ન્હાના મ્હોડે મોટી મોટી વાતો શું કરવા કરવી જોઇએ.”

કોઇનાપર વિનાકારણ શબ્દપ્રહાર કરવો, એ તો લલ્લુભાઇના મનમાં કંઇ જ લાગતું નહતું. જગમોહનને મોટા ભાઇના શબ્દો કંઇ જુદા જ પ્રકારના લાગ્યા. પરંતુ કરવું શું? તે નમ્રતાથી બોલ્યો–“પણ મોટાભાઇ! એ વાત મારા એકલાથી કેવી રીતે બની શકે? આપણે બધા એકમતે થઇને–” કપાળે કરચલી ચહડાવી લલ્લુભાઇ કર્કશ સ્વરે બોલ્યો–“ઘરમાં જે તકરાર થાય છે તેનું મૂળ કોણ છે, તેની પક્કી તપાસ કરીને તેને નશીયત આપો એટલે થયું. તેમાં વળી એકમત ને બહુ મતનું કામ શું છે?”

“હું પણ તેમ જ કહું છું” જગમોહન વિચારમાં પડી ધીરે રહીને બોલ્યો–“પણ મારા એકલાથી તે તપાસ કેવી રીતે થઇ શકે? થોડો ઘણો સઘળાનો વાંક હોવો જોઇએ. કંઇ એક હાથે તાલી વાગતી નથી.”

આ કામમાં લક્ષ્મીનો પણ થોડો ઘણો વાંક હોવાનું જગમોહન કબુલ કરે છે, એ જોઇ લલ્લુભાઈ મનમાં ને મનમાં ખુશી થયો, અને પોતાની સ્રી તદ્દન નિર્દોષ છે, એમ બતાવાને માટે તેણે નિર્લજ્જપણા જેવું મ્હોંડુ કરી કહ્યું–“મુર્ખાઈ તે આનું નામ! એક હાથે તાલી વાગતી નથી. પણ તેથી એક માણસ તકરાર કરી શકે નહીં એ કહેવું તદ્દન મૂર્ખપણું છે! તારો વિચાર બધાને બદનામ કરવાનો હશે!”

"પણ એવું કોણ કહે છે મોટાભાઈ!"

ફરી લલ્લુભાઈ વચ્ચે બોલ્યો–"કોણ કહે છે તો તું એક માણસ બીજા માણસને નકામું દુઃખ દે, અથવા અજ્ઞાન બાળકે એકાદ ખાધાની વસ્તુ લીધાથી, કોઇ તેનો મારી મારીને જીવ લેવા નીકળે અને તે વખતે બીજું કોઇ બોલે તો તેનો પણ મોટો અપરાધ સમજવો નહીં વારુ?" મણિલાલ અત્યાર સુધી સ્તબ્ધપણે બેઠો હતો. જડાવે આપેલાં કાનમંત્રનો પ્રયોગ અજમાવી જોવાની સંધીને માટે તે ટાંપી રહ્યો હતો. તે સંધી હવે તેને હાથ ચ્હડી. મોટાભાઇનું બોલવું પુરું થતાં ન થતામાં તે બોલ્યો.

"કોઇએ પોતાના લુગડાં સુકવવા નાંખ્યા હોય તેને છાનામાના જઇને ફાડી નાંખવાં, મ્હોંમાં આવે તેવી ગાળો દેવી, તે બદલ કોઇ બોલવા જાય તો, તેના માંથા-પર લડાઇ કરવાનો આરોપ મુકવો નહીં કે?"

બિચારા જગમોહનનું હૃદય તેમની આવી આવી વાતો સાંભળી ચીરાઈ જતું હતું. તે દુઃખિત અંતઃકરણે બોલ્યો–"હું પણ તેમ જ કહું છું કે, આમાં વાંક કોનો છે તેની તપાસ કરીને તેને યોગ્ય નશીયત આપો."

આવું સાંભળી મણિલાલ લલ્લુભાઇ તરફ જોઇને બોલ્યો.

"પણ એમાં કહેવાની ને સાંભળવાંની શી જરૂર છે? હમેશા યાદ રહે એવી તેને નશીયત આપવી એટલે થયું!" "બીજું શું?"

લલ્લુભાઈ ભમર ચ્હડાવી બોલ્યો–જગમોહન તત્કાળ સમજી ગયો કે, બન્ને ભાઈઓના મત પ્રમાણે આ સર્વ અપરાધ પોતાની પત્નીનો જ છે! તે વખતે તેને અપાર

દુઃખ લાગ્યું. તે દુઃખસ્વરે બોલ્યો—"કેવળ સંશયપરથી કોઇને કેવી રીતે નશીયત આપી શકાય?"

"સંશય! એમાં વળી સંશય શાનો? એ તકરારનું મૂળ કોણ છે તે હજુ સુધી તને સમજાયું નહીં હોય?" મણિલાલ ગુસ્સે થઇને બોલ્યો.

"ના જોઈએ તેવું નહીં."

"શાનું સમજાય? તેને શીખવતાં કંઇ સમજાતું હતું કે? અરે, તમે અંગ્રેજી ભણેલા છોકરા જ એવા! જુઠું બોલતાં તમને કંઇ થતું જ નથી!" ગુલાબની શીખવણીએ ચાલનારા લલ્લુભાઈના આ શબ્દો, જગમોહનને બાણ જેવા લાગ્યા! તેનું હૃદય ટળમળવા લાગ્યું. દુઃખ અને શોકથી તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તે પોતાના ભાઇઓની અજાણપણે તેણે લુંછી કહાડ્યાં, પરંતુ અંતઃકરણનો ટળવળાટ કંઇ કરતાં ઓછો થયો નહીં તેને જુઠો અને કપટી ઠેરવી મણિલાલે જે જે તિરસ્કારનાં વચનો તેને કહ્યાં હતાં તે ઉપરથી તેને દુઃખ થયું હતું.

સંસારની રીતભાતનો તદન અજ્ઞાન અને સરળ સ્વભાવનો જગમોહન ફરી ગળગળાં સાદે બોલ્યો—"મોટાભાઈ! નકામું એમ શું બોલો છો? હું અત્યાર સુધી કદી પણ જુઠું બોલ્યો નથી. તેમ કોઇના લુગડાં ચોરીથી ફાડવાનું મેં કોઇને શીખવ્યું નથી!" જગમોહનનું સરળ અને દુઃખી સ્વરે ઉચ્ચારાયેલું ભાષણ સાંભળી લલ્લુભાઇ કંઇક નરમ પડયો! ગુલાબના ખરાપણા માટે તેને શક આવવા લાગ્યો. પણ તે એક ઘડીવાર! કારણ કે હવે નરમ પડી જઇશું તો આપણી સ્ત્રી આપણને મૂર્ખ ઠેરવી તિરસ્કાર કર્યાં વિના રહેવાની નથી; એ વાત તરત જ

તેના સામે આવીને ઉભી રહી! તેની સાથે જ તેનું મન પાછું બદલાયું. ગુલાબ અને જડાવને બારણા પાછળ સંતાઈને બીજાની વાતો સાંભળવાની પહેલાંથી ટેવ હતી. બહાર દીવાનખાનામાં કે ઘરમાં કોઇ કંઈ જરી બોલ્યું કે તરત જ તેઓ કાન ધર્યાં વિના રહેતાં ન હતાં!

સ્ત્રીને વશ થઇ પડેલો લલ્લુભાઈ, પોતાની કુજાત સ્ત્રીને ખુશી રાખવાને માટે, પહેલાં કરતાં વધારે કઠોર બની ગુસ્સાથી બોલ્યો–"હું તે બધું સમજું છું, પણ ફરી એક વાત તને કહું છું કે, ઓરડી બંધ કરી બૈરી પાસે અમારી ખોડ તોડવાની હવે વાત કહી તો તેં તારી વાત જાણી! સમજ્યો, મારી પાસે તારું કંઇ ચાલનારું નથી. હું તો ખરું બોલનારો માણસ છું."

આ સાંભળી જગમોહનની કેવી સ્થિતિ થઇ હશે, તે કલ્પનાથી જ જાણવી જોઇએ. ઘણીવાર સુધી તો તેના મ્હોંડામાંથી શબ્દ સરખોએ નીકળ્યો નહીં. પોતાના મોટા ભાઇની બુદ્ધિમાં આટલો બધો ફેરફાર શાથી થઇ ગયો હશે, એ જ કેમે કરતાં તેના ધ્યાનમાં ઉતર્યું નહીં. તેનું મ્હોડું ઉતરી ગયું, તોપણ થોડીવાર પછી તે સ્હેજ ગુસ્સાથી બોલ્યો–"કોઇપણ નીચ માણસની શીખવણીથી તમે મારા ઉપર ખોટા આરોપ મૂકો છો, પણ શું હું એવો નીચ છું! તમારી વાત સાંભળીને મારી છાતી ચીરાઈ જાય છે. આવી સાચી જુઠી તમને કોણે ભેરવી દીધી છે તે મને એકવાર કહો!"

સરળ મનના જગમોહને લલ્લુભાઇને વિનવવા તેંના પગપર હાથ મૂકયા. તેની સુંદર મુખમુદ્રા આરક્ત જણાવા લાગી. ગુલાબની ભંભેરણીથી લલ્લુભાઈ પુરેપુરા ભરમાયા

હતા. જગમોહનનું કરુણાજનક અને સરળ ભાષણ સાંભળી, તેનું મન સ્હેજ સાજ પીગળવા લાગ્યું. પણ પાછી ગુલાબની ક્રોધી મૂર્તિ તેની આંખ આગળ આવીને ઉભી રહી; એટલે તેની સાથે જ તે ગભરાઈ ઉઠયો. મનમાં ઘડીવારને માટે આવેલી દયા કઠોરપણે કહાડી નાંખી તેણે નૃસિંહરૂપ ધારણ કર્યું! પોતાના પગપર ન્હાના ભાઈએ મૂકેલો હાથ ખસેડી નાંખી તે ઘણા ગુસ્સાથી બોલ્યો-"બશ; ભાઇ, ભાઈ, ન કર. એવા તો મેં સેંકડો અંગ્રેજી ભણેલા જોઇ નાંખ્યા. પણ તેઓ કંઈ તારા જેવા ખોડ ભાંગવા ઉભા થતા નથી; કે તારા જેવો જુઠો લવારો કરતા નથી!"

લલ્લુભાઇ અટકયો; પરંતુ એટલામાં તેને કંઇ સ્મરણ થઇ આવ્યું. તેની સાથે જ તે બોલ્યો-"મેં કહી તે સઘળી વાત ખોટી, અને તમે ધણીધણીયાણી જે કહો તે ખરું!"

જગમોહનની બુદ્ધિ હરાઇ ગઈ! ઘરમાંથી લડાઇનું મુળ કહાડવાની તેની આશા, સમુળ નાશ પામી. તે પોતાના બન્ને ભાઈઓનું મૂર્ખપણું અને દુર્બુદ્ધિ જોઇને લજ્જીત થયો. તેની સાથે તેને અપાર દુઃખ ઉપજ્યું. ફરી તેની આંખો આંસુથી ભરાઈ ગઇ! ઘણીવાર પછી કિંચિત સ્વસ્થ થઇ તે લલ્લુભાઈ તરફ વળી શોક સ્વરે બોલ્યો- "મોટાભાઇ! મારો એમાં કંઇ દોષ હોય તો હું કહો તેવી શિક્ષા ભોગવવા તૈયાર છું. પણ આવા ખોટા ખોટા આરોપ મારા ઉપર મૂકોછો, તે સાંભળીને મારો જીવ બળી જાય છે. હું તમને પગે રહું છું કે આનો ગમે તે નીકાલ કહાડો!"

"મારાથી એનો નીકાલ નહીં થાય! તારી નજરમાં આવે તેમ તું કરી લે." લલ્લુભાઇએ ગુસ્સે થઈ રોકડો જવાબ આપ્યો.

જગમોહન અતિશય નિરાશ થયો અને ફરી કંઇ નહીં બોલતાં તે ત્યાંથી ચાલ્યો ગયો. તે જોઇ લલ્લુભાઇએ મણિલાલને કહ્યું–"જોયું કેવી રીસ ચડી ગઇ તે?".

"આજ કેટલા દિવસ થયાં એ વાત મારી ધ્યાનમાં જ છે! નાક રાખે છે મોટું પણ બૈરીને દાબમાં રાખવાની તો ભાઇનામાં અક્કલ નથી!" મણિલાલ બોલ્યા.

"લલ્લુભાઈ અને મણિલાલ હવે એકમતે ચાલવા લાગ્યા. લલ્લુભાઈ અતિશય ધૂર્ત અને કાવાબાજ હતો. તેણે જોયું કે હવે જુદા પડવાનો રસ્તો સહેલાઈથી મળશે વળી તેણે મણિલાલને સજ્જડ હાથમાં લીધો હતો, તેનો ઉપર ઉપરનો પ્રેમ–ભાવ જોઇને મૂર્ખ મણિલાલ ભુલાવામાં પડયો, અને તેના કહ્યા પ્રમાણે ચાલી દિવસે દિવસે ઘરમાં વધારે ને વધારે કંકાશનાં બીજ રોપવા લાગ્યો!

આજે જગમોહને બન્ને ભાઇઓની યોગ્યતા અને બુદ્ધિ પારખી લીધી! કૂતરાની પુછડી સીધી કરવાનું કામ કેવું કઠીન છે, એ હવે તેને પરિપૂર્ણ સમજાવા લાગ્યું. કોઈપણ કારણ શિવાય ઘરમાં લડાઈ થવાનો સંભવ નથી, પરંતુ આવા મૂર્ખ અને અક્કલહીન માણસોને માટે બધું બની શકે એમ છે, એમ તેને નિશ્ચય થવા લાગ્યો. જગમોહને પોતાના પિતાને, માતુશ્રીને અને તેજ પ્રમાણે પોતાની પત્નીને આ સઘળો બનાવ કહ્યો. લક્ષ્મીને અનેક પ્રકારના સદુપદેશ આપી, માતાપિતાને પ્રણામ કરી તે જડ હૃદયે મુંબઇ જવા નીકળ્યો! મોટાભાઈ અને ભોજાઇઓ પાસે વિદાયગીરી લેતા, આ વખતે તેનાં જીવપર વિત્યું!



## પ્રકરણ ૧૧ મું.

### બે મિત્રો.

જગમોહન અને રતિલાલ, એ બન્ને સહાધ્યાયી હોવાથી, આજ સાત વરસ થયાં, તેઓ એક જ ઠેકાણે અભ્યાસ કરતા હતા. બન્ને સાથે જ કોલેજમાં ગયા હતા. અને બન્નેની પીરક્ષા પણ એક જ વર્ષમાં થઈ હતી. હાલ તેઓ કોલેજના "બોર્ડીંગ"માં રહેતા હોવાથી, બન્નેનું બેસવું ઉઠવું એક જ ઠેકાણે થતું હતું. કંઇ પણ જવાનું હોય તો તેઓ બન્ને સાથે જ જતા, કોઇ વખતે રજામાં ઘર પણ જવું હોય તો તેઓ બન્ને સાથે જ જવા નીકળતા. બન્નેમાં કેવલ અકૃત્રિમ સ્નેહ જામ્યો હતો. સગાભાઇ કરતાં પણ તેઓ એક બીજાને વધારે ચ્હાતા અને માન આપતા હતા. તે સાથે જગમોહનની સ્ત્રી વલસાડની હતી, એટલું જ નહીં પણ તે રતિલાલના સગામાંની હતી અને તેની દૂરની બ્હેન થતી હતી, તોપણ રતિલાલ તેને સગી બ્હેન પ્રમાણે ચ્હાતો હતો. બીજી બાબતમાં બન્નેની સ્થિતિ ઘણી ખરી સરખી જ હતી. રતિલાલનો જન્મ ઉચ્ચ કુલમાં થવા ઉપરાંત, તેનાં પિતા શ્રીમંત હતા. દેશાઇનું કુલ પણ કંઇ જેવું તેવું ન હતું, તેમ જગમોહનને ગરીબાઇ એટલે શું તેનો સ્વપ્ને પણ અનુભવ થયો ન હતો. અરસપરસ એક બીજાને ત્યાં તેમનું જવું આવવું થતું હતું. તેથી અરસપરસ ઉત્પન્ન થયેલો અકૃત્રિમ સ્નેહ ભાવ તેમનો દિવસે દિવસે વૃદ્ધિગત થતો હતો.

જગમોહન મુંબઈ આવ્યા પછી, બીજે દીવસે સાયંકાળે બન્ને મિત્રો ફરવા ગયા. ત્યાં રતિલાલે ઘરની વાત

કહાડી; તેની સાથે જ જગમોહનની હમેશ પ્રફુલ્લિત રહે-
નારી મુખમુદ્રા નિસ્તેજ જણાવી લાગી. તે જોઇ રતિલાલે, આતુરતાથી પુછ્યું–"આ વખતે ઘર તને ગોઠયું નથી. મ્હોંડાપર કંઇ તેજ પણ જણાતું નથી!"

જગમોહને દીર્ઘ નિશ્વાસ મુકયો તે બોલ્યો–"ગોઠયાંની શું વાત કરવી? પણ ઈશ્વરની કૃતિને માન આપવું જ જોઇએ. તે જે સ્થિતિમાં મુકે તે સ્થિતિમાં આપણે સંતોષ માનવાનો છે; કારણ કે તેનાં કૃત્યો સદા આપણા હિત અર્થે જ હોય છે, પરંતુ આપણે અદૂર દૃષ્ટિ મનુષ્યો સમજી શકતા નથી; અને તેથી જ આપણે નકામો ત્રાશ વેઠીયે છીયે!"

આ ઉત્તર સાંભળતાં જ રતિલાલ સમજી ગયો કે, જગમોહનના મનને ખિન્ન કરનારી કોઈ વાત ઘેર બનેલી હોવી જોઈએ, તેણે પુછ્યું–"લક્ષ્મીની પ્રકૃતિ ઠીક છે ને!"

"હા–"

"વારુ ઘરમાં બચ્ચાં બાળા ખુશીમાં છે?"

"હા સઘળા ખુશીમાં છે!"

"અને કાકા કાકી?"

"શારીરિક પીડાતો કંઇ જણાતી નથી!"

"ત્યારે માનસિક પીડા હશે!"

"માનસિક યાતનાનું દુઃખ જ તેમને ઘણું ભોગવવું પડે છે!"

"તે શાથી?"

"તે કહેવું એ જ મોટા દુઃખની વાત છે, પરંતુ તને કહ્યા વિના મનનું સમાધાન થવાનું નથી." એટલું કહી જગમોહન સ્તબ્ધ રહ્યો. તે જોઈ રતિલાલ બોલ્યો-"જે થયું હોય તે ખુલ્લે ખુલ્લું કહે; હું કંઈ પારકો તો નથી ને?"

જગમોહને ગંભીર મુખમુદ્રાથી પોતાના ઘરની એકંદર સ્થિતિ ધીરે ધીરે કહેવા માંડી. પોતાના ભાઇ ભોજાઇયો, મરજી પ્રમાણે વર્ત્તી વૃદ્ધ માતાપિતાનું પગલે પગલે કેવું અપમાન કરે છે, કોઇનો ધાક નહીં રહેવાથી ઉચ્છૃંખલ બનેલી પોતાની ભોજાઇયો, શબ્દ પ્રહારે, પોતાની સરલ સ્વભાવની સ્ત્રીને રાત દીવસ વીંધી કેવાં આસુ પડાવે છે; ભાઇભાંડુમાં આ કલહાગ્ની હોલવવા માટે પોતે કેવા કેવા પ્રયત્નો કર્યા અને તેનું શું પરિણામ આવ્યું; બન્ને ભાઇઓએ પોતાને કેવો ધિક્કારી કહાડયો, પોતાના ઉપર જુઠું બોલવાનો અને ખરાબ રીતે વર્ત્તવાનો તેમણે કેવો આરોપ મુકયો; એ વિગેરે સઘળી વાતો રતિલાલને કહી તે અંતે બોલ્યો-"હવે સુખ એટલે શું તે જોવાનું રહ્યું નથી! હવે ઘેર જવાની પણ ઇચ્છા થતી નથી, પરંતુ રતિલાલ શું કહું વૃદ્ધ માતા પિતાની ખિન્ન અને દુઃખથી ઘેરાયેલી મુખમુદ્રા જોઈ અને તેમની આંખોમાં આંસુ નીહાળી મારું હૃદય ચીરાઇ જાય છે. તેમનો વિચાર મનમાં આવ્યો કે. એવાં દુઃખશોકથી ભરેલાં ઘરમાં પણ ફરી એકવાર જવાની ઇચ્છા થાય છે!"

"પરંતુ તેમને એમ કરવાનું કારણ શું?"

"તે આપણે શું જાણીયે?"

"દરરોજ કંકાશ થાય છે કે?"

"અરે દરરોજ તો શું પણ ઘડી ઘડી!"

આ વૃત્તાંત સાંભળી રતિલાલ સઘળો ભેદ સમજી ગયો. જગમોહનની સ્થિતિને માટે તેને અતિશય દુઃખ થયું. તે બોલ્યો-"એમ થવામાંજ સારું છે! મારા કહેવાનો ગુસ્સો લાવતો નહીં; પણ જગમોહન તારા બન્ને

ભાઇઓ કેલવણી તે શું તેનું નામ પણ હજુ સુધી જાણુતા નથી. રાત દીવસ નીચ માણુસોનો તેમને સહવાસ એટલે તેમનું વર્તન પણ તેવુંજ થઇ ગયું છે. નીચ સંસર્ગે તેમની મનોવૃત્તિ પણ નીચ બની ગઇ છે. સદ્દગુણની અથવા સદ્દવર્તનની તેમને ઓળખ સુદ્ધાં રહી નથી. મનનું મોટાપણું અથવા ઉદારતા તેમની પુરેપુરી લોપ થઈજવાથી, તેમનાં મન ક્ષુદ્ર બની ગયાં છે. પોતાની સ્ત્રીઓને વખતોવખત સદુપદેશ આપી, તેમને કેવી રીતે ધાકમાં રાખવી એ તેમને ખબરજ નથી અને તેજ પ્રમાણે સ્ત્રીઓ ઉપરથી ધાક ઉઠી ગયા પછી, તેઓ ઉચ્છૃંખળ બની છે; અને તેથીજ સંસારની આવી ધુળધાણી થઈ છે. સુખસમાધાનમાં પચેલા કુટુંબમાં એથીજ કળીનો પ્રવેશ થયો છે; પણ તે મૂર્ખાઓને એટલું સમજાતું નથી કે, એથી બાળકોનાં કોમળ અંતઃકરણપર કેવી માઠી અસર થાય છે!"

પોતાના ભાઇઓનું રતિલાલે ખેંચેલું ખેદજનક ચિત્ર જોઇ, જગમોહનને અત્યંત દુઃખ ઉત્પન્ન થયું. તે વ્યથિત અતઃકરણે બોલ્યો—"તેઓ છોકરાઓને અત્યારથી કેવી કેળવણી આપે છે; તે સાંભળીને તું ચકિતજ થઈશ! કોઇના ઘરમાં પડી આખડેલી ચીજ ચોરી લાવવી એજ કેળવણી તે બિચારા અજ્ઞાન બાળકોને રોજ મળે છે! એટલે તેઓ પણ શું કરે? એક દિવસ હું મારા હરિલાલ પર એથી ખુબ ગુસ્સે થયો અને તેને બે ત્રણ તમાચા ખેંચી કહાડ્યા. તે ઉપર મારી ભાભીએ, જે કંઇ આકાશ-પાતાલ એક કરી મૂકયાં છે, તેની વાતજ કહેવી નહીં! બરાબર એક કલાક સુધી તેની ગર્જના ચાલુ રહી. તે બોલવા લાગી કે "હેતથી બોલાવીને છોકરાંને એકાદ

ખાવાની વસ્તુ તો કોઈ દિવસ આપી નહીં, પણ ઉલટું છોકરાને વિનાકારણ મારવાને સૌ તૈયાર!" હું તો સાંભળીને દંગ જ થઇ ગયો. મોટાભાઇને પણ વાત કરી, પણ તેને ખરી જ ન લાગી!"

"નહીં જ લાગે! કારણ કે મોટપણે જે ધંધો કરી નામ કહાડવું જોઈએ, તે ધંધાની જ્યારે માબાપ છોકરાઓને ન્હાનપણથી કેળવણી ન આપે તો, તેમણે પોતાની ફરજ બજાવી છે એમ કોણ કહે? તે સત્કર્મની તું આગ્યો ત્યારે તને ગાળો ન મળે તો બીજું શું મળે? પણ તેમના કૃત્યોથી બીજાને કેવું ભોગવવું પડે છે, તેની તેમને કલ્પના પણ નહીં થતી હોય! જગમોહન, તારા ભાઈઓની જ્યારે મને વાત સાંભરી આવે છે ત્યારે હજુ પણ મને હસવું આવે છે. ગયા મે મહિનાની રજામાં હું તારે ઘેર આવ્યો હતો, ત્યારે મેં કેટલાંક વર્તમાનપત્રો પણ સાથે લીધાં હતાં. તેથી વખત મળતાં હું તે વચ્ચે વચ્ચે વાંચતો હતો એ જોઇ એક દિવસે તારા મોટાભાઇએ મને કહ્યું—"આ વાંચવાથી તમને શું લાભ થાય છે? નકામા કાગળમાં પૈસા નાંખી દેવા!" આ સાંભળીને મને ખરેખર હસવું આવ્યું. મેં કહ્યું—"કેમ વારું? ચારે તરફ શું થાય છે તે સમજાય છે અને દરેક ઠેકાણાના સમાચારોથી જાણીતા થવાય છે." એ સાંભળી મોટાભાઇ બોલ્યા—"અમે તો અત્યાર સુધી એવી કંઇ પંચાતી કરી નથી. તેમ એના વગર અમારું કોઈ દિવસ અટકી રહ્યું હોય એમ પણ અમને તો સાંભરતું નથી! વળી શહેરે શહેરના સમાચાર વાંચવાથી તમને શું લાભ? પોતાના ઘરના સમાચાર જાણીને તે પ્રમાણે વરત્યા એટલે થયું!" આવો ઉપદેશ સાંભળીને હું તો મનમાં ને મનમાં હસ્યો. ફરી ઉત્તર

દેવાની પંચાતીજ ન કરી; અને છાનોમાનો બેશી રહ્યો, જગમોહન! હવે તું જ કહે, આવા માબાપો, પોતાના સંતાનોને બીજું શું શીખવી શકે? અરે ભાઇ! હરામની ચીજો મળ્યાથી, તે તો ઉલટાં છોકરાંઓ ઉપર ખુશી રહેવાના!"

"એમાં શું નવાઇ! રહે છેજ! પરંતુ તેમની આવી સ્થિતિ જોઇને મારી તો મતિ ગુમ થઇ ગઇ છે! પાછલી સ્થિતિ જ્યારે આંખ આગળ તરે છે, ત્યારે મન અતિશય વ્યાકુલ થાય છે, અને ઘરનું નામ લેવું પણ મને ગમતું નથી!"

"તારા પ્રયત્નો સઘળા નિષ્ફળ જશે. તું હીતની વાત કહીશ તે પણ તેમને વિપરીત લાગશે, બૈરાંની બુદ્ધિએ ચાલી તારા ભાઇઓ, એવાં નીચ કર્મો કરવા તૈયાર થયા છે કે તેમને હવે ઉપદેશની સ્હેજ પણ અસર થાય એમ નથી. તેથી તારે સ્વસ્થ બેસવું એજ ઉત્તમ છે. આવી કેલવણીએ તૈયાર થયેલાં છોકરાં પાછલી વયમાં તેમને માટેજ હુથીયાર બાંધશે, માબાપની લાજ શરમ કોરે મુકી તેમને સંતાપમાં નાંખશે, ચોરી છીનાળી કરી તુરંગમાં જશે અને માબાપના નામનો ચારે તરફ ડંકો વગડાવશે. ત્યારે તેમની આંખો ઉઘડશે અને તારા શબ્દો સંભારશે?"

"એ સંબંધીની ચિંતા મેં મનથી અળગી કરી છે, પરંતુ વૃદ્ધ માતાપિતાને આ અવસ્થામાં જે દુઃખ સહન કરવું પડે છે, તેનું નિવારણ કરવા શું ઉપાય લેવો અને એને માટે–"

"ઉપાય વળી શું કરવો? જોઇએ હવે શું થાય છે. લક્ષ્મીનો પત્ર આવે તો કંઇ સમજણ પડે. વખત આવે માણસ કેવી નીચ વૃત્તિને પહોંચશે અને તે કેવાં નિંદ્ય કર્મો કરશે, તેની કંઇ કલ્પના થઇ શકે એમ નથી. તેમની બૈરીઓ કેવી ગુણની ખાણ છે; અને તેમને

રાજી રાખવાને માટે લુચ્ચાઓ માબાપ અને ભાઈ ભોજાઇને છળવા કેવા પ્રપંચો કરવા તૈયાર થયા છે! હું કહું છું કે એ લુચ્ચાઓને કંઇ લાજ શરમ નહીં આવતી હોય ?"

"લાજ? તે તો બિચારી તેમનાથી બીહીને ન્હાશી ગઇ છે! મોટાભાઇ તે પ્રત્યક્ષ પિતા સમાન, અને જ્યારે તેમના વિરુદ્ધ બોલવાનો પ્રસંગ આવે, એ કેવું દુર્ભાગ્ય સમજવું! અત્યાર સુધીમાં હું કદી પણ તેમની સાથે વધારે બોલ્યો ન હતો. તેમ તેમના સ્વભાવની પણ મને પુરેપુરી ઓળખ ન હતી, પરંતુ આ વખતે બે ચાર દીવસમાં તેમના મુખમાંથી જે જે મુક્તાફળો બ્હાર પડયાં છે, તે સંભારતાં મને મોટો પરિતાપ થાય છે! મોટાભાઈના મ્હોડેથી મારે આવાં વચનો સાંભળવા પડશે એવું મ્હેં સ્વપ્ને ધાર્યું ન હતું!"

"હવે જવા દે એ વાત, થયું તે થયું; હવે કંઇ પાછલો વિચાર કર, જો હવેથી તું સાવધપણે રહીશ તો ઠીક છે, નહીં તો એનાં ચિહ્ન મને કંઇ સારાં જણાતાં નથી. તેથી તને વખતે વિપત્તિમાં ઉતરવું પડશે. મૂર્ખ શત્રુની સાથે કામ પડયું એટલે મોટો કઠીન પ્રસંગ સમજવો જે પોતાનું હિતાહિત સમજતો નથી, તે કંઇ પણ કરવાને ચુકે એમ નથી. કોઇ પણ વાતનું પરિણામ શું આવશે અથવા તે આપણને કેવું અનિષ્ટ નીવડશે, એ વિચાર તેમના મનમાં કદી ઉપજતો નથી; વધારે શું કહું, એવું સમજવાની તેમને અક્કલ જ હોતી નથી; એટલે કોઈ પણ કામ કરતાં તેઓ બીહીતા નથી. વળી તને કહું છું કે વખતો વખત તેમને મોટાભાઇ સમજીને તું તેમને મોટાઇ

આપે તે ખુબ વિચાર કરીને આપજે એટલું જ નહીં પણ તેમના ખોટા દાબમાં તું દબાઈ પણ જઈશ નહીં. કારણ કે, તેમને મર્યાદાની કિંમત નથી. એટલે તે બતાવાથી પણ ફાયદો શું? શાણા શત્રુએ કરેલું અપમાન, આપણે શાંતપણે સહન કરીએ તો તે પોતે પોતાના મનમાં શરમાશે અને ફરી એમ નહીં કરવા સાવધ રહેશે, પરંતુ મૂર્ખ માણસે કરેલું અપમાન શાંતપણે સહન કર્યું તો, તે મનમાં એમ સમજશે કે, તેનો પ્રતીકાર કરવાની આપણમાં શક્તિ નથી ! એટલે વધારે ને વધારે તે આપણું અપમાન કરતો જશે, સંસારમાં મારાં જેવાં જ સઘળાં માણસો વશે છે, એમ જો તારું ધારવું હોય તો, તે તારી મોટી ભુલ છે, એટલું જ નહીં પણ તે ભુલ તને ખચિત નુકશાન કરનારી છે; અને એ ભુલ જ તને વારંવાર વિપત્તિમાં નાંખશે એ તું ખાત્રીથી માનજે !"

જગમોહન એકાગ્ર ચિત્તે પોતાના મિત્રનું કહેવું સાંભળતો હતો. પોતાના કુટુંબ સંબંધી તેનું પહેલાનું મત ધીરે ધીરે બદલાતું ચાલ્યું.



## પ્રકરણ ૧૨ મું.

### જગમોહનનો પત્ર.

મુંબઇ આવ્યા પછી કેટલેક દિવસે જગમોહને પોતાની પત્નીને પત્ર લખ્યો:-

મુંબઈ; રવિવાર.

"પ્રાણાધિક પ્રિયતમા !

વ્હાલી, તું એમ ધારતી હશે કે, અહીં આવ્યા પછી મેં પત્ર લખવાનું કબુલ કર્યું હતું તે હું ભુલી ગયો હઇશ,

પરંતુ તેવું કંઇજ નથી. તારી વાત સાંભરી આવે છે ત્યારે હું બહુ વ્યાકુલ થાઉં છું અને પછી તને શું લખવું એ મને. સમજાતું નથી. એ કારણથી આજ કેટલા દિવસ થયાં તને પત્ર લખી શકાયો નહીં. આવી વૃદ્ધાવસ્થામાં માતા-પિતાને કેટલું દુઃખ સ્હેવું પડતું હશે કેવાં કેવાં માનસિક દુઃખો ભોગવી તેઓ દિવસ કહાડતાં હશે; અને તને પણ કેટલાં છળ–કપટ સહન કરવાં પડતાં હશે, એ ચિંતામાં રાત દિવસ મારું મન વ્યગ્ર થઈ ગયું છે! એનાં આગળ મને બીજું કંઈ સુજતું નથી. આવ્યા પછી હું તને એક ઘડીપણ વિસારી શકયો નથી. આજ કેટલા દિવસ મેં અહીં આવીને, એક દિવસે, પણ પુસ્તક ઉઘાડી બે ચાર પાનાં વાચ્યાં હોય એમ મને સાંભરતું નથી. કુટુંબની ચિંતા જ મારા અભ્યાસમાં મોટો વાંધો નાંખનારી થઇ પડી છે, પરંતુ ફરી એમ સમજાય છે કે, આ અનિવાર્ય વાત સંબંધી વ્યર્થ ચિંતા કરવાથી શું ફળ મળવાનું છે? જગદીશ્વરની કૃપાથી તમો સઘળા ખુશીમાં હશો. મારે જાણવા લાયક કોઈ દુઃખદ બનાવ હજુ સુધી નહીં બન્યો હશે એવી મને આશા છે. ગઈ વખતે ઘરમાં હું જે જોઇ આવ્યો છું, તે જ્યારે મારા મનમાં આવે છે, ત્યારે મારી મતિ ગુમ થઈ જાય છે! આવી સ્થિતિમાં તને શું ઉપદેશ આપવો, અને કયા માર્ગે તને ચાલવાનું કહેવું એ મને સમજાતું નથી. ઘરના માણસો આવી નીચ વૃત્તિનો અંગીકાર કરશે, માતાપિતા પ્રત્યેનો ભક્તિ ભાવ તજી તેઓ ઉલટાં તેમની સાથે આવાં નિંદ્ય વર્તનથી વરતશે, બંધુ પ્રેમનું નામ નિશાન પણ તેઓ ભુલી જશે, એવું મ્હેં કદી પણ ધાર્યું ન હતું. ઉચ્ચ કુલની સ્ત્રીઓ આવા નીચ મત્સરને વળગી, પોતાના પતિનાં મનમાં સાચી જુઠી કરી વેર ઉભું કરશે અને

પોતાના સાસુ સસરાનો તિરસ્કાર કરી તેમને ઘડી ઘડી અપમાન આપશે, એવી અત્યાર સુધી મ્હેં કદી કલ્પના પણ કરી નથી! વળી સદ્‌ગુણથી ચાલનારને નઠારો બદલો, અને અયોગ્ય રીતે ચાલનારને સારો બદલો; તેમ જ વિનયશીળ અને નમ્રતાથી બોલનારને કઠોર અને મર્મ ભેદક પ્રત્યુત્તરનો બદલો જગતમાં મળે છે એવું હું માનતો ન હતો. જગતમાં આવું ઘોર નીચપણું વસે છે, એવું મને પહેલાં લાગતું નહતું; એટલે પોતાના ઘરમાં જ પોતાના વડીલ ભાઇ અને ભોજાઇઓને માટે, તે જોવાનો અનિષ્ટ પ્રસંગ મારે આવશે એવું મ્હેં સ્વપ્ને પણ ધાર્યું નહતું!

હશે એ વાત અહીંયાજ પુરી કરવી જોઇએ. ઘડી ઘડી એનો વિચાર કરેથી શું વળનાર છે? તારા અને મારા હીતને માટે હું તને જે બે શબ્દો કહું છું; તેનાપર હવે ધ્યાન દે. અત્યાર સુધી તને જે વિચારથી હું ઉપદેશ કરતો આવ્યો છું; તેવો ઉપદેશ આજ મારાથી તને અપાશે નહીં; અને તે બદલ હું મારું દુર્ભાગ્ય સમજું છું! આની પહેલાં મેં તને ઘણીવાર કહ્યું છે અને આજે પણ કહું છું કે, તારી જેઠાણીનો કોઇ પ્રકારનો કુભાવ મનમાં, આણી તું દુભાઇશ નહીં; તેમનાપર પહેલાંના જેવી ભક્તિ રાખજે; તેમના છોકરાઓપર ખરા અંતઃકરણથી પ્રેમ રાખજે; એટલું જ નહીં પણ તે પ્રેમ અને ભક્તિ તું કોઇને બહાર દેખાડવા જઇશ નહીં. કારણ તું સદ્‌બુદ્ધિએ તેમને આપવા જઇ, ત્યારે તેઓ કુબુદ્ધિએ લેશે; એટલે પાછું તકરારનું કારણ ઉભું થશે. તું બાલુને વ્હાલથી કેડપર લે છે, એજ અપરાધને માટે તે અજ્ઞાન બાળકને અનહદ માર ખાવો પડે છે; અથવા તું મોટી મમતાથી તેને રડતો

રાખી, તેની મા પાસે લઇ જાય છે; ત્યારે સ્તનનાં પાનને બદલે તે બિચારાને લાત-મુક્કી ખાવી પડે છે! ત્યારે આવી સ્થિતિમાં તું તેનાપર પ્રેમ ન દેખાડે તો શું સારું નહીં કહેવાય? આજ કારણ સઘળાને લાગુ પડે છે; માટે આગળ પાછળનું ધોરણ જોઇને તારે તારું વર્ત્તન રાખવું. જેને અમૃતપાન કરવાની ઇચ્છા નથી તેને બળાત્કારે તે પાવા જઇએ તો; તે ઝેર સમજીને તેને થુંકી નાંખશે! કોઇની સાથે તકરાર કરવી નહી. કોઇએ આપણો તિરસ્કાર કર્યો હોય તો, તે ધીરજથી સહન કરવો કોઇ તારાપર ખોટું આળ ચડાવી બોલે તો તે મારા તરફ જોઇને તું સહન કરજે. એમ કરવાથી તું આ દુઃખમાંથી પૂર્ણપણે મુક્ત થઇશ એમ હું કહેતા નથી, પરંતુ એથી કંકાશ ઓછો થશે-કારણ મને ખાત્રી છે કે, તું જ્યારે તેમને મ્હોડું ન આપે ત્યારે ત્હેં નકામી ગાળો દીધી છે એમ તેમને પોતાના પતિને કહેવાનો અવસર નહીં આવે પરંતુ તેમના બોલવાનો ત્હેં જો એક શબ્દમાં ઉત્તર દીધો તો, તેઓ તરતજ સાચું જુઠું ભેરવીને, ત્હેં નજરમાં આવે તેવી ગાળો દીધી, અને મારવાને ઉઠી, અથવા તું મ્હારા છોકરાનું ભુંડું ઇચ્છતી હતી; એવાં કંઇ કંઇ આળ તેઓ તારાપર મુંકશે. એટલા માટેજ હું તને કહું છું કે, તેઓ ગમે તેમ બોલે, ગમે તેમ કરે તો પણ તું ધીરજથી સહન કરજે; અને કોઇને ઉંચે મ્હોડે ઉત્તર દેતી નહીં.

વૃદ્ધ માતાપિતાની સેવા ચાકરી કરવાનો ભાર હવે તારા ઉપર છે, તે ભુલીશ નહીં. સો કામ પડતાં મુકી, પહેલાં તેમને જેનાથી સુખ થાય, શાન્તિ મળે અને માનસિક યાતના ઓછી થાય એમ કરજે. અમારા કોઇની પણ

ગેરવર્ત્તણુંકથી તેમનું મન દુભાય; અને તેમની આંખમાંથી એક આંસુનું ટિપું પડે, તો તેનું ફળ અમારે બધાને ભોગવવું પડશે એ ધ્યાનમાં રાખજે! કોઇ પણ જાણવા જોગ હકીગત હોય તે મને લખી જણાવજે. મારા અભ્યાસમાં ખલેલ પડશે અથવા મારા મનમાં દુઃખ ઉપજશે એવા વિચારથી મારી પાસે કોઇ પણ વાત છુપાવીશ નહીં. એમ કરીશ તો, ઉલટું મને વધારે દુઃખ થશે. કારણ કે એક વાર અંતઃકરણમાં સંશયને જગ્યા મળી કે, શાંતિ પોતાનું સ્થાન બદલે છે, તેથી કલ્પિત વાત ખરી માની મન રાત્રી દીવસ ચિન્તામગ્ન રહે છે એટલા માટે જે કંઇ ઘરમાં બને તે, મને સવિસ્તર લખી જણાવજે, તેમાં સ્હેજ પણ વિલંબ કરીશ નહી.

હવે એથી વધારે હું શું લખું? એક વાત કહેવાની બાકી છે—આખો દીવસ આંસુ ઢાળી તું તારા મનને દુભવીશ નહીં. !

લી૦ તારો શુભેચ્છક.

**જગમોહન.**

---

## પ્રકરણ ૧૩ મું.

## લક્ષ્મીનો ઉત્તર.

સુરત; ગુરુવાર.

શિરછત્ર સ્વામીનાથ!

તમારો પત્ર વાંચી મને અત્યંત આનંદ થયો. જ્યારે તમારો પત્ર મને મળે છે, ત્યારે મારે હાથે જાણે સ્વર્ગ

સ્હુડે છે, શુષ્ક બનેલા મારા પ્રાણુપર અમૃતની વૃષ્ટિ પડે છે. પત્ર મળ્યા પછી બે ચાર દિવસ સુધી, દુઃખ એ શું છે તે મને જણાતું નથી. દેરાણી જેઠાણીનો નિષ્કારણ તિરસ્કાર પણ મનને લાગતો નથી, અને સઘળી વાતો હું ભુલી જાઉં છું. તે વખતે હું સુખસમુદ્રમાં ગોથાં ખાઉં છું; અને તેથી મારી કલ્પના પણ સુખમય બની જાય છે; પણ ખરી રીતે જોતાં હું મોટી હતભાગિણી છું. તેથી જ તેમનું કહેવું હું મનમાં લાવું છું ને દુઃખી થાઉં છું! મારા પરમ સૌભાગ્યથી હું જ્યારે તમારા જેવા સુશીલ સ્વામીની આશ્રિત બની છું, ત્યારે તમારું હસતું મુખ જોઇને અને તે જ પ્રમાણે સાસુજી અને સસરાજીનો સ્નેહ અને મમતા ભર્યો મને જે આવકાર મળે છે; અને તેથી મને જે આનંદ થાય છે તે વર્ણવી શકાય એમ નથી. હું તે વખતે, મારા મનમાં એમ વિચાર કરું છું કે, મારા પૂર્વ જન્મના પુણ્યવડે જ હું આવા કુટુંબમાં પડી છું. કારણ આવા સુખી કુટુંબો કવચિત જ જોવામાં આવે છે. હમણા પણ સાસુજી અને સસરાજી મને પહેલાના જેવા ચ્હાતા નથી એમ નથી. પણ તેઓ ઉલટાં પહેલાના કરતાં મારાપર વધારે સ્નેહ રાખે છે, પરંતુ તેમના મુખપર હવે પહેલાના જેવું તેજસ્વીપણું રહ્યું નથી. તેમનો પહેલાનો આનંદ હવે જણાતો નથી. તેમના મુખપર પ્રફુલ્લતાની હવે સ્હેજ પણ છાયા રહી નથી. તેઓ હમેશાં ઉદાસ અને દુઃખી જણાય છે. સાસુજીની આંખોમાં તો કદી કદી આંસુ પણ ભરાયેલાં માલુમ પડે છે. હું સ્હેજ તેમને પુછું છું તો તેઓ તરત જ આંખો લુંછી; "નારે બ્હેન! હું શું કરવા રડું?" એમ કહી મારા મનનું સમાધાન કરે છે. બીજુ કંઈ પણ બોલતાં

નથી. તેઓ બોલે કે ન બોલે; પણ હું સઘળું સમજું છું. પણ તે શું કામનું? તેમનું દુઃખ દૂર કરવાનું કંઇ મારા હાથમાં છે?

"દરેક હકીકત સવિસ્તર લખતાં રહેવી." તેથી લખું છું. પણ શું લખું? દશ ખરાબ વાતમાં જો એક વાત પણ કહેવા યોગ્ય હોય તો હું લખવાને કદી પણ આઘુંપાછું જોતે નહીં, કેવળ લડાઈ તકરારની જ હકીગત લખી તમારાં મનને વધારે કષ્ટ આપવું એ મને ઠીક લાગતું નથી, પણ શું કરું? પ્રત્યક્ષ પરમેશ્વરની આજ્ઞા પણ હું એક વખત માનું નહીં પણ તમારી આજ્ઞા મારાથી અમાન્ય થાય, એવું મારાથી કદી બનશે નહીં અને જે દિવસે મને એવી દુષ્ટ વાસના થશે, તે જ દિવસ મારા આયુષ્યનો છેલ્લો દિવસ સમજવો! મારી ઇચ્છા અને અનિચ્છા કેવી? તમારી ઇચ્છા તેજ મારી ઇચ્છા, અને તમારી અનિચ્છા તે જ મારી અનિચ્છા. તેથી લાચારીએ તમારા ગયા પછી અહીં જે જે હકીગત બની છે તે તમને ટુંકામાં લખી જણાવું છું.

તમારા મોહનલાલભાઇની વહુની સીમંતની વાત તો તમે જાણોછો. ગયા શુક્રવારે બધાં ઘરનાને તેમના ત્યાંનું નોતરું હતું. મારી જવાની ઇચ્છા નહતી, પણ સાસુજીના આગ્રહ આગળ મારું કંઇ ચાલ્યું નહીં. સાસુજી, ગુલાબ બેન અને જડાવ બેન એ બધાંની સાથે મારે પણ જવું પડ્યું. ત્યાંથી જમીને આવ્યા પછી મેં મારી ચંદ્રકળા-(સાડી) અગાશીમાં સુકવવા નાંખી હતી, તે હું લેવા ગઇ, તો તે બરાબર એક હાથ ફાટેલી હતી. ખરેખરું કહું છું કે મારી સોના જેવી નવી ચંદ્રકલાની આ દશા જોઇ મને અતિશય માઠું લાગ્યું. સાસુજી જોશે તો શું કહેશે, એની

બીક લાગવા માંડી. હવે શું કરવું એવો વિચાર કરતી કરતી હું છાનીમાની સાડીની ઘડી વાળી, સાસુજી ન જાણે તેમ પેટીમાં મુકવા ગઇ. એટલામાં સવિતા ત્યાં આવી પહોંચી અને "જોઉં જોઉં તારી ચંદ્રકલા કેવી છે?" એમ કહી તેણે મારા હાથમાંથી તે લઈ લીધી. ઘડી ભાંગીને જોતાં જ ફાટેલો છેડો તેના હાથમાં આવ્યો, તેની સાથે જ તે બૂમ પાડીને બોલી–"આ શું? આ સોના જેવી સાડી કોણે ફાડી નાંખી.?" સાસુજી પાસે જ ઉભાં હતાં એટલે તેમણે આ સાંભળ્યું. "શું છે?" કહીને તેમણે પૃછયું. સવિતાએ ફાડેલી સાડી તેમને બતાવી. તે જોતાં જ સાસુજી એકદમ ચમકયાં અને ગુસ્સાથી બોલવા લાગ્યાં. તેમણે કોઈનું નામ હજુ સુધી દીધું ન હતું. પણ સાસુજીને બોલતાં સાંભળી ગુલાબ અને જડાવ ભાભીજી, બન્ને જણા તેમના પર તૂટી પડયાં, અને મનમાં આવે તેમ બોલવા લાગ્યાં. આથી બિચારાં સાસુજી ઓરડીમાં જઇ રડતાં બેઠાં. ત્યાર પછી મણિલાલભાઇ અને લલ્લુભાઇ ઘેર આવ્યા એટલે તે બન્ને જાણીઓ રડવા લાગી. અને મનમાં આવે તેમ બોલવા લાગી. તે સાંભળીને બન્ને જણ મને અશ્લીલ અને અભદ્ર શબ્દો કહેવા લાગ્યા. સાસુજીથી તે સહન થયાં નહી. તે બોલ્યા–"અરે તમે પુરુષ થઇને, તે બિચારી છોકરીને મનમાં આવે તેવી ગાળો દો છો અને ન કહેવાય તેવા શબ્દો કહો છો, તેની તમને લાજ નથી આવતી? એના કરતાં તો તમે જન્મતાંજ મરી ગયા હોત તો સારૂં થાત." સાસુજીનું આ બોલવું બલતામાં ઘી હોમ્યા જેવું થયું. તે ચારે જણાઓ સાસુજીપર દાંતિયા કરવા માંડ્યાં. એટલુંજ નહીં પણ મોટા ભાઇએ તો તેમનાપર હાથ શુદ્ધાં ઉચકયો. એ જોઇ સાસુજી ગભરાઈ ગયાં, એટલામાં

રામો દોડતો જઇ સસરાજીને તેડી લાવ્યો. આ બનાવ જોતાં જ તેઓ તો નીચે બેસી ગયા. હું ધારું છું કે તેઓ બેશુદ્ધ બન્યા હશે. ઓછામાં ઓછો અડધો કલાક તેઓ કંઈ બોલ્યા નહીં, પણ તે બધાંનો બડબડાટ તો હજુ પહેલાના જેવો જ ચાલતો હતો. સસરાજીથી તે સહન થયો નહીં. "તમે છાના રહો છો કે નહીં?" એટલું જ તેઓ ગુસ્સાથી બોલ્યા.

"મોટાભાઇ પાસે જ ઉભા હતા તે બોલ્યા—"આવું આવું થાય તો કોનાથી છાના રહેવાય? આ લક્ષ્મી જેનું તેનું નામ લઇને, સાચાં જુઠાં કરે છે અને બધાંપર આળ ચ્હડાવે છે; મારી મા પણ એની તરફેણ ખેંચીને જેને તેને ગાળો દે છે; માટે એનો કંઇ બંદોબસ્ત કરો. અમારાથી તો વિના કારણ એમનું સંભળાતું નથી!"

"હું હમણાં જ તેનો બંદોબસ્ત કરું છું, જેનો વાંક હશે તેને હવે હું મુંકનાર નથી. એ ખાત્રીથી માનજો!" એવું ગુસ્સામાં કહી સસરાજીએ ગુલાબ અને જડાવને બોલાવ્યા. "લક્ષ્મીની ચંદ્રકલા કોણે ફાડી? તમે ફાડી કે નહીં, ખરું કહો,". તે બન્ને જણીઓ તો તેમની વાત ના કબુલ કરી ગુસ્સાથી ચાલી ગઇ. એટલે સસરાજીએ ચંદી, હરીલાલ તથા તારી અને કમળીને પોતાની પાસે બોલાવ્યા અને એક એક જણાને પુછવા લાગ્યા. "આ સાડી કોણે ફાડી તે કહો; નહીં તો મારી મારીને તમારી ચામડી ઉતારી નાંખીશ." આ સાંભળી હરીલાલ તો કંઈ બોલ્યો નહી, પણ ચંદી રડતાં રડતાં બોલી—"મને મારશો નહીં દાદા; મેં કંઇ ફાડી નથી. મારી માયે કહ્યું તેથી મેં ફાડી; તમે મને મારશો નહીં. મેં જેટલી ફાડી છે તેટલી

હું શીવી આપું છું!" તેનું બોલવું પુરું થતાં ન/ઘતામાં તારી બોલી–"દાદા, મેં કંઈ સાડી ફાડી નથી. પણ ટાંકામાં દાબડી નાંખી દીધી છે; તે હું હમણા કહાડી આપું છું." "દાબડી કેવી?" કહી, સસરાજીએ ચકિત થઇને પૂછયું; કારણ કે એ વાતની અત્યાર સુધી અમને ખબર જ ન હતી. "નાની કાકીની વાળીની દાબડી!" તારીનો આ ઉત્તર સાંભળતાં જ હું મારી ઓરડીમાં ગઈ; અને મોહનલાલભાઇને ત્યાંથી આવ્યા પછી જ્યાં મેં વાળીની દાબડી મૂકી હતી, ત્યાં હું તપાસવા લાગી તો ખરેખર તે ત્યાં નહતી! પછી તારીને લઈ અમે ટાંકા આગળ ગયાં. તારીએ દાબડી કયાં નાંખી હતી તે જગ્યા બતાવી. સસરાજીના કહેવાથી રામો ટાંકામાં ઉતર્યો અને મોટી મહેનતે તેણે વાળીની દાબડી બહાર કહાડી.

"આ સઘળો બનાવ જોઇને, સસરાજી ગુસ્સાથી થરથર કાંપવા લાગ્યા. ચંદી અને તારીના કાન આમળી બે ત્રણ તમાચા ખેંચી કહાડી, તેમને ફરી એમ નહીં કરવા દાબીને કહ્યું. ત્યારપછી તેમના બાપ તરફ વળી સસરાજી ગુસ્સાથી બોલ્યા–"હવે તમે સમજ્યા હશો કે આમાં કોનો વાંક છે? હવે તમે તમારું સારું ઇચ્છતા હોય તો આવો વ્યવહાર અને અદેખાઇ છોડી દો. તમે તમારા હાથે પગપર કુહાડો ન મારો; નહી તો પસ્તાશો!" એ સાંભળી મોટાભાઇ બોલી ઉઠ્યા;–"એમાં શું થયું? મારના ધાકે છોકરાંઓએ એકાદ વાત કબુલ કીધી, તેમાં તેમનો અપરાધ થગો નહીં વારું?" તારીના બાપે પણ એમ જ કહ્યું. સસરાજીને એથી વધારે ગુસ્સો લાગ્યો. તેમણે બન્ને જણાને સારી રીતે ઝાટકી નાંખ્યા. તેઓ પણ પછી મ્હોંડામાં આવે તેમ સસરાજીને બોલવા લાગ્યા.

"બીજે દિવસે સવારમાં પોતપોતાના બૈરી છોકરા લઈ બન્ને જણા પોતાને સાસરે જવા નીકળ્યા. જતી વખતે સસરાજીએ વિનવી વિનવીને તેમને અટકાવા માંડ્યા. અને ઘણી રીતે સમજાવ્યા. છેવટે "મારાં ઘોળામાં ધુળ ન નાંખો" એમ ગળગળાં થઇને પણ બોલી ચૂકયા, પરંતુ તેથી કંઇ પણ વળ્યું નહીં. તેમના બોલવા તરફ ધ્યાન દેવાનું તો દૂર રહ્યું, પણ ઉલટા તેઓ ગાળો દેવા લાગ્યા. "હવે તો જીવ જશે તોપણ આ ઘરમાં આવીશું નહીં!" એવી પ્રતિજ્ઞા કરી તેઓ ચાલતા થયાં. જતી વખતે લુગડાં લત્તાં અને પોતાનો સરસામાન પણ તેઓ સાથે લઈ ગયાં. સસરાજી અને સાસુજી ત્યારથી એક શબ્દ પણ બોલતાં નથી. જરૂર પડે તેઓ હા કે નાનો જ ઉત્તર દઈ આખો દિવસ રડતાં બેશી રહે છે! આ તકરારનું મૂળ હું જ છું. એ જોઇને મને ઘણું દુઃખ થાય છે. તે ફાટેલી ચંદ્રકલા મેં સંતાડી રાખી હોત તો આવો પ્રસંગ આવત નહીં. એ માટે હું તમારી ક્ષમા માગું છું.

એ વખત તમારું ઘર આવવાનું થાય તો ઠીક. લખતાં લખતાં હવે મારા હાથ દુખી આવ્યા; હવે વધારે લખાતું નથી. મારા માટે કંઇ ચિંતા કરશો નહીં અને વખતો વખત ખુશાલીના પત્ર લખતા રહેજો. એજ.

લી૦ તમારી સદાની આજ્ઞાંકિત દાસી,

**લક્ષ્મી.**

## પ્રકરણ ૧૪ મું.

## એક ખુલાસો.

લક્ષ્મીનો પત્ર વાંચી, જગમોહનનું હૃદય દુઃખથી

વ્યાકુલ બની ગયું. હવે શું કરવું તે તેને સમજાયું નહીં. બિછાનામાં પડીને તે ભ્રમિષ્ટ સરખો એકી નજરે ઉંચે જોઇ રહ્યો. એટલામાં રતિલાલ તેની પાસે આવ્યો અને સ્હેજ હસતાં મુખે તે બોલ્યો—"જગમોહન! આજે મેં એક આનંદની વાત સાંભળી છે!"

પરંતુ તેના બોલવા તરફ સ્હેજ ધ્યાન નહીં દેતાં, જગમોહન નિરાશ સ્વરે બોલ્યો—"રતિલાલ! હવે આપણાથી મુંબઇ નહીં રહેવાય અને અભ્યાસ પણ નહીં થાય!"

એટલું કહી તે ક્ષણવાર સ્તબ્ધ રહ્યો. ત્યારપછી એક દીર્ઘ નિશ્વાસ મૂકી તે ફરી બોલ્યો—"એક બે દિવસમાં મારે ઘેર જવું પડશે!"

રતિલાલને સવિતાનો પત્ર મળ્યો હતો, તેથી તેણે જગમોહનના ઘરની સઘળી હકીકત જાણી હતી; એટલે જગમોહનને આવો દુઃખી ઉદ્ગાર કહાડવાનું શું કારણ છે તે પુછવાની તેને જરૂર ન હતી. તોપણ "ઘરથી કંઈ પત્ર આવ્યો છે?" એવું તેણે સ્હેજ પૂછ્યું. તેથી જગમોહને લક્ષ્મીનો આવેલો પત્ર તેના હાથમાં મૂકયો. પત્ર વાંચી રતિલાલ બોલ્યો—"જગમોહન! આવા દુઃખદાયક પ્રસંગે લક્ષ્મીનું વર્તન જોઇ, મને અતિશય આનંદ થાય છે. આવી સ્ત્રીઓ જો આપણા હિંદુ સંસારમાં વધારે હોય તો, આપણને દુઃખનો અનુભવ પણ થાય નહીં!"

જગમોહન પોતાના પ્રિય મિત્ર તરફ જોઇ રહ્યો. તે જોઇ રતિલાલ બોલ્યો;—"તેની ચંદ્રકળા ફાડી નાંખી, વાળી ટાંકામાં ફેંકી દીધી, તે છતાં એ દિવસે બનેલાં બનાવ માટે, તે પોતાને જ દોષી સમજે છે! મેં જે વાત સાંભળી છે, તે કહેવાથી તારા મનને વધારે દુઃખ થશે. તોપણ

આવી સ્થિતિમાં, તે જો ગુપ્ત રાખું તો હું મારું કર્ત્તવ્ય બજાવતો નથી એમ ગણાશે. તારા મનને દુઃખ થશે, એમ જાણી તેણે કંઇ વધારે લખ્યું નથી. તું નચિંત બેશ અને હું કહું તે સાંભળ!"

જગમોહનનું મસ્તક ભમવા લાગ્યું, હૃદય શૂન્ય થઇ ગયું એક નિરપરાધી મનુષ્યપર ખુનનો આરોપ મૂકી તેને મેજીસ્ત્રેટ સન્મુખ ઉભો કરવામાં આવ્યો હોય અને મેજીસ્ત્રેટ કેસનું જજમેન્ટ આપતો હોય; તે વખતે તેના મનમાં જેવી અનિર્વચનીય વ્યાકુલતા ઉત્પન્ન થાય છે, તેવી વ્યાકુલતા જગમોહનના મનમાં હાલ ઉપજી છે. તે વ્યાકુલતા તેને અસહ્ય યાતના દેવા લાગી. એક ક્ષણ પછી પોતાને કેવી ભયંકર વાત સાંભળવી પડશે, એ વિચારે તેનું મન ભ્રમિત બની ગયું. તે બોલ્યો—" શું થયું છે તે મને જલદી કહે!"

રતિલાલે શાન્તપણે કહ્યું—"જગમોહન! એમ અધીર ન થા; શાન્તપણે સાંભળ. ચંદ્રકળા કોણે ફાડી, એનો વાદ-વિવાદ પહેલાં શરુ થયો. પછી તારા બાપાજી ઘેર આવ્યા અને તેમણે એ સંબંધી તપાસ કરી બે ગુન્હેગારો શોધી કહાડ્યા. તે વખતે તારી માએ તારી બન્ને ભોજાઇયો ઉપર એક-સરખી ગાળોનો વરસાદ વરસાવ્યો. પછી શું પૂછવું? તેમણે પણ પોતાની સાસુજીની ષોડશોપચારે પૂજા કરવા માંડી! તારા બન્ને ભાઇઓ સ્તબ્ધ ઉભા રહ્યા હતા, ગુન્હેગાર શોધી કહાડવાની પિતાની પદ્ધતિને તેઓએ ધિક્કારી કહાડી; પણ તેઓ કંઇ વધુ બોલી શક્યા નહીં. આવી રીતે કલહાગ્નિ ધીરે ધીરે વધવા લાગ્યો. છેવટે તારા બાપાજીએ દબાવ્યાથી તારી મા તો છાના રહ્યાં. પણ તારી ભોજાઇયોના મ્હોં કેમ કરતાં બંધ રહ્યાં નહીં.

એમને એમ બોલતાં બોલતાં તેઓ ગાળાગાળીપર આવ્યાં; અને છેવટે ન સંભળાય એવા અયોગ્ય શબ્દો તારી ભોજાઈયો બોલવા લાગી. તારી મા તો હતાશ થઇને રડવા બેઠાં. એ જોઇ લક્ષ્મી આંખમાં આંસુ આણી તારી મોટી ભોજાઇના પગે પડી નમ્રતાથી બોલી—"ગુલાબભાભીજી! જુવો સાસુજી રડે છે, હું તમારા પગે પડું છું. હવે બોલતાં બંધ રહો. એમાં એમનો કંઇ વાંક નથી! લક્ષ્મીની આ વિનવણીથી, તેની પાષાણ હૃદયની જેઠાણીને દયા આવવાનું તો બાજુપર રહ્યું પણ ઉલટી પગ છોડવવાનો ઢોંગ કરી, તે ચંડાળણીએ એ સકુમાર બાળાની છાતીમાં એક જોરથી લાત મારી! અને મ્હોં વાંકું કરી ગુસ્સાથી બોલી—"વારુ વારુ, હવે એટલાં બધાં હેતાગળાં ન થાવ. પહેલાં આગ લગાડીને હવે પાણી છાંટવા આવો છો. શું પક્કાઇ શીખ્યાં છે?" ગુલાબની આ વાતની સાથે લક્ષ્મી કળ ખાઈને ભીંતની સાથે અથડાઇ તેના માથામાં મોટો ઘા પડયો અને તેમાંથી ધરધર ધારે લોહી વહેવા લાગ્યું!"

બોલતાં બોલતાં રતિલાલની આંખમાં પણ આંસુ ભરાઈ આવ્યાં, સંતાપથી તેનું મુખ તદ્દન આરકત થઈ ગયું. આ વાત સાંભળ્યા પછી જગમોહન દીર્ઘ નિશ્વાસ મુકવા લાગ્યો, પરંતુ તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહીં.

થોડીવાર મૌન્ય રહી રતિલાલ ફરી બોલ્યો—"તારી બેન પણ તે વખતે ત્યાં હતી. લક્ષ્મીની આવી અવસ્થા જોઇ, તેણે તારા માબાપને બોલાવ્યાં. તેઓ દોડતાં આવી લક્ષ્મીને સાવધ કરી; અને તેનો જખમ ધોઇ ઉપર પટ્ટી મારી. જગમોહન શું કહું! લક્ષ્મીની આવી અવસ્થા પ્રત્યક્ષ

જોઈને તારે મોટે ભાઇએ પોતાની સ્ત્રીને એક શબ્દ સરખો કહ્યો નહીં! તારા બાપાજીને એથી વધારે ક્રોધ ઉપજ્યો. તેમણે તારા બન્ને ભાઇઓની ખુબ ધુળ ખંખેરી નાંખી. "હમણાં ને હમણાં તમારું મ્હોં કાળું કરો" કહી તેમને ઘરમાંથી જતા રહેવા કહ્યું. "હા, હા, જઇએ છીયે; પછી શું?" એવો જવાબ દઇ તેઓ ત્યાંથી જવાનો વિચાર કરવા લાગ્યાં. તરત જ ગાંસડાં પોટલાં બાંધવાની તૈયારીયો થઇ. તે રાતે બધાં ભૂખે રહ્યાં, છોકરાં બિચારાં ખાધાવિના ટળવળતાં સુઇ ગયાં. તેઓ ખાવાનું માંગે તો તરત જ તેઓને માર મળતો! તારી ભોજાઇઓએ ઘરમાં જે કંઇ હતું નહતું તે બાંધી લીધું અને તારા મોટાભાઇઓ ગાડીનો બંદોબસ્ત કરવા ગયા. તારા બાપાજી તારી મા અને લક્ષ્મીએ આખી રાત ભુખે કહાડી. છોકરાંઓને જમાડ્યા વિના તેમનાથી કેમ જમાય? બીજા દીવસે સવારમાં ઉઠી, ડોશા ડોશી અને લક્ષ્મીપર ગાળોનો વરસાદ વરસાવી તેઓ બધા ચાલતા થયા! છોકરાઓના મનમાં જવાનું ન હતું. પણ મારની ધાકે તેઓ બિચારાં શું કરે? બાલુ તો છેવટ સુધી "કાકી કાકી" કહી રડતો હતો!

---

## પ્રકરણ ૧૫ મું.

### આનંદની વાત તે કઈ?

જગમોહન દીર્ઘ નિશ્વાસ મૂકી બોલ્યો–"એ પત્ર ક્યારે આવ્યો?"

"આજ સવારની ટપાલમાં."

"સવિતાએ આ હકીકત કોઇની પાસેથી સાંભળી હશે!"

"ના, તેણે કંઈ કોઈને મ્હોડે સાંભળીને આ હકીગત લખી નથી, તે તે દિવસે તારે ઘેર જ હતી."

એથી કંઈક વિચાર કરી જગમોહન બોલ્યો–"હા, ખરું છે. તેણે પણ સવિતા સંબંધી લખ્યું છે. તેના માથામાં શું મોટો ઘા પડયો છે?"

"ના તેને માટે કંઈ ચિંતા કરવા જેવું કારણ નથી. કારણ કે ઘા રુઝાવા આવ્યો છે અને હવે દરદ પણ વધારે થતું નથી."

"તેં શાથી જાણ્યું?"

"કેમ વળી? પત્રમાં લખ્યું કે તેથી. લક્ષ્મીને સારું ન હોત તો, તે પોતાને હાથે પત્ર કેમ લખી શકત? વિના કારણ એમ ગભરાઈશ નહીં."

આ છેવટની વાતથી, જગમોહનને ઘણી ધીરજ વળી. પોતાનાપર પડેલા દુઃખનો વિચાર કરવાનો જગમોહનને અવકાશ મળે તો ઠીક, એમ ધારી રતિલાલ ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. જગમોહન તે દિવસે ઘરમાંથી બહાર ગયો નહીં. દુર્ધર ચિંતામાં વ્યાપ્ત થઈને તે પહેલાંનો જેવો ટળવળતો પડયો! સાંજે કોલેજમાંથી રજા મળતાંજ રતિલાલ ફરી તેની પાસે આવીને બેઠો. ઘણીવાર થઈ તોયે જગમોહન કંઈ બોલ્યો નહીં. તે જોઇ "ચાલ હવે જરા ફરી આવીએ." એવો રતિલાલે આગ્રહ કર્યો. જગમોહને થોડીવાર સુધી તો આનાકાની કરી, પરંતુ અંતે તેને રતિલાલની સાથે બહાર જવું પડયું. ફરતાં ફરતાં તેઓ વાલકેશ્વર થઇ, મલબાર હીલ ઉપરના બાગમાં આવી પહોંચ્યા. ત્યાં બીજા પણ કેટલાંક તરુણ યુવક યુવતીઓ ફરવાને માટે આવ્યાં હતાં. કેટલાંક વાતચિત કરતાં બેઠાં

હતાં, કેટલાંક હાસ્ય વિનોદમાં મસ્ત થઇ ફરતાં હતાં, એક બાંકપર ચાર પાંચ તરુણ વિદ્યાર્થીઓ મોટા આવેશથી વાદવિવાદ કરતા હતા; તેમની પાછળ પુલ ઝાડને ઓથે ઉભા રહી, કેટલાંક બાલકો મનમાં આનંદે હસતાં હતાં, પરંતુ અમારા રતિલાલ અને જગમોહનને તો તે વાતચિતથી આનંદ થયો નહીં, અથવા તે હાસ્ય વિનોદથી પણ તેમનું મન રીઝયું નહીં; તે ગંભિર વાદ વિવાદ તરફ પણ તેમનું લક્ષ્ય ખેંચાયું નહીં; અથવા તે ઉલ્લાશ પૂર્ણ બાળકોની નિર્દોષ રમત ગમતથી તેમનું મનરંજન થયું નહીં; તેઓ બાગના એક ખુણે જઇને બેઠા. આડી અવળી વાતચિત થયા પછી, રતિલાલે શાંતપણે પૂછયું–"ત્યારે ઘર જવાનો વિચાર તેં નક્કી કર્યો છે કે?"

"હા, ઘર જવાનો અને કોલેજ છોડવાનો; એ બન્ને વિચાર મેં મારા મનથી નક્કી કર્યો છે. આવી સ્થિતિમાં જયારે હું, વૃદ્ધ માતા પિતાની પાસે ન રહું તો તેમના દુઃખનો પાર રહેશે નહીં, જયારે માતા પિતાનું દુઃખ દૂર થયું નહીં, ત્યારે યુનિવ્હર્સિટીની ન્હાની મોટી ડિગ્રીઓ મેળવ્યાનું પણ ભૂષણ શું?"

વિચાર કર્યા વિના જગમોહન કોઇ પણ વાત કેહેતો ન હતો, અને તેજ પ્રમાણે તેનો એકવાર થયેલો નિશ્ચય ફેરવવો એ કંઈ જેવી તેવી વાત નહુતી; એ રતિલાલ પૂર્ણપણે સમજતો હતો. તેથી કોલેજ સંબંધીની વાત પડતી મૂકી તે બોલ્યો–" તેમનો વિચાર કરવાનો હજુ અવકાશ છે; પણ તારે કાલેને કાલેજ ઘર જવું છે શું?"

"હા, કાલેજ, હવે વિલંબ કરવાનું કામ નથી. આજે બાપાજીનો પાછો પત્ર આવ્યો છે, તેમાં પણ તેઓ જેમ

અને તમ જલદી આવતા રહેવાનું લખ્યું છે. રતિલાલ! વૃદ્ધાવસ્થામાં તેમને આ કેવું દુઃખ!"

"અરે ભાઇ, એ સઘળા ઈશ્વરના બનાવ છે. જો તારા સઘળા મનોરથ કેવા ભગ્ન થયા. ત્રણે ભાઈ એકઠા રહી દિવસ ગાળીશું; અમારા હિંદુ લોકોની, અવિભક્ત કુટુંબ પદ્ધતિથી અમારું ઘર કેવું સુખનું આગાર બનશે; તે સર્વને હું પ્રત્યક્ષ દેખાડીશ; એવા એવા અત્યાર સુધીમાં તેં કરેલા સઘળા વિચાર જો આખરે કેવા વ્યર્થ ગયા!"

"મારા મોટા ભાઇઓ આમ વર્તશે, એવી મેં કદી કલ્પના પણ કરી નહતી!"

"તું ભુલે છે જ અહીંયા! પૃથ્વીમાં સઘળાં માણસો આપણા જેવાં જ સરળ સ્વભાવનાં અને ઉદાર મનનાં વસે છે, એમ માનવું એ પોતાના હાથે પોતાને ઠગવા જેવું છે અને જાણી જોઇને વિપત્તિમાં પડવા જેવું છે; આ વાત તું વારંવાર વિસરી જાય છે. હવે જરા મારું સાંભળ. અવિભક્ત કુટુંબ પદ્ધતિનું તું નામ મુકી દે, નહીં તો દરરોજ આવા ભવાડા તારે જોવા પડશે. તારા મોટા ભાઇઓ વિભક્ત થવાને માટે તલપી રહ્યા છે, તેઓ પોતાની ઇચ્છા પૂર્ણ થતાં સુધી સદા આવી જ રીતે કરતા રહેશે."

"માતા પિતા જ્યાં સુધી જીવતા છે, ત્યાં સુધી એમનું વિભક્ત થવું અશક્ય છે, એવી અમથી વાત જ જો તેમને કોઈ કહે તો, તેમને મોટું દુઃખ થયા વિના રહે નહીં!"

"તે ખરું છે, પણ હવે આનો બીજો ઉપાય રહ્યો નથી. દરરોજ આવો ત્રાશ વેઠવા કરતાં, જ્યારે વિભક્ત થયા પછી, જ્યાં ત્યાં શાન્તતા પ્રસરે છે અને કુટુંબ, કલહના ત્રાશથી મુક્ત થાય છે, તો વિભક્ત થવું એજ શ્રેયસ્કર છે;

કારણ કે એ રોગનું બીજું ઔષધ નથી. તું અહીંથી ગયા પછી એ વાત માતા પિતાને સમજાવજે, અને તારાં બન્ને ભાઇઓને પણ એવી રીતે કહે જે; એકવાર સુખ સમાધાનીથી જુદાં પડયા પછી, માતાપિતાને તથા લક્ષ્મીને લઇને તું અહીંયા આવજે, પછી પાછળનો વિચાર આપણે કરી લઈ શું."

"મા અને બાપાજી ઘર છોડવાને માટે કદી પણ કબુલ થવાના નથી!"

"પણ હુમેશને માટે ઘર છોડવાનું હું કયાં કહું છું. વરસે છ મહીને તેઓ એક બે મહીના ખુશીથી ઘેર જઇને રહે. મુબઇમાં મંદિરોમાં દરરોજ કથા કીર્તન થાય છે. તેથી તેઓ અહીંયા આવવાને હું ધારું કે ના નહીં કહે."

"પણ લલ્લુભાઈ અને મણિલાલ પાછા ઘેર કયાં આવવાના છે? તે તો પ્રતિજ્ઞા કરીને ગયા છે ને?"

રતિલાલ સ્હેજ હશીને બોલ્યો–"તેમની પ્રતિજ્ઞાથી તું બીહી નહીં; અરે આવા આનંદના સમાચાર સાંભળીને તેઓ દોડતાં આવશે દોડતા–"

જગમોહનને રતિલાલનો ઉપદેશ કંઈક રુચ્યો ખરો! "જો કુટુંબનો કલહ શાંત થાય તો આ રસ્તો લેવામાં કંઇ હરકત નથી!" એવો તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. કુટુંબમાં ફરી શાંતિ સ્થાપન થશે, એ આશાએ તેના ચિત્તને ઘણી સ્વસ્થતા આપી. એટલામાં રતિલાલ બોલ્યો–"હવે નકામી ચિંતા કરીને મનને સંતાપીશ નહીં. હું કહું છું તે ઉપાય ઠીક છે. ઘેર જા અને બેલાશક એ પ્રમાણે કર."

આથી જગમોહન કંઈ બોલ્યો નહીં, એ જોઇ રતિલાલ ફરી હસતાં હસતાં બોલ્યો–"પણ જગમોહન! મેં

એક આનંદની વાત સાંભળી છે, તે લક્ષ્મીએ પોતાના પત્રમાં નથી લખી ?"

."હવે એથી બીજી આનંદની વાત કઈ છે ?"

"હા, હા, આનંદની વાત છે! ખરેખર આનંદની જ છે! લક્ષ્મીને ત્રીજો મહિનો જાય છે. તારા વૃદ્ધ માતાપિતાને, એ વાતથી અત્યાનંદ થયો હશે. આવાં દુઃખમાં આ વાતથી તેમને અપાર સુખ થશે ?"

પોતાના વૃદ્ધ માતાપિતાને આનંદ થશે, એ વિચાર મનમાં ઉપજ્યાથી, જગમોહનનું અંતઃકરણ પણ કિંચિત્ આનંદિત થયું !



## પ્રકરણ ૧૬ મું.

## આ તે કેવું શરમાળપણું ?

બીજે દિવસે ઘેર જગમોહન આવ્યો. ઘરમાં પગ મૂકતાં જ પિતા ચાર દિવસ થયા તાવથી પડ્યા છે; તાવ કેમે કર્યો ઉતરતો નથી; એવું તેણે સાંભળ્યું ! જગમોહન અતિશય ગભરાઈ ગયો. સાયંકાળ થઇ ગયો હતો અને અત્યાર સુધીમાં તેણે કંઇ ખાધું નહતું. તેમાં વળી ઘરમાં પગ મૂકતાં જ આ વાત સાંભળી ! જગમોહનનું મુખકમલ છેક જ કરમાઈ ગયું. પુત્ર આવ્યો જોઇ સુનંદા ડોશી દોડતાં દોડતાં આવ્યાં. જગમોહને અતિશય પ્રેમથી માતુશ્રીના ચરણપર પોતાનું મસ્તક મૂકયું. સુનંદા ડોશીએ પુત્રનું મુખ ઉતરેલું જોઈને પુછ્યું–"જગમોહન ! અત્યાર સુધી તે કંઇ ખાધું નથી ભાઇ !"

"ના આજ મને ભુખ નથી લાગી !" આવી રીતે જગમોહને કંઈ કચવાઇને ઉત્તર દીધો, પરંતુ એથી સુનં-

દાના મનનું સમાધાન થયું નહીં. તે તરત જ રસોડામાં ગઇ અને તેને જમાડવાની તૈયારી કરવા લાગી. જગમોહન ત્યારપછી પિતાના ઓરડા તરફ ગયો. જોયું તો પિતાની પથારી પાસે જીવનરામ વૈદ્ય બેઠાં છે. જગમોહનને અંદર આવતો જોઈ, વૈદ્યરાજે હાથના ઇસારે તેને ત્યાં જ ઉભા રહેવા જણાવ્યું અને પોતે બહાર આવ્યાં. પિતાની પ્રકૃતિ સંબંધી જગમોહન પૂછે તે પહેલાં વૈદ્યરાજ ધીરે ધીરે બોલ્યા—"આજ ત્રણ દિવસ થયાં એક ઘડીપણ એમની આંખ મળી નથી. કેટલાંક ઔષધો આપ્યા, કેટલીક માત્રાઓ આપી, પણ તેનો જરાયે ગુણ લાગ્યો નહીં. કેમ કરતાં એમને આજે જરા ઉંઘ આવી છે. તેથી તે પોતાની મેળે જાગે નહીં ત્યાંસુધી એમને ઉઠાડવા એ યોગ્ય નથી. કાલે સવારે તમે ખુશીથી એમની સાથે વાતચીત કરજો."

"પણ હમણાં તેમની પ્રકૃતિ કેમ છે?" જગમોહને અધીરાઈથી પૂછ્યું,

"તાવ મુદ્દલ ઉતરતો નથી, તેમ શરીરે પરસેવો પણ વળતો નથી, પરંતુ આજે એમને ઉંઘ આવી છે. તેથી ભય રાખવાનું કારણ નથી."

રાત્રે પરમાનંદદાસના ઓરડામાં વૈદ્યરાજે કોઇને આવવા દીધાં નહીં. કેવળ સુનંદા અને રેવા કામકાજને માટે તે ઓરડામાં જતાં આવતાં હતાં. જગમોહન જેવું તેવું જમીને, પોતાની ઓરડીમાં ગયો. લક્ષ્મી પોતાના કામકાજથી પરવારી તેની પાછળ પાછળ આવી. થોડીવાર આડી અવળી વાતચીત થયા પછી "તારા માથામાં ક્યાં વાગ્યું છે તે જોવાદે!" એમ કહી જગમોહને આગ્રહ કર્યો.

લક્ષ્મી પ્રથમ તો તે વાતને ઉડાવવા લાગી. પોતાના પતિએ આ વાત કયાંથી જાણી, તેનો જ તેને વિચાર થવા

લાગ્યો. અંતે જગમોહનના અતિશય આગ્રહથી તેણે દીવા આગળ ઉભા રહી પોતાના માથામાં પડેલો ઘા બતાવ્યો. જગમોહને દીવો હાથમાં લઈ, પોતાની પ્રિય પત્નીના માથાંપરના વાળ બાજુએ ખસેડી, તેણે બતાવેલી જગ્યા જોઈ, ઘા જોતાં જ તેનું શરીર રોમાંચિત થયું! ઘા કંઈ ન્હાનો ન હતો, પરંતુ હમણા તે રુઝાવા આવ્યો હતો. જગમોહને પૂછ્યું-"આ વાત તેં પત્રમાં કેમ ન લખી?"

લક્ષ્મી લજ્જાથી નીચું જોઇ બોલી-"ઘા રુઝાવા આવ્યો હતો અને વધારે દુઃખાવો પણ થતો નહતો એટલે મેં ન લખ્યું!"

"પણ લખ્યું હોત તો, તેમાં શું તને પાપ લાગતે?" જગમોહને સ્હેજ વિરક્ત સ્વરે પૂછ્યું. લક્ષ્મી દુઃખી અંતઃકરણે બોલી-"મને એમ લાગ્યું કે, પત્રમાં આ વાત લખીશ તો, મારા કરતાં તમને વધારે દુઃખ થશે!"

"આ તે કંઇ નાનો સુનો ઘા છે? પણ તને એમ લાગ્યું શાથી?"

પરંતુ આનો ઉત્તર તે કંઈ પણ આપી શકી નહીં. એ જોઇ જગમોહન બોલ્યો-"પણ એનાપર કંઇ પટ્ટીબટ્ટી મારે છે કે નહીં?"

"હા; વૈદ્યરાજે મલમ આપ્યો હતો; તેની પટ્ટી મારું છું અને તેથી ઘણો ફેર છે"-એટલું કહી આ વિષય બદલવાના હેતુથી લક્ષ્મી બોલી-"કેમ બાપાજી સાથે વાતચીત થઇ કે?"

"ના વૈદ્યરાજ કહે છે કે આજે એમને ઉંઘવા દો."

"તમે આવ્યા તે ઘણું સારું થયું. આજ ત્રણ દિવસ થયાં, તેમણે આંખે આંખ મેળવી નથી. જરાક કંઇ ઝોકું

આવ્યું કે, તેઓ તરત જ તમારા નામની હાંકો પાડી જાગ્રાં થઇ જતા!"

"આ સઘળી હકીગત સાંભળી અને તેમની અવસ્થા જોઇ મને ઘણો ભય લાગે છે!" બોલતાં બોલતાં જગમોહનની મુખમુદ્રા ગંભીર જણાવા લાગી.

સસરાજીનો તાવ સાધારણ છે એમ ધારી લક્ષ્મી અત્યાર સુધી નચિંત હતી, પરંતુ જગમોહનનું આવું બોલવું સાંભળી તે ગભરાઈ ગઈ. "શું ખરું કહોછો? એમનો રોગ એટલો બધો ભારે છે?"

જગમોહન દીર્ઘ નિશ્વાસ મૂકી બોલ્યો-"વૈદ્યરાજ કહે છે કે હવે કંઇ ભય જેવું નથી."

"પરમેશ્વર કરે ને વૈદ્યરાજનું કહેવું ખરું પડે! તમારી વાત સાંભળી મારા તો જીવ જ ઉડી ગયો હતો!"

"મણિલાલ અને લલ્લુભાઇને આ વાતની ખબર છે કે નહીં?"

"ના તેમને ખબર નથી. તે તો પોતપોતાને સાસરે સીધાવ્યા છે. છોકરાઓ ગયા પછી ઘર જાણે સુનું સુનું લાગે છે; મને તો કંઇ ગમતું નથી-"

"વારુ, પણ તેં એક મોટો ગુન્હો કર્યો છે હો!"

જગમોહનના આ આકસ્મિક વચનથી લક્ષ્મી બે બાકળી બની ગઇ. તે પતિના મુખ તરફ દીનવદને જોવા લાગી. જગમોહન સ્હેજ હશીને બોલ્યો-"એક મોટા આનંદની વાત તેં મારાથી છુપાવી રાખી છે! આવો મોટા ગુન્હો તેં કેમ કર્યો?"

લક્ષ્મી તરત જ સમજી ગઈ કે, સવિતાના પત્રથી રતિલાલે એમને કંઈ કહ્યું હશે. તે ઓશીયાળા જેવી બની ગઇ. લજ્જાથી, તેનાથી, કંઇ બોલાયું નહીં. તેમ જ જગ-

મોહન તરફ પણ એકવાર ફરીને જોવાયું નહીં. સ્થિર દૃષ્ટિએ, તે પોતાના પગના અંગુઠા તરફ જોઇ રહી. તેના આખા શરીરે પરસેવો છુટયો. એ જોઇ જગમોહન આશ્ચર્યચકિત થઈ બોલ્યો—"આ તે કેવું શરમાળપણું?"

એ સાંભળી લક્ષ્મી અધિક લજ્જીત થઇ. ઘણીવાર સુધી તે સ્તબ્ધ ઉભી રહી. ત્યારપછી પિતાની પ્રકૃતિ સંબંધી તે બન્ને જણાએ ઘણીવાર સુધી વાતચીત કરી. તે રાત્રે નિદ્રા કેવી, તે બન્નેમાંથી એકે પણ જાણી નહીં!



## પ્રકરણ ૧૭ મું.



## મૃત્યુ મુખમાં.

જગમોહન બીજે દિવસે સવારમાં ઉઠી, પિતાના ઓરડામાં ગયો. પોતાના નિઃસીમ પિતૃભક્ત પુત્રને જોઇ, મરણ પથારીએ પડેલા પરમાનંદદાસને અત્યાનંદ થયો. તેમના સુકાઈ ગયેલા મુખપર પ્રસન્નતાની છાયા જણાવા લાગી—"જગમોહન! આવ્યો ભાઇ; સારું થયું. હું તારા રસ્તા તરફજ આંખો ઠારી બેઠો હતો" એટલું કહી તેઓ અટકયા—

જગમોહન ભક્તિપૂર્ણ નેત્રે પિતાને જોઇ રહ્યો. પરમાનંદદાસનું મુખ શ્યામ થઇ ગયું હતું, આંખો ઉંડાણમાં પેશી ગઇ હતી અને શરીરમાં શક્તિનું નામ રહ્યું નહતું. જોતજોતામાં જગમોહનની આંખો આંસુથી ભરાઈ ગઇ. તે બોલ્યો—"મને લાગે છે કે, રાત્રે તમને ઉંઘ આવતી નથી. આંખો લાલચોળ થઈ ગઇ છે; મ્હોડું પણ બધું સુકાઈ ગયું છે."

"ભાઈ! હવે આ જન્મે મને ઉંઘ આવે એમ જણાતું નથી!"

પિતાનું આ વાકય સાંભળી અને તેમની આવી અવસ્થા નિહાળી જગમોહન અતિશય ગભરાઈ ગયો. તેની ધીરજ જતી રહી. તે જોઇ વૈદ્યરાજ તેની પાસે જ ઔષધ આપતા બેઠા હતા, તે તેને એક બાજુએ લઇ જઈ બોલ્યા-"રોગીનું મન સ્વસ્થ થયા વિના, શું કદી તેને ઉંઘ આવે એમ છે? રાત દિવસ તેમનું મન ચિંતામાં નિમગ્ન રહે છે. આ ચિંતાના રોગને કોઇ શું ઔષધ આપી શકનાર છે! હું તમને ખરેખરું કહું છું કે, સારી રીતે ઉંઘ આવ્યા વિના એમની પ્રકૃતિને આરામ પડવાનો નથી!"

પિતા તાવથી અત્યાવસ્થ પડ્યાની ખબર લલ્લુભાઈ અને મણિલાલને થઇ હતી. પણ તેઓ અત્યાર સુધી ખબર લેવાને પણ આવ્યા ન હતા. તેમને બોલાવાને માટે જગમોહને મુંબઇથી આવ્યા પછી, તરત જ રામાને પત્ર લખી આપી મોકલ્યો હતો. લલ્લુભાઇએ તો પત્ર વાંચીને ફાડી નાંખ્યો અને મણિલાલે તો પત્ર હાથમાં પણ લીધો નહીં! "અમારે શું કામ છે તેનો પત્ર વાંચીને!" એમ કહી રામાને તેણે વિદાય કર્યો. જગમોહનના કહેવા પ્રમાણે રામાએ "બાપાજી બહુ માંદા છે, તેમનો તાવ કેમ કર્યો ઉતરતો નથી, આમાંથી તેઓ બચે એવી આશા નથી, તમને મળવાને માટે તેઓ ટળવળે છે; માટે એકવાર ગમે તેમ કરીને ચાલો." વિગેરે ઘણી રીતે તેણે સમજાવ્યું પરંતુ તે પાષાણ હૃદયના પુત્રોને કંઈ જ લાગ્યું નહીં! ઉલટા તેઓ બિચારા રામાને ગાળો દેવા લાગ્યા! મણિલાલે તો મનની દાઝ તેની સાથે જ કહાડી-"તેનો વ્હાલો છોકરો હવે આવ્યો છે. અમારી શું જરૂર છે!"

પિતા આ દુઃખમાંથી ઉઠે એવી આશા નથી, એ સાંભળી આપણે ત્યાં જવું જોઇએ એવી લલ્લુભાઇને અંતર્યામી પ્રબલ ઈચ્છા થઇ હતી; કારણ કે તેણે વિચાર્યું– "ખરેખર પિતાનો આ દુઃખમાંજ અંત આવે, અને આપણે ત્યાં નહીં હોઇએ તો, પૈસા ટકા સંબંધી આપણને મોટું નુકસાન થશે! પરંતુ જઇએ છીએ તો આણી તરફ પ્રતિજ્ઞા ભંગ થાય છે અને તેની બોલીઓ સાંભળવી પડે છે" આવા વિચારથી લલ્લુભાઈ ગયો નહીં.

આણી તરફ પિતાની કઠીન અવસ્થા જોઇને જગમોહને રતિલાલને પત્ર લખ્યો. પરદુઃખે દાઝનારો રતિલાલ પત્ર વાંચતાની સાથે એક ઘડીનો પણ વિલંબ કર્યા વિના સુરત આવ્યો. તેને જોઇને દેશાઈને અત્યાનંદ થયો.

એક દિવસે બપોરે તાપ ઘણો પડતો હતો. પરમાનંદદાસ દુઃખથી ટળવળતાં હતા. જગમોહન અને રતિલાલ તેમની પથારી પાસે બેઠા હતા; વૈદ્યરાજ બીજી બાજુએ પોતાના ઔષધની વ્યવસ્થા કરવામાં ગુંથાયેલા હતા; સુનંદા પાસે જ હતાં. સઘળાનાં મન દુઃખથી વ્યાકુલ થયેલાં હતાં. જગમોહન પંખો લઈ પિતાને પવન નાંખવા લાગ્યો. એ જોઈ દેશાઇ બોલ્યા–" જગમોહન! આવા પવનથી શું આ તાપ ઓછો થવાનો છે? મારા મનમાં હોળી ધીકે છે તે!"

જગમોહન કંઇ બોલ્યો નહીં. પોતાના તરફ કોઇનું લક્ષ નથી એ જોઈ તેણે પોતાના ડાબા હાથે આંખમાંના આંસુ લૂછયાં, રતિલાલે દેશાઇને પૂછ્યું–"તમારું દુઃખ દૂર થવાનો શું ઉપાય નથી?"

દેશાઈ સ્હેજ હસ્યા; થોડીવાર પછી તેઓ બોલ્યા– "એ દુઃખ હવે મારા મોતની સાથેજ દૂર થશે!"

ત્યાર પછી ઘણીવાર સુધી વિચાર કરી, જગમોહન અને રતિલાલને ઉદ્દેશીને, અચકાંતા અચકાંતા દેશાઇ બોલ્યા—"ભાઇઓ, હુવે મને કંઇ ભરોશો લાગતો નથી. મારી સર્વ શક્તિ ધીરે ધીરે નષ્ટ થતી જાય છે. હુવે હું બચીશ નહીં; અને હું બચીશ એવું મને લાગતું પણ નથી, માટે આંખો મીંચાતા પહેલાં, સઘળાને જોઇ લઉં એવી મારી ઇચ્છા છે. રામો ગયો પણ હજુ આવ્યો નહીં. હુવે જગમોહન તું એકવાર જા અને બધાને બોલાવી લાવ!"

દેશાઇનું આવું બોલવું સાંભળી બધાંની આંખમાં આંસુ આવ્યાં. જગમોહન પોતાનો શોક સમેટી પિતાની છેવટની ઇચ્છા પૂર્ણ કરવાના હેતુથી, લલ્લુભાઇના સાસરા તરફ જવા નીકળ્યો. આણી તરફ પિતાની પુંજીની પોતાને સોંપણ થશે, એ વિચારે લલ્લુભાઇ ઘેર જવાને અધીરો બન્યો હતો; એટલે જગમોહનને જોતાં જ, તે વધારે માન નહીં માગતાં બૈરી છોકરાંને લઇને તરતજ નીકળ્યો. આ ખબર સાંભળીને મણિલાલ પણ આવ્યો. આવી રીતે જગમોહન પોતાના રીસાયલાં કુટુંબો મનાવી ઘેર લાવ્યો, તેઓને આવેલાં સાંભળી દેશાઇનું નિસ્તેજ મુખ ફરી પ્રફુલ્લ જણાવા લાગ્યું. લલ્લુભાઇ અને મણિલાલ પિતાની પથારી પાસે બેઠા. પિતાની સ્થિતિ જોઇ તેઓ સમજી ગયા કે, આ વખતે તેઓ બચવાના નથી, પરંતુ તેને માટે તેમને કંઈ લાગ્યું નહીં! ઉલટું જુદા પડવાનો અવસર હવે પાસે આવ્યો અને હવે આપણને મન ગમતું કરવાને મળશે, એ વિચારમાં તેઓ ગરક થઇ ગયા. ગુલાબ અને જડાવ એકવાર સાસુજી તરફ જોયું ન જોયું કરી ત્યાંથી ખશી ગયાં; અને પોતાના ગાસડા પોટલાં છોડી, તેમાંનો સરસામાન

જ્યાં ત્યાં ગોઠવવા લાગ્યાં. ચંદન તારી વિગેરે છોકરાંઓ, દાદાની પથારી પાસે આવીને બેઠાં. અશ્રુપૂર્ણ નેત્રે દેશાઇ તેમને જોતા હતા. પોતાનો ડાબો હાથ મોટા કષ્ટે તેમણે પોતાના કપાળપર મૂકયો. તેમનું મન આનંદથી પરિપૂર્ણ થઈ ગયું અને બીજા કેટલાંક દિવસ વધારે જીવીશ એમ સુદ્ધાં તેમના મનને લાગવા માંડયું !

આવી રીતે ઘણીવાર વિત્યા પછી, દેશાઇએ ફરી તે બાળકો તરફ જોયું. તેમના નિર્દોષ મુખકમલ જોઇ તેઓ પહેલાની વાતો વિસરી ગયા. પોતાના ડાબે હાથે અતિશય પ્રેમથી હરિલાલનો જમણો હાથ પકડી તેઓ બોલ્યા– "હરિલાલ ! લુચ્ચા, દાદાને એકલો મૂકી તું કયાં ગયો હતો ?"

કુત્સિત શિક્ષણે બગડેલા હરિલાલે તરજ ઉત્તર દીધો– "અમે અમારી ખુશીથી કંઇ થોડા જ ગયા હતા. નાની કાકીની સાચી જુઠી વાતો સાંભળી તમેજ તો અમને કહાડી મૂકયા હતા."

દેશાઇએ મ્હોંડું ફેરવ્યું. હરિલાલનું મૂર્ખપણાનું બોલવું તેમને સ્હેજ પણ રુચ્યું નહીં; એટલું જ નહીં પણ તે તેમને વિષવત લાગ્યું. ફરી તેમનાં ચક્ષુ આંસુથી ભરાઈ આવ્યાં. પાછો તેમણે પોતાનો હાથ કપાળપર મૂકયો. મ્હોંડું પણ ચાદરથી ઢાંકી લીધું. કુટુંબની પાછળની સ્થિતિ તેમના મનમાં તરી આવ્યાથી, તેમને ફરી અસહ્ય યાતના થવા લાગી. અડધા કલાક પછી, મ્હોંડા પરની ચાદર ખસેડી, તેમણે બે ત્રણ વાર દીર્ઘ નિશ્વાસ મૂકયો. તેથી તેમના અંતઃકરણના દુઃખનો વેગ કંઇક ઓછો થયો. "પ્રભુ ઇચ્છા." એવું કરી તેઓ ફરી સ્થિર થયા અને તારીનો

હાથ પકડી તેઓ બોલ્યા–“તારી, બેટા! દાદાની પાસે રહેવાનું તને ગમતું નથી?”

“મને તો ગમે છે, પણ તમને અને મારી દાદીને ક્યાં ગમે છે!” તારીએ પુખ્તપણાનો આવિર્ભાવ બતાવી અતિ અમર્યાદે ઉત્તર દીધો.

આટલી નખ જેટલી છોકરીના મ્હોંડામાંથી આવા શબ્દો નીકળશે એવું દાદાએ સ્વપ્ને પણ ધાર્યું નહતું! તેમણે સંતાપથી ફરી મ્હોંડુ ફેરવી લીધું. આ મૂર્ખ બાલકોનું બોલવું સાંભળી તેમને કંઇ કંઇ વિચાર થવા લાગ્યો. માબાપના મૂર્ખપણાના શિક્ષણનાં બીજ આ બાળકોના હ્રુદયમાં સારી રીતે રોપાયાં છે. એ તેમને પૂર્ણપણે સમજાયું. છોકરાંઓને જોવાની તેમને હોંશ પૂરી થઇ ગઈ. તેઓ પણ ત્યાંથી નીકળવાને માટે અધીરાં થયાં હતાં. ન્હાનો બાલુ તો “કાકી” ને જોતાંજ તેના ખોળામાં ચટ્ટ દઇને બેશી ગયો. તે જોઇ ગુલાબે મોટી મોટી આંખો કહાડવા માંડી, બાલુપર તેને અપાર ગુસ્સો ઉપજ્યો અને વખત મળે ત્યારે એની એ ટેવ ભુલાવીને પોતાનો ગુસ્સો શાંત કરવો, એવો તેણે મનમાં ને મનમાં ઠરાવ કીધો.



## પ્રકરણ ૧૮ મું.



## છેવટના શબ્દો.

તે રાત્રે દેશાઇને સ્હેજ સાજ નિદ્રા આવી. બીજે દીવસ સવારે તેમની મુખમુદ્રા હમેશના કરતા પ્રફુલ્લિત જણાવા લાગી. એ જોઇ જગમોહન તથા રતિલાલને અપાર આનંદ થયો, પરંતુ બપોરે ફરી પાછો તાવે ઉથલો ખાધો.

વૈદ્યરાજ પણ ગભરાઈ ગયા. ઔષધોપચાર તો ચાલુજ હતા; પણ તાવ એક સરખી રીતે વધતો હતો. દેશાઇની ખબર લેવા ઘણા માણસો આવતા હતા. સઘળા માણસો તેમના માટે સહાનુભૂતિ પ્રગટ કરતા હતા અને તેમનું આરોગ્ય ઇચ્છતા હતા. દેશાઈ સઘળાને આદરપૂર્વક પોતાની કૃતજ્ઞતા દર્શાવતા હતા અને તેમની છેલ્લી ભેટ લેતા હતા. તેમણે ગદગદિત સ્વરે બધાંને કહ્યું–"તમારામાંથી મેં કોઇનો પણ અપરાધ કર્યો હોય તો તેની મને ક્ષમા આપજો. હવે તમારી ને મારી આ છેલ્લી ભેટ છે!"

આવી રીતે બપોર વીત્યો ધીરે ધીરે બહારના માણસો જવા લાગ્યાં. દેશાઇનો અંતકાળ હવે પાસે છે. એમ ઘણા ખરાં સમજી ગયાં. તેથી ઘરના માણસોમાં માંહે માંહે ગડબડ થવા લાગી. તેમના જેવા સુશીલ નિષ્કપટી અને સરલ સ્વભાવના માણુસ જગતમાં મળવા દુર્લભ છે. કેટલાંક માણુસો તો તેમના સદ્‌ગુણ સંભારી આંસુ પાડવા લાગ્યા.

સાંજ પડી હતી, દેશાઇની પથારી પાસે એક દીવો ધીમે ધીમે બલે છે, વૈદ્યરાજે દેશાઇની નાડ તપાસી મ્હોડું ફેરવ્યું. એ જોઇ દેશાઇ ધીરે રહીને બોલ્યા–"હવે નાડ શું તપાશો છો?

એ સાંભળી વૈદ્યરાજ બોલ્યા–"તમે ગભરાશો નહીં, હજુ સુધી ગભરાવા જેવું કંઇ જણાતું નથી, પરમેશ્વરનું સ્મરણ કરો–"

પરમાનંદદાસ પોતાની અવસ્થા સમજી ચુકયા હતા. તેઓ બોલ્યા–"વૈદ્યરાજ ખરું કહો છો હવે મને પરમેશ્વરનું નામ લેવા દો. હવે મને ઓસડ નહીં આપશો!"

એટલું કહી તેમણે ઔષધ પીવાનું બંધ કર્યું. જગ-

મોહન અને રતિલાલ ઔષધ પિવાને માટે ઘડી ઘડી. આગ્રહ કરતા હતા. તે જોઇ દેશાઇ એક દીર્ઘ નિશ્વાસ મુકી બોલ્યા—"અરે, ગાંડાઓ, મારાપર તમારી અચલ ભક્તિ અને પ્રેમ છે; તેથી જ મારી અંત સ્થિતિ તમે પ્રત્યક્ષ જોયાં છતાં હજુ સમજતા નથી. હવે ઓસડ પીવાથી શું વળનાર છે. તમે ઘણા વરસ જીવો. પરમેશ્વર તમારું કલ્યાણ કરો!"

તેમનું આવું બોલવું સાંભળી સુનંદા ડોશી રડવા લાગ્યાં. લક્ષ્મી આંખો લુંછતી લુંછતી સાસુજીનું શાંતવન કરવા લાગી. જગમોહન અને રતિલાલ અત્યંત વ્યાકુલ બની ગયા. વૈદ્યરાજે તેઓ બન્નેને બહાર બોલાવી કહ્યું—"નાડ આજે કંઈ ઠીક જણાતી નથી. તમે જરા સાવધ રહો. વિના કારણ ચિંતા કરવાથી શું વળનાર છે? થવું ન થવું એતો પરમેશ્વરને હાથ છે!"

પિતૃભક્તિપરાયણ જગમોહનના માથાપર જાણે આકાશ તૂટી પડ્યું. તેની આંખો આગળ અંધકાર તરવા લાગ્યો, એક સરખી અશ્રુધારા વ્હેવા લાગી, કમ્મર ભાંગ્યા જેવી થઇ ગઇ અને તેથી તે હેઠે બેશી ગયો. રતિલાલે તેનો હાથ પકડી અત્યંત મૃદુસ્વરે કહ્યું જગમોહન તું આવો ગાંડો કેમ થાય છે? તું જ જ્યારે આમ કરીશ, તો તારા બાપાજી વધારે ગભરાઇ જશે, તેનો કંઇ વિચાર કર. ચાલ મારી સાથે આપણે તેમની પાસે જઇને બેશીયે!"

જગમોહન અને રતિલાલ દેશાઈની પથારી પાસે આવીને બેઠા. જગમોહનનું મ્લાન મુખ જોઇને દેશાઇ બોલ્યા—"ધીરજ ધર; એમ ગભરા નહીં. રતિલાલ તારો સાચો મિત્ર છે, તેને જોઇને મને ઘણો આનંદ થાય છે. તેનાપર

ભરોસો રાખજે, અને તેની મરજી વિરુદ્ધ કંઇ પણ કામ કરતો નહીં. હવે બીજું શું કહું. આવો તમે બન્ને જણા મારી પાસે આવો–"

બન્નેની આંખો આંસુથી ભરાઈ આવી. તેઓ દેશાઇની પાસે જઇને બેઠા. સુનંદા અને લક્ષ્મી પાસે જ હતાં. તેઓ નીચું માથું ઘાલી અસ્ફુટ સ્વરે રડવા લાગ્યાં. દેશાઈ રતિલાલનો જમણો હાથ પકડી બોલ્યા–"રતિલાલ! તું કેટલી મહેનત વેઠીને અહીં આવ્યો છે. આ વખતે એક આશીર્વાદ સિવાય, મારી પાસે બીજું કંઇ તને આપવા જેવું નથી. ઈશ્વર તને દીર્ઘાયુષ્ય આપે અને તારું સદા કલ્યાણ કરે–"

એટલું કહી દેશાઇએ અતિ કષ્ટે પોતાનો જમણો હાથ રતિલાલની પીઠપર ફેરવ્યો. આ વખતે રતિલાલનું હૈયું ભરાઈ આવ્યું. તે રડતાં રડતાં બોલ્યો–"તમારા આશીર્વાદથી જ અમારું કલ્યાણ થશે. તમને હું પિતા સમાન ગણું છું. આ જગમોહન તે મારો સગો ભાઈ છે. એને માટે તમે બિલકુલ ફિકર કરશો નહીં!"

ત્યારપછી કોઇ કંઇ બોલ્યું નહીં. જગમોહન, સુનંદા, લક્ષ્મી અને રેવા એ સઘળા મ્હોંડાપર લુગડું ઢાંકી રડવા લાગ્યાં. એ જોઇ દેશાઈ અસ્વસ્થ થઇને બોલ્યા–"હવે તમે કેમ રડો છો? તમને આમ રડતાં જોઇને મારો જીવ અંદરથી ઘણો દુઃખાય છે તમે છાના રહો. રતિલાલ, તારા શબ્દોથી મારો જીવ શાંત થયો. આજ ઘણા દિવસ થયા આવા મધુર શબ્દો મેં સાંભળ્યા નહતા. આજ મારું બધું દુઃખ દૂર થઇ ગયું!"

ત્યારપછી તે જગમોહન તરફ જોઇને બોલ્યા–"જગ-

મોહન, રતિલાલને તું હમેશાં તારો સગો ભાઈ ગણી, એની સાથે સ્નેહથી વર્તજે! હું એમ ધારતો હતો કે ભાઇનું સુખ તારા નશીબમાં નથી. પણ તે ચિંતા આજે દૂર થઇ! આજે મારા મનને ઘણો સંતોષ વળ્યો છે! ભાઇ, હવે મારા ઘરસંસારનો સઘળો ભાર તારા ઉપર છે. મારી પ્રતિષ્ઠા જાળવવાનું કામ તારા હાથમાં છે, એ ધ્યાનમાં રાખજે. દેવસેવા-માતૃસેવા-"

બોલતાં બોલતાં તેમના મનમાં ગ્લાનિ ઉપજી. તે થોડીવાર શાંત રહી ચારે તરફ જોઇને બોલ્યા-"લક્ષ્મી-મારી લક્ષ્મી કયાં છે? અહીંયા છે કે? આવ બ્હેન! મારી પાસે આવ-શું મારી પાસે આવતાં તું શરમાય છે?"

સુનંદાએ રડતાં રડતાં તેમની પાસે જવા કહ્યું. લક્ષ્મી અંતે દેશાઇની પથારી પાસે બેઠી. જગમોહન સ્હેજ આઘો ખશી ગયો. લક્ષ્મીને પાસે બેઠેલી જોઇને દેશાઈ બોલ્યા-"બ્હેન! તું ખરેખર મારા ઘરની લક્ષ્મી છે! તારાવડે જ મારા ઘરની શોભા છે! સુખેથી સંસાર ચલાવજે, પુત્રવતી થજે અને સદા સુખમાં રહેજે! પણ બ્હેન મારી એક છેલ્લી વાત સાંભળ! આ તારા ઘરડાં સાસુજીને કદીપણ છેહ દેતી નહીં. મારા ઘરની આબરુ જાળવવી એ હવે તારા હાથમાં છે. તે તું કબુલ કર; મારા મ્હોં આગળ!"

લક્ષ્મીએ પોતાના સસરાજીના પગપર હાથ મૂકયો અને માથું હલાવી પોતાની કબુલતા જણાવી, પરંતુ એથી દેશાઇના મનનું સમાધાન થયું નહીં. તેઓ બોલ્યા-"એમ અમથું માથું શું હલાવે છે બ્હેન? મારી પાસે બોલતાં તું શરમાય છે? એને કદી તજીશ નહીંને? કહે મ્હોંથી જોઉં?"

લજ્જાશીળ લક્ષ્મીએ રડતાં રડતાં "ના" એવો ઉત્તર

દીધો. દેશાઈના મનનું સમાધાન થયું. "પ્રભુ તારું કલ્યાણ કરે અને સદા તને સુખી રાખે–"

તેમનાથી હવે વધારે બોલાયું નહીં. લક્ષ્મી પાછી પોતાની સાસુજી પાસે આવીને બેઠી. અત્યાર સુધી, લલ્લુભાઈ, મણિલાલ અને તેમના વૈરી છોકરાંમાંથી કોઇએ પણ દેશાઇના ઓરડામાં પગ સુદ્ધાં મૂકયો નહતો. સૌ પોતપોતાના ઓરડામાં નિરાંતે પડ્યાં હતાં. છોકરાંઓ દાદાજી પાસે જવાને કુદી રહ્યાં હતાં "બેશો લુચ્ચાંઓ, બોલાવ્યા શિવાય ગયાં તો તમે તમારી વાત જાણો!" એવી ધમકી આપી ગુલાબે તેમને અટકાવી રાખ્યાં હતાં. દેશાઈ પોતાના મોટા છોકરાને તથા બાળકોને જોવાને માટે અતિશય અધિર થવા લાગ્યા. અત્યાર સુધી તેમને નહીં આવેલા જોઇને તેઓ બોલ્યા–"મને મરવા પડેલો જોઈને પણ તેઓ મારી પાસે નથી આવતા!"

બોલતાં બોલતાં દેશાઇની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. એ જોઇ જગમોહન તેમના ઓરડામાં જઇને બોલાવી લાવ્યો–પોતાનું આખું કુટુંબ હવે મ્હોં આગળ બેઠું છે એ જોઇને દેશાઇના મનનું ઘણું સમાધાન થયું. તેઓ લલ્લુભાઇ અને મણિલાલ તરફ ફરીને બોલ્યા–"ભાઇઓ! મારો અંતકાળ હવે પાસે આવ્યો છે, હવે વધારે વખત હું કહાડીશ એમ મને લાગતું નથી, તેથી હું તમને છેવટના બે શબ્દો કહું છું તે સાંભળો. સઘળા સુખ સમાધાનીથી મળી સમજીને રહેજો. નીચ સ્વાર્થને વશ થઈ, તમે એક બીજાની સાથે ભિન્ન ભાવ રાખશો નહીં, કોઇનું પણ અનિષ્ટ કરવા તૈયાર થશો નહીં; કારણ કે તે અંતર્યામી પરમેશ્વરથી કદીપણ સહન થવાનું નથી. આ

જગતમાં કોઇ વસ્તુ ચિરસ્થાયી નથી, જન્મ અને મૃત્યુ એ સંસારના અનિત્યપણાના સબળ કારણો, એકજ ગાંઠે બંધાયેલાં છે, જન્મની સાથે મૃત્યુનો નિત્ય સંબંધ છે, સંસાર એ મનુષ્યની પરીક્ષાનું ઠેકાણું છે; એ પરીક્ષાની કસોટીમાં આપણે કેવાં ઉતરીશું, એ જોવાને માટેજ પરશ્વરે આપણને સંસારમાં મૂકયાં છે. મારી પરીક્ષા પૂરી થઇ છે, હું હવે જાઉં છું!–"

બોલતાં બોલતાં તેમની ઉડાંણ ગયેલી આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. વૃદ્ધ પરમાનંદદાસ, પોતાના હૃદયનો વેગ રોકી, ધીરે ધીરે ફરી બોલવા લાગ્યા–"આજે હું જાઉં છું, તેમ એક દિવસ સઘળાને, તે જગત્પિતા સન્મુખ જવું પડશે! મનુષ્યપ્રાણી એ વાત વારંવાર ભુલી જાય છે. નહીં તો તે કોઇનું પણ અનિષ્ટ ચિંતતે નહીં. પાપકર્મ તરફ કોઇની પણ પ્રવૃત્તિ થતે નહીં, અરે આ સંસાર તે કેટલા દિવસ માટે છે!–અં–હું મારી શક્તિ હવે નષ્ટ થઇ ગઈ છે; મારાથી હવે વધારે બોલાતું નથી; મારો જગમોહન તમારા કરતાં નાનો છે, તેની સંભાળ રાખજો; તેની સાથે સ્નેહથી વર્તજો; બીજાનું અનિષ્ટ કદીપણ ચિંતતા નહીં. તેથી કદીપણ આપણું સારું થતું નથી. હમેશાં પરોપકાર તરફ નજર રાખવી; કોઇનો પણ અપકાર કરવો નહીં. ગુલાબ, જડાવ, તમે પણ આ વાત ધ્યાનમાં રાખજો; અને એ પ્રમાણે ચાલજો. તેથી પરમેશ્વર તમારું ભલું કરશે. વળી તમારા અજ્ઞાન બાળકોને સારી શીખામણ આપ્શો. તેમને એવી તેવી વાતો શીખવો નહીં. નહીં તો તેમની જીંદગીનો નાશ તમેજ કરશો! માબાપના દોષથી બાળકો જુઠું બોલતાં શીખશે, ચોરીઓ કરશે, સ્વાર્થી બનશે,

ગર્વિષ્ઠ નીવડશે- એટલુંજ નહીં પણ સર્વે દુર્ગુણોને ગ્રહણ કરવા તેઓ પ્રવૃત્ત થશે. ન્હાનપણમાં છોકરાંઓ માબાપના સ્વભાવનું અને આચાર વિચારનું આબેહુબ અનુકરણ કરે છે. માબાપનો જેવો સ્વભાવ અને આચાર વિચાર હશે તેવા જ સ્વભાવ અને આચાર વિચારના છોકરાંઓ નિવડશે. વારૂ, આ બીજું ઘર બાંધતા બાંધતા અધુરું રહી ગયું છે તે બંધાવજો. મજુસમાંની માલમતા પહેલી સંભાળી લેજો. તમારી માને દુઃખ દેતા નહીં. તેની સાથે સારી રીતે વરતજો; તેની સાથે છળ કપટથી વરતશો તો પરમેશ્વર તમારૂં કદી પણ ભલું કરનાર નથી. એ ધ્યાનમાં રાખજો. હુવે શું કહેવાનું બાકી છે? તમો સઘળાને પરમેશ્વર દીર્ઘાયુષ્ય આપો. હવે મારી આંખે અંધારા આવે છે, બોલાતું નથી. ચંદી, તારી, હરિલાલ, મારા વ્હાલાંઓ! આવો બધાં મારી પાસે આવો!–"

સઘળા છોકરા દાદા પાસે ગયાં. મરણ આધીન થઇ પડેલા દેશાઇ તેમને અનેક આશીર્વાદ દઈ બોલ્યા–"છોકરાઓ! કોઇની સાથે કજીઓ કરી લડશો નહીં. જુઠું બોલશો નહીં, કોઇની ચોરી ચાડી કરશો નહીં; એટલે પરમેશ્વર તમારૂં ભલું કરશે. જાવ ઘરડાં ડોશાં થજો. ને–"

બોલતાં બોલતાં દેશાઇની વાચા બંધ થઇ. આંખો ઉંચે ચ્હડી ગઇ. રાતના દશ અગીયાર વાગ્યા હુતા. જ્યાં ત્યાં સુમશામ થઇ ગયું હતું. આ વખતે દેશાઈનો શ્વાશ ચાલુતો હતો, જીભ લથડાતી હતી, ચૈતન્ય નષ્ટ થયું હતું, શરીર ધીરે ધીરે તહાડું પડતું હતું. આ અવસ્થા જોઇ, જગમોહન, રતિલાલ, સુનંદા, લક્ષ્મી, રેવા અને નોકર રામો એ સઘળા માણસો રડવાં લાગ્યાં! લલ્લુભાઈ અને મણિ-

લાલ મ્હોંડાપર ધોતિયાનો છેડો ઢાંકી બેઠા! વૈદ્યરાજે દેશા-ઇને નીચે ઉતારવા કહ્યું. નીચે ઉતારતાજ "રા–મ" એ બેજ અક્ષરો ઉંડાણ સ્વરે નીકળેલા સંભળાયા એક ઘડી-વારમાં દેશાઇનો પ્રાણવાયુ નિકળી ગયો. ઘરમાં રડા રોળ થઈ રહી!

## પ્રકરણ ૧૯ મું.

## મજીુસમાં શું હતું?

પરમાનંદદાસને મરવાને આજે બે દિવસ થયા. શહેર-માંના ઓળખીતા વૃદ્ધ અને શિષ્ટ માણસો જનરીતી પ્રમાણે દેશાઇના કુટુંબના શાંતવન.અર્થે આવવા લાગ્યાં. નિકટના સગા સંબધી દેહક્રીયા માટે પોતાની અનુમતિ પ્રગટ કરવા લાગ્યાં–દેશાઈની આબરુને શોભે એવું દાન ધર્મ કરવાની તેઓ સૂચના આપવા લાગ્યા. લલ્લુભાઇએ, પોતાના સાસરેથી આવ્યા પછી, જગમોહન પાસેથી યુક્તિ-પ્રયુક્તિથી પિતાની કુંચીઓ લઈ લીધી હતી. પરંતુ હવે તે અધીર બન્યો. આ કુંચીઓ ગમે તે કોઇ બીજાને સોંપી દેવી એવો તેને વિચાર થયો પરંતુ ગયા બે દીવસમાં તેને તેમ કરવાનો વખત મળ્યો નહીં. હવે દાન ધર્મ કરવાની વાત નીકળેલી જોઇ તેણે કુંચીઓ કહાડી, જગમોહનની સામુ મૂકી અને ગંભીરપણે તે બોલ્યો–"ભાઇ, થયું તે થયું, હવે આપણે ગમે તેટલો શોક કરીશું તેથી શું બાપાજી ફરી મળવાના છે? હવે ધીરે ધીરે પાછલો વખત સાચવી લેવો જોઇએ. બાપાજીની આ કુંચીઓ આજ બે દિવસ થયાં મારી પાસે છે, તે તમે તમારે સંભાળી લો; અને

જે કંઈ હોય તે ચાર સારા માણુસની રુબરુ જોઇલો એટલે થયું. નહીં તો પાછળથી મારે નકામી પંચાતીમાં પડવું પડે. તેથી હુ કહુ છું કે, શું છે તે જોઇને, પછી તે પ્રમાણે દાન ધર્મ કરવા સંબંધી આપણે નક્કી કરીએ !"

લલ્લુભાઈનું આ પુખ્તપણાનું બોલવું સઘળાને પસંદ પડ્યું ઘરના સઘળા માણુસો "હા" કહેવા લાગ્યાં, પરંતુ જગમોહન કંઈ બોલ્યો નહીં. તેમ તેણે કુંચીઓ પણ લીધી નહીં. એથી રતિલાલે લલ્લુભાઇને કહ્યું–"તમારી પાસે આ કુંચીઓ હતી ને? ત્યાર પછી તમારા માટે કોણ સંદેહ લાવવાનું છે?"

"એનો કંઇ નિયમ છે કે? પૈસાની વાત એટલે જેટલા સાવધ રહ્યા હોઇએ તેટલા સારા; આપણે બધા શું છે તે પહેલા જોઈ લઇએ પછી તમે કહેશો તો હું કુંચીઓ રાખીશ!"

અહીં સઘળાં ઘરનાં માણુસો બેઠાં હતાં. તેમને દેશાઇનો મોટો ભરમ હતો. તેથી શું છે તે અનાયશે જોવાનું મળે છે; એટલે તેઓ શું કરવા ના કહે! બધાં આગ્રહ કરવા લાગ્યાં. સઘળા માણુસો દેશાઇના ઓરડામાં ગયા. મણિલાલ હજુ સુધી સુતો હતો. તેને પણ જગાડી બોલાવામાં આવ્યો. સઘળા માણુસની સામું લલ્લુભાઈએ પિતાની મજુસ ઉઘાડી. તે વખતે તેનો હાથ થર થર ધ્રુજતો હતો. મજુસ ઉઘાડતાંની સાથે જ મણિલાલ પાસે આવ્યો; અને અંદરની ચીજો બહાર કહાડવા લાગ્યો. એ જોઇ રતિલાલ બોલ્યો–"પહેલાં એમાં હજાર હજારના કેટલાં તોડાં* છે તે તપાશો."

---

* એકેક હજાર રુપિયાની કોથળીને તોડાં કહે છે.

દશ હજાર રુપિયાનું નામ સાંભળતાં જ હાથમાંનું કામ પડતું મુકી, મણિલાલે મજુસમાં જોવા માંડયું, પરંતુ તેની અંદર કંઇ જણાયું નહીં! તેથી તે આશ્ચર્ય પામી બોલ્યો–"ક્યાં છે? આમા તોડાબોડા કંઇ જણાતા નથી!"

"નથી કેમ? ધ્યાન દઇને જુવો. હોવા જ જોઇએ." રતિલાલ સ્હેજ જોરથી બોલ્યો–"હવે કેવી રીતે જોવડાવો છો? કાગળપત્રો શિવાય, મને તો ભાઈ આમાં કંઈ જણાતું નથી!" રતિલાલ અને જગમોહન આશ્ચર્યચકિત થઈ મજુસ પાસે ગયા અને હાથ ઘાલી જોયું તો તેની અંદર કંઈ પણ નહતું. બન્ને એક બીજાના મ્હોં સામું જોવા લાગ્યા. રતિલાલ બોલ્યો–"મોટી અજાયબીની વાત છે! તારા મોટાભાઇ આવ્યા તેને આગલે દિવસે આ મજુસમાં મ્હેં દશ હજારના દશ તોડા જોયા હતા; તે શું ત્રણ ચાર દિવસમાં ખરચાઈ ગયા, કે આ મજુસ ગળી ગઈ?" જગમોહન વિચારમાં પડી બોલ્યો–"કોણ જાણે? પણ એટલા બધા રૂપિયા ખરચાય કયાંથી?"

"ત્યારે તે છે કયાં?"

"તે હું શું કહી શકું? કદાચ કોઇએ ઉડાવ્યા હશે!"

આ મજુસમાં રહેલી પુંજીની, જગમોહન અને રતિલાલને ખબર છે એમ લલ્લુભાઇ જાણતો નહતો. નહીં તો મજુસમાં શું છે, તે બધાના દેખતાં તપાસ કરવાને તેણે આટલી ઉતાવળ નહીં કરી હોત. હવે તે ગભરાયો, પરંતુ પોતાનો ગભરાટ બીજાની નજરે નહીં પડે; એ માટે તેણે જોરથી કહ્યું–"જોઇએ જ! વળી બે દીવસ કુંચીઓ મારી પાસે રહી; એટલે વિના કારણ હું વ્હેમનું કારણ થયો છું!"

તેના બોલવા તરફ સ્હેજ પણ ધ્યાન નહીં દેતાં રતિલાલે જગમોહનને કહ્યું–"તું કંઇ ભુલતો હઇશ રુપિયા કોઇ બીજી પેટીમાં મુકેલા હશે."

"ના, ના, મને ખાત્રી છે કે, આ જ મન્જુસમાં મુકેલા છે."

"પણ એકવાર જો તો ખરો, બીજી પેટીમાં? કોઇ કોઇ વખત માણુસ એવા ભ્રમમાં પડે છે."

જગમોહન નિશ્વાસ મુકી બોલ્યો–"આ પેટીમાં લોકોના ઘરેણે લીધેલા દરદાગીના અને કેટલાંક ખતપત્રો શિવાય બીજું કંઇ નથી. રોકડ સઘળું આ મન્જુસમાં હતું. તે ચાર પાંચ દિવસમાં શું હું ભુલી ગયો? જોવું હોય તો જુવો પેટી ઉઘાડીને એટલે ખાત્રી થશે." મણિલાલે તરત જ બીજી પેટી ઉઘાડી સઘળા માણુસો અધિરાઇથી જોવા લાગ્યાં, પણ પેટીમાં શું હતું? પેટીમાં રોકડતો હતું જ નહીં, પરંતુ દરદાગીના અને ખતપત્રોનું પણ નામ નીશાન તેમાં જણાતું નહતું! એ જોઇ જગમોહનની કમ્મર ભાંગી ગઈ. તે ચટ દઇને હેઠે બેઠો. અને કપાળે હાથ મુકીને બોલ્યો– "કોઇએ સત્યનાશ વાળ્યું! પેટીમાં પણ કંઈ નથી! અમે ભિખારી બન્યા, તેને માટે કંઇ લાગતું નથી. પણ લોકોના ઘરેણા ગયા તેનો–"

સઘળા માણુસો સ્તબ્ધ થઇ ગયાં. એક બે દિવસમાં આ ચોરી થયલી હોવી જોઇએ, એમ સઘળાએ અટકળ બાંધી દેશાઈના ઘરમાં મોટી ચોરી થઇ, એ વાત જોત જોતામાં જ્યાં ત્યાં પ્રસરી ગઇ! લોકો એક બીજાના કાનમાં નવી નવી વાતો કહેવા લાગ્યા. જે તે આશ્ચર્યથી વાત કરતા "ભાઈ! આવી ચોરી તો આપણે કંઇ દીઠી

નહીં! મજુસ અને પેટીનું તાળું જેમને તેમ બંધ અને અંદરનો એવે જ માત્ર પસાર! મોટી અજાયબીની વાત નહીં તો શું? વળી રોકડ માલ ચોરે લીધો તો લીધો, પણ લોકોનાં ખતાપત્રો તેણે શામાટે લીધાં હશે?" કેટલાક એમ કહેવા લાગ્યા-" બીજું કોઈ નહીં પણ આ કામ રામાનું હોવું જોઇએ." એથી કોઇ બોલ્યું "ના ના, રામો તો આજ કેટલાં વરસનો જુનો નોકર છે. પરમાનંદદાસ દેશાઇનો તેનાપર મોટો વિશ્વાસ હતો. તે એવું કરે નહીં અને તે બિચારાને હાથે કુંચીઓ કયાંથી પડે? તે જો ચોર હોત તો તેણે અત્યાર સુધીમાં કયારનુંએ પોતાનું ઘર ભરી દીધું હોત!"

આણી તરફ લોકો જેમ જેમ તર્ક કરવા લાગ્યા, તેમ તેમ લલ્લુભાઇનું પાણી ઉતરવા લાગ્યું. તે ગભરાયો પણ તેનો ગભરાટ બીજા કોઈના સમજવામાં આવ્યો નહીં, પરંતુ આ કામ લલ્લુભાઇનું જ હોવું જોઇએ એવું ચોરી બહાર પડયા પછી રતિલાલે પોતાના મનમાં નક્કી કર્યું તેથી તેણે લલ્લુભાઇ ઉપર બારીક દેખરેખ રાખવા માંડી. એટલે તેનું બોલવું ચાલવું તરત જ તેની ધ્યાનમાં ઉતર્યું; અને ધીરે ધીરે તેનો સંશય દૃઢ થવા લાગ્યો; આ વાતનો પોતાના મનમાં ઘણીવાર સુધી વિચાર કરી અંતે તેણે જગમોહનને પોતાની પાસે બોલાવ્યો અને તેના કાનમાં કહ્યું-"જગમોહન! કોઇ ગમે તે કહે, પણ મને તો એ લલ્લુભાઇનું જ કામ જણાય છે. તું તેનાપર બારીકાઇથી નજર રાખ, એટલે તારા ધ્યાનમાં ઉતરશે કે એમ હું શા ઉપરથી કહું છું!"

"પ્રભુ જાણે!" જગમોહન માત્ર એટલું જ બોલ્યો. પરંતુ ધીરે ધીરે તેને પણ એવોજ સંશય આવવા લાગ્યો.



# પ્રકરણ ૨૦ મું.

## લલ્લુભાઇનો ગભરાટ!

પરમાનંદદાસના મૃત્યુના દુઃખદાયક સમાચારની સાથે જ, તેમના ઘરમાં થયેલી ચોરીની વાત ચોતરફ પ્રસરી ગઇ, લોકો જુદા જુદા તર્કો બાંધવા લાગ્યા; અને નજરમાં આવે તેમ બોલવા લાગ્યા. હવે શું કરવું; એ જગમોહનથી કંઇ નક્કી થઇ શકયું નહીં પોલીસને ચોરીની ખબર કરવી કે નહીં એના વિચારમાં તે પડયો. પોલીસને ખબર આપ્યા પછી, જ્યારે ખરેખરો ચોર પકડાય, ત્યારે પોતાના કુટુંબની આબરુ જાય અને પોતાનો મોટોભાઇ કેદમાં પડે; વારુ ખબર નહી કરીએ અને સ્વસ્થ થઇને બેશી રહીયે તોપણ જ્યારે ત્યારે પોલીસને આ વાતની ખબર તો પડશે જ; બીજું લોકોના ઘરેણાં ગાંઠા ગયા તેને માટે શું કરવું, એ વિચાર પણ સાથે જ ઉપજ્યો; જગમોહન ગુંચવાડામાં પડયો. અંતે સઘળાનો મત લઇ રતિલાલે એવો ઠરાવ કીધો કે સઘળી બીનાની પોલીસને ખબર કરી હોય તો સારી, પરંતુ લલ્લુભાઇને આ વાત પસંદ પડી નહીં. તે બોલ્યો–"પોલીસને ખબર કરવાથી શું વળનારું છે? આપણે સારી રીતે ચોકશાઇથી તપાસ કરીએ એટલે થયું! પોલીસનો જુલમ માત્ર ઘરમાં થશે. બૈરાં છોકરાંઓને તેઓ નકામા સતાવશે. અને ફાયદો કોડીનો પણ થવાનો નથી!"

બોલતાં બોલતાં લલ્લુભાઇના મ્હોડાંપર શ્યામતા પથરાઇ ગઇ. તે જગમોહને અને રતિલાલે ધ્યાનપૂર્વક જોઇ. લલ્લુભાઇ સંબંધી તેમનો સંશય વધારે દૃઢ થયો. આવી નીચ વર્તણુકને માટે તેનાપર તે બન્નેને અતિશય

ધિક્કાર છુટ્યો; આવા વિશ્વાસઘાતી માણસને યોગ્ય નશીયત થાય તો જ સારી; એમ તેમનું મન તેમને કહેવા લાગ્યું.

અંતે કણપીઠ ગેટપર નાયકને ચોરીની ખબર આપી તેણે સીટી પોલીસ ઇન્સ્પેકટરને રિપોર્ટ કર્યો. તેઓ તપાસને માટે આ તરફ આવતા હતા, એટલામાં રસ્તામાં જીલ્લા પોલીસ સુપરિટેંડન્ટ મી૦ વુડ તેમને મળ્યા. પોલીસ ઇન્સ્પેકટરે આ ચોરીની ખબર કહી; એટલે સાહેબ પણ તેમની સાથે આવવા તૈયાર થયા. મી૦ વુડ સુરત જીલ્લાના ઘણા ભોમીયા હતા. ખેતીવાડી જોવાની, તેમ જ "નેટીવ" લોકોની સાથે મળીને ચાલવાની તેમની મોટી ઉલટ હતી. તેઓ દૃઢ ઉત્સાહી, દયાળુ અને પરોપકારી યૂરોપિયન અમલદાર હતા, તેમણે લોકપ્રિય થવાના ઘણા સારા ગુણો સંપાદન કરેલા હતા, અને તેથી જ તેઓ થોડા વખતમાં સુરત જીલ્લામાં પ્રખ્યાતિ પામ્યા હતા; હજુ સુધી લોકો તેમની ન્યાય બુદ્ધિના વખાણ કરે છે.

આસરે દશેક વાગતે સાહેબની સ્વારી, દેશાઈના બારણા આગળ આવીને ઉભી રહી. એ જોઇને જગમોહન તથા રતિલાલ ઘરમાંથી બહાર આવ્યા, લલ્લુભાઈ હવે પૂરો ગભરાયો! ઘરમાં ને ઘરમાં કબુલ કરી મોકલા થવું, એવો તેણે મનમાં ને મનમાં વિચાર પણ કર્યો. કારણકે પોલીસ એ શું છે, તે લલ્લુભાઇ થોડું ઘણું જાણતો હતો, વળી ગમે તે કારણથી કહો. પણ સઘળાનો વ્હેમ તો આપણા ઉપર જ છે એ પણ તે સમજી ગયો હતો. અધુરામાં પુરું મણિલાલ પણ જગમોહનને મળી ગયો છે, એટલે વખત આવ્યે તે પોતાની વિરુદ્ધ સાક્ષી આપવા પણ ઉભો થશે. આવી સ્થિતિ જોઇ લલ્લુભાઇએ હિંમત મુકી દીધી! પણ

ગમે તેમ કરીને મણિલાલને બોલાવીને સમજાવવો એવો તેણે વિચાર કર્યો. બારણા આગળ પોલીસના માણસો આવ્યા છે, એ સાંભળી તેણે મણિલાલને જોરથી હાંક મારી પોતાની ઓરડીમાં બોલાવ્યો; અને ધ્રુજતે સાદે તે બોલ્યો—"મણિલાલ! અરે તું પણ તેમની સાથે ગાંડો થાય છે કે? મેં જે કંઈ કર્યું છે તે આપણા બન્નેના લાભ માટે જ કર્યું છે; સમજ્યો! આમ મૂર્ખો ન થા. બાપાજીએ આપણાથી છાનું જગમોહનને ઘણું આપ્યું છે. તેની તને કયાં ખબર છે? મેં જે સંતાડયું છે, તેનો બૂમાટો ઉરાડી વળી શું તારે તેને ભાગ આપવો છે? આ ગડબડ એક વારકી નરમ પડે કે તું અને હું પછી સરખે ભાગે વ્હેંચી લઈશું. પણ તું આમ ગાંડા જેવો તેમની સાથે ધાંધલ ન કર. મને તું હજુ સુધી ઓળખતો નથી?"

"પણ મને પહેલાંથી કેમ નહી કહ્યું? હું પહેલાથી બૂમ જ નહી પડવા દેતે, વારું બધા મળીને કેટલા રુપિયા છે?" મણિલાલે હસતાં હસતાં પુછ્યું.

"તે પછી હું તને કહીશ! મારો શું ભરોસો નથી? હમણા એની ગડબડ ન કર નહીં તો વળી પાછો તેમને વ્હેમ પડશે!" એવું કહી લલ્લુભાઈએ મણિલાલને ટાહાડો પાડયો.

મૂર્ખ અક્કલહીન મણિલાલ, આવી રીતે ફરી લલ્લુભાઈની સાથે મળી ગયો. લલ્લુભાઈને પૂરી ખાત્રી હતી કે, જગમોહન અને રતિલાલ એ બન્ને ઘણા સદ્દગુણી અને સુશીલ માણસ છે. મ્હોંડેથી ગમે તેવું તેઓ બોલશે, પરંતુ પોતાનાપર કદી પણ તેઓ વિપત્તિ પડવા દેશે નહીં. આવી આશાએ તે સ્વસ્થ રહ્યો. રોકડ અને દરદાગીનાનો સ્હેજ પતો નહીં લાગે એવા તેણે ઠેકાણે કરી દીધાં!

## પ્રકરણ ૨૧ મું.

### મી૦ વુડ સાહેબ.

આણી તરફ સાહેબને આવેલા જોઇને, આજુબાજુના ન્હાના મોટા માણસો દેશાઇના બારણા આગળ એકઠાં થઈ ગયાં. વુડ સાહેબને એનો સ્હેજ પણ ગુસ્સો લાગ્યો નહીં. ઉલટા તેઓ માણસો શા માટે ભેગાં થયાં છે એમ પોલીસ ઈન્સપેક્ટરને પુછવા લાગ્યા. "કેવલ આપને જોવા જ માટે!" એવો પોલીસ ઈન્સપેક્ટરે ઉત્તર દીધો એટલે તેમને મોટું આશ્ચર્ય લાગ્યું.

અહીં સઘળી વાતચીત અંગ્રેજીમાં જ થતી હતી એટલે ત્યાં ભેગા મળેલા માણસોમાંથી ભાગ્યે કોઇ તેમનું બોલવું સમજવા પામ્યો હશે. ત્યાર પછી ચોરીની વાત નીકળી; "ચોરી કયાં થઇ, કેવી રીતે થઈ, કેટલો અવેજ ગયો" ઇત્યાદિ બાતમી મેળવવાને, સાહેબ પુછવા લાગ્યા.

એ જોઈ રતિલાલે, જગમોહન તરફ આંગલી દેખાડીને કહ્યું–"આમને ઘેર ચોરી થઇ છે. એટલે એઓ પોતે જ સઘળી હકીગત આપને કહેશે. આ મારું ઘર નથી. હું તો સ્હેજ અહીં આવ્યો છું."

જગમોહન સ્હેજ આગળ વધી સાહેબના મ્હોં સામું ઉભો રહ્યો. વુડ સાહેબે રતિલાલ તરફ એકવાર ફરી જોઇને પુછ્યું–"તેમ અહીં રહેતા નથી, ત્યારે કયાં રહો છો?"

રતિલાલે ટુંકામાં પોતાના પિતાનું નામ ઠામ જણાવ્યું. તેથી સાહેબ આશ્ચર્ય પામીને બોલ્યા–"તમે શું રાવસાહેબ મોતીલાલના પુત્ર કે? તમને જોઇને મને અતિ-

શય આનંદ થાય છે. રાવસાહેબ જ્યારે ડેપ્યુટિ કલેકટર હતા, ત્યારે તેમની સાથે મને પરિચય થયો હતો. હું વારંવાર તમારા ઘેર આવતો હતો. તે વખતે તમે ઘણા ન્હાના હતા.”

એટલું કહી તેમણે રતિલાલનો હાથ પકડી, પોતાની પાસે બેસાડયો; અને તેના કુટુંબની કુશળતાના અનેક પ્રશ્ન સાહેબ પુછવા માંડયા. જગમોહનની સાથે તેને કેવી રીતે મિત્રતા થઇ, તે પણ તેઓ સમજવા પામ્યા; આવી રીતે વુડ સાહેબે જગમોહન અને રતિલાલની સાથે ઘણી વાર સુધી વાતચિત કરી. શુદ્ધ અંગ્રેજી બોલવા માટે તેમણે બન્નેની અતિશય પ્રશંસા કરી. જગમોહનના પિતૃ-વિયોગ માટે, પોતાની સહાનુભૂતિ પ્રદર્શિત કરી, તેમણે ફરી ચોરીની વાત ઉપાડી.

જગમોહન બોલ્યો—“મારા પિતાને મરવાને હજુ બે દિવસ પણ થયા નથી. તેમની પાસે શું હતું, તેની પણ મને ખબર નથી. રોકડ પુંજી કેટલી હતી, દરદાગીના કેટલા હતા, તે મારાથી ખાત્રીપૂર્વક કરી શકાય તેમ નથી, અને એ જ કારણે ચોરીની ફરિયાદ, હાલ તુરત વેલાએ હું કરવા ઇચ્છતો નથી. પાછળથી ખબર મળે તેમ કરવામાં આવશે.”

આ સાંભળી સાહેબ હસતાં હસતાં બોલ્યા-“તમારું કહેવું હું સમજ્યો; તમારા મનમાં આ વાત દાબી રાખ-વાની છે. તમારા કુટુંબના માણસનું જ આ કામ હોવું જોઈએ એમ મને લાગે છે! જવાદો, તમે ફરિયાદ કરવા ઇચ્છતા નથી, એટલે આ બાબતમાં મારાથી કંઇ થઈ શકે એમ નથી. તમારું બોલવું સાંભળી મને અત્યંત

આનંદ થાય છે, પરંતુ જુવો તમને કોઈના પર સંશય આવતો હોય તો મને બેલાશક કહો, તેમને કોઇ પણ પ્રકારનો હું ત્રાશ પડવા દેનાર નથી, એ માટે તમે બિલકુલ ફિકર કરશો નહીં!"

જગમોહન અતિશય સરળ અને સત્યપ્રિય હતો; તેમજ તે માયાળુ પણ તેવો જ હતો. લલ્લુભાઈ સંબંધી તેણે જે તર્ક બાંધ્યો હતો, તે તદ્દન ખરો હતો. પૈસા માટે પોતાના મોટા ભાઇને દુઃખી કરવો; એ તેને ઠીક લાગ્યું નહીં, તે બોલ્યો–"સાહેબ! આપ ઘણા ઉદાર મનના છો. આપની પાસે કોઇ પણ વાત છુપાવવી એ યોગ્ય નથી. મને એક માણસ પર વ્હેમ આવે છે, પરંતુ વ્હેમને માટે એક માણસને દુઃખમાં નાંખવો, એ મને ઠીક જણાતું નથી!"

"તમારા સરળ સંભાષણથી હું અત્યંત સંતોષ પામ્યો છું. હવે તમને નકામો આગ્રહ કરવો એ ઠીક નથી. પાછળ જરૂર પડેતો મને કહેજો, એટલે બનતી મહેનત કરવાને હું કદી પણ ચુકીશ નહી!"

એટલું કહી સાહેબ સિધાવ્યા, જતી વખતે સાહેબે જગમોહન અને રતિલાલને કહ્યું. "તમારા પરિચયથી મને અત્યંત આનંદ થયો છે. મારાથી તમારું કોઇ પણ કામ થઇ શકે એમ હોય તો મને જરૂર કહેવું. હું તે મોટી ખુશીની સાથે કરીશ."

સાહેબ જાતે તપાસવા આવ્યા; પણ કોઇને પકડીને લઇ ગયા નહીં. કોઇને ચર્તુભુજ કરીને સાથે લીધા નહીં, એ જોઇ ત્યાં ઉભેલા માણસો વિસ્મિત થયા! કેટલાંકને તો એથી માઠું પણ લાગ્યું. સાહેબે આટલી વાર સુધી

શી શી વાત કરી, તે ઘડી ઘડી પુછી, સઘળા માણુસો જગમોહન અને રતિલાલને કંટાળો આપવા લાગ્યા.

## પ્રકરણ ૨૨ મું.

## રતિલાલ અને સવિતા.

જગમોહનના ઘરથી થોડે છેટે રતિલાલનું સાસરું હતું; એ વાચકોના સ્મરણમાં હશે. રતિલાલની સુશીલ પત્ની સવિતા, જગમોહનના સગામાં હતી, એ પણ આગળ કહેવામાં આવ્યું છે, સવિતાના પિતા ગોપાળદાસની સ્થિતિ પહેલાં ઘણી સારી હતી, પરંતુ વેપારમાં તેમને એક વખત એવી જબરી ખોટ લાગી કે, તેમને પોતાની આબરૂથી રહેવાનું પણ કઠીન થઇ પડ્યું. તેમનો સ્વભાવ અત્યંત ન્યાયી, સત્યનિષ્ઠ અને નિસ્પૃહી હતો. તેમણે બીજાનું એક પૈનું પણ નુકશાન થવા દીધું નહીં. ઘરબાર વેચી તેમણે લોકોનું દેવું ચુકવ્યું. અંતે જે કંઇ બચવા પામ્યું, તેથી પોતાની ઉપવર થયેલી પુત્રી સવિતાના એક સારે ઘેર લગ્ન કરી દીધાં. આ છેલ્લા ખરચથી તેમની સ્થિતિ ઘણી નબળી થઈ ગઇ. તેઓ જેમ તેમ પોતાનો ઘર સંસાર ચલાવવા લાગ્યા; પૈની પ્રાપ્તિ નહીં; અને સંસારમાં રહ્યાં એટલે તેના વગર ચાલે? આવી સ્થિતિમાં આબરૂથી દિવસો કહાડવા કેવા કઠીન છે એ કહેવાની જરૂર નથી. તેમાં વળી ગોપાળદાસનો સ્વભાવ ઘણો અભિમાની હતો; બીજાની પાસે હાથ ધરવામાં તેઓ મોટું પાતક સમજતા હતા. નહીં તો તેમણે સગાં વ્હાલાં અને મિત્રોની સહાયતાથી, પોતાના વેપારમાં ગયેલી ખોટ

ક્યારની યે નવો ધંધો આરંભી પૂરી કરી હોત. તેમના વેવાઇ રતિલાલના પિતા, કંઇ ઓછા શ્રીમંત નહુતા, પરંતુ બીજાનું મ્હોડું જોવાનો અપમાનકારક પ્રસંગ આવતાં પહેલાં, મરણને વ્હાલું ગણનારા ગોપાળદાસથી આ વાત કેમ બને? દુર્ભાગ્યે પ્રાપ્ત થયેલી સ્થિતિમાં અતિ સંકટે તેઓ જેમ તેમ દિવસો કહાડતા હુતા. આ દરિદ્રાવસ્થા જ તેમના ટેકી સ્વભાવને એટલી બધી નડતી હુતી કે, પોતાનો જમાઇ ઘણે વરસે સુરતમાં આવ્યો તે છતાં તેમણે એક દિવસ પણ પોતાને ઘેર નોતર્યો નહુતો. આવા શ્રીમંત માણસને ઘેર બોલાવી, પોતાની દરિદ્રતા ઉઘાડી પાડવી, એ તેમને ઠીક લાગ્યું નહીં. સવિતાના વરને પોતાને ઘેર બોલાવી, તેમનો આદર સત્કાર કરવો, એવી સવિતાની માને ઘણી હોંશ હુતી. અને એને માટે તે ગોપાળદાસને વારંવાર કહેતી હુતી, પરંતુ ગોપાળદાસે તેની વાતપર અત્યાર સુધી ધ્યાન દીધું ન હુતું.

પરમાનંદદાસ દેશાઈને ત્યાં પોતાનો જમાઇ આવ્યાની વાત સાંભળી, સવિતાની મા, તેમને એક દિવસ ઘર બોલાવી લાવવા માટે આગ્રહુથી કહેવા લાગી. જમાઈ સુરતમાં આવ્યા છે અને તેની સાથે પોતાની પત્નીનો અતિશય આગ્રહુ છે; એટલે ગોપાળદાસથી કેમ ના કહેવાય? અંતે દેશાઈને ઘેર તેઓ ખબર લેવા ગયા, તે વખતે રતિલાલને તેમણે ઘેર આવવા સંબંધી આગ્રહુથી કહ્યું. તેમણે જરી વાત કહાડી ન હોત તોપણ જમાઈરાજ તો પોતાની મેળે, શ્વશુરગૃહે જવાનાં જ હુતા! એટલે રતિલાલને પોતાને સાસરે જવાને માટે નિમંત્રણની કે આગ્રહુની જરૂર નહુતી. કદી બીજી વખતે તેમ થતે, પરંતુ આ

વખતે તો, તેની પ્રિયપત્ની સવિતા પિયરમાં જ હતી એટલે અનાયાસે સસરાએ વાત કહાડી, તેની સાથે જ, જગમોહનને પૂછી, રતિલાલ મોટી ખુશીથી તેમની સાથે ગયો.

જમાઇરાજના આગમને, ગોપાળદાસના ઘરમાં આનંદ આનંદ થઇ રહ્યો! સવિતાના ન્હાના ભાઇ બ્હેન, "જીજાજી આવ્યા, જીજાજી આવ્યા!" કહી આનંદથી નાચવા લાગ્યા! રસોડામાં સાસુએ ગડબડ મચાવી મુંકી. જમણમાં શું કરુ ને શું નહીં કરુ એમ તેને થવા લાગ્યું! સવિતાના ઉમંગની વાત તો પૂછવી જ નહીં!

સસરાજીના આદર સત્કારે રતિલાલનું મન અત્યંત પ્રસન્ન થયું. પોતાના માટે આવો ઠાઠમાઠ કોઇ પણ જગ્યાએ થયો નહતો, એમ તેને જણાવા લાગ્યું. ભોજન વિગેરે યથાસ્થિત થયા પછી, સસરાજી પાસે થોડીવાર આડી અવળી વાતચિત કરી, રતિલાલ શયનમંદિરમાં ગયાં! એક મોટા સોઇવાળા ઓરડામાં એક પલંગપર સુંદર બિછાનું પાથરયું હતું. રતિલાલ તે બિછાનાપર પડી, પોતાની પ્રિય પત્નીની વાટ જોવા લાગ્યો! સવિતા કામ કાજથી પરવારી તરત જ ત્યાં આવી; અને સ્મિત હાસ્ય કરી બોલી–"અહા, આજ કેવા મહદ્ ભાગ્યનો દિવસ ઉગ્યો છે!"

પોતાની પ્રેમળ પત્નીનું આવું વિનોદપૂર્ણ મધુર ભાષણ સાંભળી રતિલાલ બોલ્યો–"કેમ વારુ? એવું તે કયું ભાગ્ય ઉદય થવા પામ્યું?"

"કયું એટલે? આજે અમાવાસ્યાના પૂર્ણ ચંદ્રનો ઉદય થયો! નિર્ધનના હાથમાં ધનનો ભંડાર આવ્યો! રંકને ઘેર રાજા-"

"વાહવા! હું ધારું છું કે તું થોડા દિવસ હજુ પિયરમાં રહીશ તો કોઈ દિવસ કવિ બની જઇશ!"

સવિતા મૃદુ હાસ્ય કરી બોલી-"કોઇ દિવસ કેમ? હમણાં પણ મને કવિતા બનાવતાં કયાં નથી આવડતી! તમે મને કેળવણી એવીજ આપો છો ને! ચંદ્રોદય થતાં, સમુદ્ર જેમ આનંદથી ઉભરાય છે, તેમ આપના દર્શને, મારી કવિત્વ શકિતને પણ સ્પુરણ આવે છે!"

"હું! હું! ત્યારે તો હવે એમ કર; એક નિશાળ ઉઘાડ!"

ભલામણ તો ઠીક કરો છો, પણ તમારા જેવા નિશાળીયા મળે તો હું નિશાળ ઉઘાડવાની અત્યારથી તૈયારી કરૂં!"

"પણ તેમને તું શીખવશે શું?"

"શું એટલે? સંસાર ઉપયોગી સઘળી વાતો. દાખલા તરીકે, પુરુષ પ્રમાણે સ્ત્રીઓને પણ સુખ દુઃખ થાય છે; આ એક વાત, બીજું તે પુરુષોની ધ્યાનમાં કેમ નથી ઉતરતું!"

પોતાની પ્રિય પત્નીને પાસે ખેંચી રતિલાલે પ્રેમથી પૂછ્યું-"આજે આવી નવી નવી વાતો કરવાનું કંઇ કારણ?"

"આજે જ્યારે બધું જ નવું છે, ત્યારે વાત પણ નવી કેમ ન હોય? પણ આજે આપને મોટો શ્રમ લેવો પડયો નહીં કે?"

"હા, સુંદરીના ગજેંદ્ર ગમનથી મોટો શ્રમ લેવો પડયો છે. હું તો એમ ધારતો હતો કે, આજે આગમન પણ થશે નહીં. આવવાની કંઇ વધારે ઇચ્છા જણાતી ન હતી.'

"મારા માટે તો તમને ઉંઘ પણ નહીં આવી હોય!"

"એમાં શી નવાઈ!"

"શું એમ કહેવાની કંઇ જરુર છે? જગમોહનભાઇને ઘેર આવવાને આજે કેટલા દિવસ થયા. પણ એક ઘડીવાર અહીં આવાની તમને નવરાશ મળી છે? બાપાજી આવ્યા ન હોત તો, દર્શન પણ દુર્લભ થાત!"

હવે શું ઉત્તર દેવો એના વિચારમાં રતિલાલ પડયો એટલે સવિતા સ્હેજ રીસાળ સ્વરે બોલી—"સાસુ સસરા બિચારાં ગરીબ એટલે તેમને મળવા કેમ અવાય? પણ હું તો હવે ગરીબ રહી નથી ને? ત્યારે મને તો એકવાર કૃપા કરીને દર્શન આપવાં હતાં! અહીં આવ્યા પછી મેં બે દિવસ વાટ જોઇ પણ તમે તો આવો જ શાના? પછી હું જ એક દિવસે મારી માની સાથે જગમોહનભાઇને ત્યાં આવી અને છાની માની દર્શન કરી ગઇ!"

રતિલાલે પોતાની પ્રેમાળ પત્નીના સુંદર મુખકમલનું પ્રેમથી ચુંબન કરી હસતાં હસતાં કહ્યું-"વાઃ! આજે તો તેં ઠીક દાવ સાધ્યો છે! જો જે મ્હેણું મારવામાં કંઇ બાકી રહી ન જાય! પણ હું શું કરું? જાઉં જાઉં. કરીને રોજ વિચાર કરતો હતો, પરંતુ આવા પ્રસંગે જગમોહનને એકલો મુકી, મારાથી કેમ અવાય?"

"મનમાં ધાર્યું હોય તો બધુંયે અવાય! પણ પેલાં મોટાં મોટાં અંગ્રેજી પુસ્તકોમાં સ્ત્રીઓના સુખ દુઃખ સંબધી હું ધારું છું કે કંઇ લખ્યું નથી! નહીં તો તમે આવી મોટી મોટી વાતો સમજો છો, અને આ ન્હાની સરખી વાત કેમ સમજતા નથી? વારું જવાદો, પરંતુ આજે તો તમને મોટા દુઃખમાં નાખ્યાં નહીં વારું?"

"કેમ, શાથી?" રતિલાલે આશ્ચર્યતાથી પુછયું.

"શાથી કેમ? આવાં સુંદર બિછાના પર કદી સુવાનું

મળ્યું હતું, અને આવી ઉત્તમ રસોઇ જમવાને માટે તમે કદી કલ્પના પણ કરી હતી કે?" સવિતા સ્મિત હાસ્ય કરી બોલી.

"કેમ? રસોઇ તો ઘણી ઉત્તમ હતી!"

"હા, હા, ઉત્તમ નહીં તો બીજું શું? જાણે વિદુરજીના ઘરની ભાજી-"

"જા, જા, એવી ગરીબાઈ ન બતાવ!"

"ગરીબાઇ? હું શું કરવા ગરીબાઈ બતાવું? મને શાની ખોટ છે? મારા જેવું ભાગ્ય જ કોનું છે?"

રતિલાલે પોતાની ચતુર ભાર્યાના મુખકમલનું ફરી ચુંબન કર્યું. આખી રાત જાગરણ કરીને, પ્રેમની વાતો કહેવાથી જેટલો અનુરાગ પ્રગટ થયો નહીં તે કરતાં સહસ્રગણો અધિક અનુરાગ આ એક ચુંબને પ્રદર્શિત કર્યો. "પ્રાણ કરતાં પણ હું તને વધારે ચાહું છું" એ તે ચુંબને દેખાડી આપ્યું.

રાત ઘણી ગઈ હતી, એટલે સવિતાએ દીવાને ઓળવી નાંખ્યો, તેથી ઓરડાની બારીમાંથી ચંદ્રનાં ઉજ્જવલ કિરણો અંદર આવ્યાં.

તે પોતાના પ્રિયપતિને દેખાડી, સવિતા પ્રસન્ન વદને બોલી-"જુવો, આ જોયું કે? હીરા માણેકના દીવા સળગાવ્યા છે, આ શયનમંદિરમાં! હું નથી ધારતી કે, તમને આવાં શયનમંદિરમાં કદી સુવાનું મળ્યું હોય; પણ જુવો-

ઉંચી ઉંચી મેડીઓ, મારે શા કામની?
જ્યાં હોય નહીં, નિશાન પતિ નામની!
જ્યાં નાથ ત્યાં વાસ; સુખદાઇ, મન માનવી.
પર્ણ કુટિકા પણ મ્હેલ સમી જાણવી!!

એ શ્રી રામચંદ્રજી પ્રત્યેનુ સીતાનું વાકય, મારે સિદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો છે. જોઉં તે કસોટીમાં હું કેવી ઉતરું છું!"

## પ્રકરણ ૨૩ મું.

### દાવ સાધ્યો.

બીજે દિવસે સવારે રતિલાલ જગમોહન પાસે આવ્યો. લલ્લુભાઈએ પચાવેલી પુંજી પાછી કેમ કહુડાવવી એના તે અનેક ઉપાય રચવા લાગ્યો, પરંતુ લલ્લુભાઇએ તેની સ્હેજ પણ દાદ દીધી નહીં. હવે કોઇ પણ રીતની તેને ધાસ્તી રહી નહીં એટલે તે ઉલટો જગમોહનને દબાવા લાગ્યો.

"ઘડી ઘડી મને શું પુછો છો? મેં કંઈ કોઇની ચોરી બોરી કરી છે? મારા પર વ્હેમ આવતો હોય તો મને ખુશીથી પોલીસને સ્વાધીન કરો; મેં કોઇની એક શળી પણ ઉંચકી નથી એટલે મને શાની બીક છે? આજ ભલાનો વખત કયાં છે? નહીં તો અત્યાર સુધીમાં મારો પૈસો જે ઘરમાં વપરાયો છે; તે મને પાછો મળવો જોઇએ."

લલ્લુભાઇની વાત સાંભળી સર્વ આશ્ચર્યચકિત થયાં. રતિલાલ સ્હેજ ગુસ્સાથી બોલ્યો–"

"દરેક ઠેકાણે નરમાશ રાખવી, એ કોઇ પણ રીતે સારી નથી. ખરેખર આ કેશ પોલીસના હાથમાં સોંપવો જોઇતો હતો. વળી એક માણુસપર આપણુને વ્હેમ આવે છે, એ પણ પોલીસને કહેવું જોઇતું હતું." એટલું કહી તે જગમોહન તરફ ફરીને બોલ્યો–"અરે, હવે એમ વિચાર

કરવાથી શું વળનાર છે? ગયું તે ગયું. હવે મુક તેનાપર પાણી આવી નરમાશથી કંઈ થવાનું નથી. મન જરા કઠણ રાખ્યું હોત તો, જોતજોતામાં નિકાલ આવી જતે."

ઘણીવાર સ્તબ્ધ રહી જગમોહન દુઃખથી બોલ્યો—"પ્રારબ્ધમાં હશે તો કંઇ જવાનું નથી. પિતાની કીર્તિને મારે હાથે કલંક લગાડાશે નહીં. પિતાની સંપત્તિની મ્હેં કદી પણ આશા કરી ન હતી!"

થયું લલ્લુભાઈને હવે કોઇ પણ જાતનો ભય રહયો નહીં. દેશાઈના નામ પ્રમાણે દાન ધર્મ કરવાનું તો બાજુએ રહ્યું, પણ ઉલટી તેમની દૈહિક ક્રિયા પણ જેમ તેમ આટોપી લેવામાં આવી.

તેર દિવસ થયા ન થયાં, એટલામાં લલ્લુભાઇએ જુદા પડવાની વાત કહાડી. મણિલાલે તે વાતને ટેકો આપ્યો. એ જોઇ જગમોહન પણ કંઈ બોલ્યો નહીં. ત્રણે ભાઇ જુદા થયા. લલ્લુભાઈ અને મણિલાલે પોતાની ઇચ્છા પ્રમાણે વહેંચણ કરી લીધી. બાકી જે કંઇ રહ્યું હતું તે જગમોહનના ભાગ તરીકે, તેને સોંપવામાં આવ્યું! રહેવાનું મોટું ઘર બન્ને ભાઇઓએ લીધું અને પાછળનું અડધું બાંધતાં બાંધતાં રહી ગયેલું ઘર જગમોહનના ભાગમાં આવ્યું! તે ઘરને પુરું કરવાની અમુક રકમ તે બન્નેએ જગમોહનને આપવી કબુલ કહી. સુનંદા ડોશીએ જગમોહન ભેગાં રહેવું એવો ઠરાવ થયો. લલ્લુભાઇ અને મણિલાલે આ પ્રમાણે વ્હેંચણી કરી. જગમોહન તરફથી એક બે જણાએ હરકત લીધી પરંતુ જગમોહન જાતે તો કંઇ બોલ્યો નહીં. તે બોલ્યો—"સલાહ સંપથી જે થાય તે કરો! હું એને માટે તકરાર કરવાનો નથી. મારા ભાઇઓ જે કરશે તે મને કબુલ છે!"

વાસણ કુસણ અને રાચ રચીલામાં જે કંઇ હતું; તેનાં ત્રણ ભાગ પાડવામાં આવ્યા. લલ્લુભાઈ અને મણિલાલ પોતાનો સરસમાન પોતપોતાના ઘરમાં લઇ ગયા. જગમોહનને નવું ઘર મળ્યું હતું પણ તેમાં ઘણું કામ બાકી હતું. એ શિવાય રહેવાની બીજી કોઇ પણ જાતની સારી સગવડ તેમાં નહતી, પરંતુ જગમોહનને ત્યાં જઇ રહેવું પડયું. સઘળી સારી સારી ચીજો, મોટાભાઇઓએ વ્હેંચી લીધી અને રહી સહી નિરુપયોગી ચીજો બિચારા જગમોહનના ભાગમાં આવી હતી! પુત્રના સંસારની આવી દુર્દશા જોઈ સુનંદા ડોશી દુ:ખથી રડવાં લાગ્યાં એ જોઇ લક્ષ્મી તેનું શાન્તવન કરતાં બોલી–"રડવાથી શું થનાર છે! પ્રભુની એવી જ ઇચ્છા હશે. પણ તેની કૃપા હશે તો આ સ્થિતિ બદલાતાં કંઈ વાર લાગવાની છે?"

બોલતાં બોલતાં લક્ષ્મીની આંખમાં આંસુ આવ્યાં. તે જોઇ સુનંદા ડોશીનો દુ:ખસમુદ્ર અધિક ઉભરાઈ ગયો! જગમોહન પાસેજ હતો. તે માના મનનું સમાધાન કરતાં બોલ્યો–"નકામી શું કરવા રડે છે! પ્રભુ કરશે તો આપણું સઘળું યથાસ્થિત થશે. તે જેવી સ્થિતિમાં રાખે, તેવી સ્થિતિમાં સંતોષ માની આપણે રહેવું જોઇએ. તેને માટે દુ:ખ કરવાથી અથવા ચિંતા કરવાથી શું વળનાર છે!"

"અરે, પણ તમને ચિંતા શાની છે! તમારો જગમોહન છે, તમારી વહુ છે; હુ પણ કંઇ પારકો નથી. પછી તમને દુ:ખ શું છે? બધાં જ કંઇ આપણા શત્રુ નથી, આચે દહાડા નિકળી જશે!" રતિલાલે પણ સુનંદા ડોશીને ધીરજ દીધી. ડોશીનું મન એથી કંઇ સ્થિર થયું. આવી રીતે સ્થિર સ્થાવર થયા પછી, રતિલાલ પાછો મુંબઇ ગયો.

અડધા ઉઘાડાં પડેલા ઘરમાં સગવડ તો કોઇ જાતની નહતી, તેમાં વળી ઘરપર છાપરું પણ નહતું, તેથી તેમાં રહેનારા માણસોને મોટી અડચણ વેઠવી પડતી હતી. પોતાના દુઃખથી દગ્ધ થયેલી મા અને સ્ત્રીને આવું દુઃખ સહન કરતાં જોઇ, જીગમોહનનું હ્રદય ચીરાવા લાગ્યું. જેમ બને તેમ જલદીથી ઘર સમરાવી લેવું જોઈએ; એમ તેને થવા લાગ્યું, પરંતુ પાસે પૈસો નહતો. રોકડ અને તે પ્રમાણે ખતપત્રો તો સઘળા લલ્લુભાઇએ દબાવી પાડયાં હતાં. સ્થાવર મિલ્કતમાં જે કંઇ હતું, તેની ઉપજનો ત્રીજો ભાગ જગમોહનને મળતો હતો. તેથી તે જેમ તેમ પોતાના કુટુંબનું પોષણ કરતો હતો. ઘર સમરાવા માટે લલ્લુભાઇ અને મણિલાલે જે રકમ આપવા કબુલ કરી હતી, તે "આજે આપીશું કાલે આપીશું" કહી તેમણે હજુ સુધી કંઇ આપ્યું નહતું. જગમોહને ધાર્યું હોત તો, કોર્ટની સહાયતાથી તે લઈ શકત, પરંતુ તે કહેતો–"જાવાદો; તેની પણ મેં આશા મુકી છે. હાથી ગયો અને તેના પુછડાં માટે કોર્ટની દેવડીએ રહ્ડવું, એ આપણાથી નહીં બને !"

એટલે આ વાત પણ અહીંથી જ અટકી. કોઈ પણ ઠેકાણે જઇ સારી નોકરી ખોળવી; એવો તેણે વિચાર કર્યો.

તે જ રાત્રે મણિલાલને પોતાના ઓરડામાં બોલાવી, લલ્લુભાઈએ કહ્યું–"તેં પૈસાને માટે મને કાયર કાયર કરી નાંખ્યો. આ લે તારા પૈસા બધાં મલીને આઠશોને સોળ રુપિયા મ્હેં સંતાડી રાખ્યા હતા, તેમાંથી ચારશો રુપિયા હું તને આપું છું–"

એટલું કહી તેણે મણિલાલના મ્હોં સામું રુપિયા

ગણવા માંડયાં. એ જોઇ મણિલાલ બોલ્યો–"કેમ વારુ? તમે તે દિવસે અડધો ભાગ આપવાનું કબુલ ન્હોતું કર્યું?" લલ્લુભાઇ ઉદાર મનથી બોલ્યો–"વારું ભાઇ! તેમ તો તેમ; હું કંઇ ફરી જવાનો નથી. વળી બીજું હું તને કહું છું કે, તું મારા કહ્યા પ્રમાણે ચાલીશ તો તને થોડો ઘણો ફાયદો થશે જ; ખોટ જવાની નથી. એ ધ્યાનમાં રાખજે!"

"પણ હું તમારા કહ્યા પ્રમાણે કયારે નથી ચાલતો?" અક્કલહીન મણિલાલ મોટા સંતોષથી બોલ્યો. લલ્લુભાઇએ કોથળીમાંથી, રુપિયા બ્હાર કહાડી, તેના સરખા ભાગ પાડયાં. ચારશોને આઠ રુપિયા મણિલાલને આપ્યા અને બાકીના ચારશોને આઠ રુપિયા તેણે ફરી કોથળીમાં નાંખી દીધાં. મણિલાલ ખુશી થતો ત્યાંથી ચાલ્યો ગયો. આવી રીતે લલ્લુભાઇએ પોતાનો દાવ સાધી લીધો.

આ ઠેકાણે એટલું કેહવું જોઇએ કે, પિતાની સાથે તકરાર કરી મણિલાલ પોતાને સાસરે ગયો તે દિવસથી તે સ્કુલમાં ગયો નહીં; એટલે તેની જગ્યાપર તે લોકોએ બીજો માણસ રાખી લીધો. મણિલાલના સર્વ ઉપાય નિષ્ફળ થયા તેની બહારની કમાણી આવી રીતે બંધ થઇ ગઇ. લલ્લુભાઇએ આપેલા રૂપિઆમાંથી તેણે કેટલાક દિવસ સ્વચ્છંદે સંસાર ચલાવા માંડયો. લલ્લુભાઇની પણ એવી જ અવસ્થા થઇ. શેઠને કહ્યાં વિના તે ઘેર રહી ગયો હતો અને કેટલાં દિવસ સુધી તેણે મ્હોડું પણ બતાવ્યું નહીં એટલે તેની જગ્યાપર શેઠે બીજો માણસ રાખી લીધો, પરંતુ લલ્લુભાઇને તેનું કંઇ લાગ્યું નહીં. પ્રથમથી જ તેણે થોડું ઘણું એકઠું રાખ્યું હતું, તેમાં વળી પિતાની પુંજીના દશ હજાર રુપિયા તેણે

પચાવી પાડયા હતા, એ શિવાય આશામીઓના ખત અને કેટલાંક ખાતાની સાથે સોના રુપાના દાગીના પણ તેના હાથ આવ્યા હતા. ન્યાયથી કહો કે અન્યાયથી કહો, પરંતુ પૈસો મેળવવાનો તેનો આ મૂળમંત્ર હતો; અને આ મંત્રનો પ્રયોગ કયાં અને કેવી રીતે કરવો એ દુષ્ટ વિચારમાં જ, તેનું મન સદા નિમગ્ન રહેતું હતું.

## પ્રકરણ ૨૪ મું.

## નોકરી મળી.

અહીં નહીં તો પરદેશમાં જઇને પણ સારી નોકરી મેળવવી, એ વિચારે જગમોહન આજે ઘરથી બહાર નિકળ્યો, પરંતુ જતી વખતે પોતાની માયાળુ મા અને પત્નીની થયેલી દુઃખદાયક સ્થિતિ ઘડી ઘડી આંખ આગળ ઉભી રહી, તેનું હૃદય વીંધી નાંખવા લાગી. એક ડગલું પણ આગળ ભરવાની તેને ઇચ્છા થતી નહતી, પરંતુ કરવું શું? નોકરી કર્યા વિના હવે છુટકો નહતો. પોતાની આટલી બધી દુર્દશા થઇ, તો પણ જગમોહનના મનમાં, પ્રતિહિંસાને તલમાત્ર પણ જગ્યા મળી નહીં, તે સંબંધી તેના મનમાં વિચાર સુદ્ધાં થયો નહીં, પરંતુ તે જ લલ્લુભાઇ અને મણિલાલ તરફ જુવો, નોકરી મેળવવાના હેતુથી જગમોહનને ઘર બહાર નીકળતો જોઇ, તેમને ધાસ્તી પડી કે આ વખતે ન જાણે એને મુનસફ કે મામલતદારની જગ્યા મળી કે થઇ રહ્યું! તેઓ મનમાંને મનમાં બળવા લાગ્યા. લલ્લુભાઇએ તો જગમોહન નિષ્ફળ થાય એને માટે બાધા સુદ્ધાં રાખી!

જગમોહન શૂન્ય મને પોતાના રસ્તે જતો હતો. સંસારની ખરી ઓળખાણ હવે તેને થવા લાગી. મા અને સ્ત્રીનું તેને વારંવાર સ્મરણ થવા લાગ્યું અને તેથી તેનું હૃદય વ્યાકુલ બની ગયું ! ક્યાં જવું! કોની પાસે જવું! કોનો આશ્રય લેવો! કોની પાસે યાચના કરવી! એ વિચારે તેનું અંતઃકરણ દ્રવવા લાગ્યું ! અફાટ સમુદ્રમાં અસંખ્ય મોજાઓની સાથે અફળાતી, કઠીન વમળમાં પડેલી એકે ન્હાની નાવડીની પેઠે તેની સ્થિતિ થઇ હતી. કઇ દિશાએ જવાથી સુખરૂપ કિનારો હાથ લાગશે એ તેને સમજાતું નહતું. આવી વિપન્નાવસ્થાનાં વાદળાંમાં અકસ્માત એક સૌખ્યસૂચક તારો તેને ચમકતો જણાયો. તે યોગથી તેનું મન ઘણું જ સ્થિર થયું. "તમારું કોઇ પણ મારાથી બનવા જેવું હોય તો મને કહેવું, હું ઘણી ખુશીથી કરીશ" એવું વુડ સાહેબે આશ્વાસન આપ્યું હતું, તેનું આ વખતે જગમોહનને સ્મરણ થયું. સાહેબનો સ્વભાવ દયાળુ હોવાનો અનુભવ તેને પ્રથમથી જ થયો હતો, તેથી પોતાના કુટુંબને આ દુઃખદરિદ્રતામાંથી મુક્ત કરવાને માટે, આ વખતે વુડ સાહેબને જ શરણે જવું, એવો તેણે નિશ્ચય કર્યો. તે તરતજ સાહેબને બંગલે ગયો. સાહેબ વર્તમાન-પત્ર વાંચતા બેઠા હતા, જગમોહનને અંદર આવતો જોઇ હાથમાંનું વર્તમાપત્ર ટેબલપર મુકી, સાહેબે તેને હસતાં હસતાં પાસેની ખુરશીપર બેસવા કહ્યું. અને મોટી મમતાથી તેમણે જગમોહનના કુશલ સમાચાર પુછવા માંડયો. કૃતજ્ઞતાપૂર્વક સાહેબનો આભાર માની, જગમોહન બોલ્યા–"આપ સાહેબ મને આવી રીતે એકદમ ઓળખશો એવું મ્હેં ધાર્યું ન હતું–"

વુડ સાહેબ હસતાં હસતાં બોલ્યા—"તમે મને નિર્દય અને બેપરવા માણસ ધારતા હશો? ઠીક, પણ તમારું મ્હોડુ આવું નિસ્તેજ અને ચિંતાતુર કેમ જણાય છે?. જે કંઇ કામ હોય તે ખુશીથી કહો, શરમાશો નહીં."

સાહેબનું સહૃદયતાનું બોલવું સાંભળી, જગમોહનને અત્યંત આનંદ થયો. પિતાની સંપત્તિ પોતે કેવી રીતે ગુમાવી, બન્ને ભાઇઓએ પોતાને પ્રપંચથી કેવો ફસાવ્યો, તેથી પોતાના કુટુંબના પોષણ માટે કેવી કેવી હરકતો વેઠવી પડે છે, પૈસા પૈસાને માટે પોતે કેવો હેરાન છે, જુદા કેમ પડયા અને હવે ઘર બહાર પોતે શા હેતુથી નિકળવા માગે છે, એ વિગેરે સર્વ વાતો તેણે ટુંકાણમાં સાહેબને કહી સંભળાવી. વુડ સાહેબને આ સાંભળી ઘણું દુઃખ ઉપજ્યું. તેઓ બોલ્યા—"તમારા મોટાભાઇઓ પોતપોતાનું કરી, હવે તદ્દન નચિંત થઇને બેઠા છે, પરંતુ તમારી ઇચ્છા હોય તો હજુ પણ ચોર પકડીને તેને યથા-યોગ્ય શિક્ષા થાય એવો હું ઉપાય કરું. પણ હું ધારુ છું કે તમારી તેવી ઇચ્છા જ નથી. તમારા લોકોની આ મોટી ભૂલ છે. સ્નેહ સંબંધ આગળ તમે કર્તવ્ય જ્ઞાનને વિસારી દો છો. આવો નીચ, સ્વાર્થી, ચોર માણસ—તે પછી પોતાનો સગો બાપ હોય તોપણ અમે અંગ્રેજ લોકો, તેને ન્યાય પ્રમાણે શિક્ષા કરાવા કદી પણ પાછા હઠતા નથી. આવા દુષ્ટ સ્વાર્થબુદ્ધિએ અંધ થયેલા માણસો સંસારના મોટા શત્રુ છે. મને યોગ્ય શિક્ષાએ પહોંચાડવામાંજ પુણ્ય છે, પરંતુ દિલગિરીની વાત છે કે, સુશિક્ષિત હોય કે, અશિક્ષિત હોય, પરંતુ આ દેશના સઘળા માણસોની સમજ આ બાબતમાં ઘણા જુદા પ્રકા-

રની છે. એક ભાઇ કેદમાં પડશે તો આખા કુટુંબની આબરૂ જશે એવા ખોટા ભયથી તેઓ કર્તવ્યને પડતું મુકે છે.”

જગમોહન નમ્રપણે બોલ્યો—“આપનું કહેવું ખરું છે, વાસ્તવિક રીતે જોતાં આવા માણસને જેમ બને તેમ જલદી યોગ્ય શિક્ષા ન મળે તો તેનું દુષ્ટપણું અધિકાધિક વધતું જાય છે; એ વાત નિઃસંશય ખરી છે; પરંતુ અનેક કારણોને લીધે મ્હેં પિતાની સંપત્તિની આશા તજી દીધી છે. એટલે તેને માટે કોઇ પણ ઉપાય લેવાની મારી ખુશી નથી. આપ સાહેબ મહેરબાની કરીને મને એકાદ સારી નોકરી મેળવી આપો તો હું આપનો જીંદગી પર્યંત આભારી થઇશ—”

એ સંબધી કેટલીક વાતચીત થયા પછી સાહેબ બોલ્યા—“પોલીસ ખાતામાં નોકરી કરવાની તમારી ઇચ્છા છે?”

“નોકરી એટલે શું? તેનો અદ્યાપિ પર્યંત હું બરાબર અર્થ સમજતો નથી. કયા ખાતામાં નોકરી કરવી સારી અને કયા ખાતામાં નઠારી છે, એની મને સ્હેજ પણ સમજણ નથી. આપ સાહેબ મહેરબાની કરીને જે પ્રમાણે મને કહેશો તે પ્રમાણે હું કરીશ.”

“બીજા કોઇ સરકારી ખાતામાં, મારી નહીં જેવી ઓળખાણ છે. પોલીસ ખાતામાં તમારે નોકરી કરવાની ઇચ્છા હશે તો હું બનતો પ્રયત્ન કરીશ; પરંતુ પ્રથમ તમારે હેડ કોન્સટેબલનું કામ કરવું પડશે. એ જો તમારાથી નહીં બનતું હોય અને તમારે બીજા કોઇ ખાનગી ખાતામાં નોકરી કરવાનો વિચાર હોય તો, તેમ કહો.

એટલે હું તે સંબંધી તપાસ કરું. આ જુવો આજના વર્તમાનપત્રમાં એક સારી જગ્યા સંબંધી નોટીસ આવેલી છે, પગાર પણ સારો છે. શરુઆતમાં સો રુપિયા મળશે. સારા ભાગ્યે આ નોટીસ આપનાર ગૃહસ્થ મારો મિત્ર છે. તે અને હું એક જ સાથે વિલાયતથી નિકલ્યા હતા. હું આ ખાતામાં રહ્યો અને તે બ્રહ્મદેશના મુલમૈન બંદરમાં જઈને વેપાર કરવા લાગ્યો. મારું વચન તે કદાપી ઉથાપનાર નથી. તમારે એટલે દૂર જવાની ઇચ્છા હોય તો, હું તાર કરી તેમને ખબર આપું. આજનો દિવસ પાકો વિચાર કરો અને કાલે મને જરુર જવાબ દો!"

"બહુ સારું હું વિચાર કરીને કાલે જણાવીશ, આપ સાહેબ મહેરબાની કરી તેમનો ખુલાસો મંગાવો" એવું કહી જગમોહન સાહેબને સલામ કરી વિદાય થયો.

વુડ સાહેબને પોતાનો નિશ્ચય અદ્દઢ અથવા અવિચારી લાગે નહીં; તેથી જગમોહને સાહેબના કહેવાથી, એક દિવસ વિચાર કરવા માંગી લીધો; પરંતુ તેનો નિશ્ચય તો તે જ વખતે થઈ ચુકયો હતો અહીંયા કોઇ સરકારી ખાતામાં નોકરી મળે તોપણ સો રુપિયા નજરે પડવાનો સંભવ નથી; એ તે સારી રીતે જાણતો હતો. "વુડ સાહેબનો મિત્ર એમના જેવો જ દયાળુ અને ઉદાર સ્વભાવનો હશે તો, તેથી આપણને ફાયદો થયા વિના રહેશે નહીં વળી હાલ પૈસાની ઘણી જરુર છે, તે જ્યારે થોડે દૂર ગયાથી પણ મળે છે, ત્યારે તેમાં હરકત શું છે?" એવો મનમાં નિશ્ચય કરી, તે બ્રહ્મદેશ જવા માટે તૈયાર થયો. જ્યારે પોતાનો આવો નિશ્ચય થયો, ત્યારે હવે કોનો વિચાર લેવાનો બાકી રહ્યો હતો? તેને નોકરી જોઇતી

હતી અને તે સારા પગારની જોઇતી હતી. વુડ સાહેબની સહાયતાથી તે મળી ત્યારે થોડે દૂર જવામાં શું હરકત છે? તરુણવય અને અણીનો પ્રસંગ એનો યોગ મળ્યાથી બ્રહ્મદેશ તો શું પણ પૃથ્વીને છેડે જવાને માણસ તૈયાર થશે! આવા પ્રસંગે સગાં વ્હાલાંની સમતિ લેવી જોઇએ; પરંતુ જગમોહનને તેમ કરવા જેવું શું હતું? કેવળ રતિલાલની સંમતિ લેવાની તેને જરુર હતી; પરંતુ તે તો મુંબઇ હતો. તેને પત્ર લખે અને તેનો જવાબ આવે એટલામાં બે ચાર દિવસ નિકળી જાય; ત્યારે જતી વખતે તેને મળાય તો શું હરકત છે! તે દિવસ તે જેમ તેમ કરી તેણે કહાડયો, બીજે દીવસે તે ફરી વુડ સાહેબને મળ્યો.

સાહેબ તેની જ વાટ જોતા બેઠા હતા. કારણ કે તેમના મિત્ર તરફથી તેમને જોઇએ તેવો ખુલાસો તાર-મારફતે મળ્યો હતો. જગમોહનને જોતાં જ તેઓ બોલ્યા—"કેમ શું વિચાર કર્યો ?"

જગમોહને વિનય પૂર્વક ઉત્તર દીધો—"અહીં પોલીસ ખાતામાં કે બીજી સરકારી નોકરીમાં, પચ્ચીશ કે ત્રીશ રુપિયામાં પડી રહેવા કરતાં, હું બ્રહ્મદેશ જવાનું ઠીક ધારું છું. મને ત્યાંનાં હવાપાણી અનુકૂલ નહીં આવશે તો હું પાછો આવતો રહીશ."

"ઠીક, ત્યારે જાઓ. વળી જુવો તેમના તરફથી એવો ઉત્તર આવ્યો છે કે, તમારી ખાત્રીનો, સારી કેળવણી પામેલો મહેનતુ માણસ હોય તો જલદીથી અહીં મોકલી દો, એને સવાસો રૂપિયા આપવા સુધી મને કાંઇ પણ જાતનો વાંધો નથી. જગમોહન તમે જાઓ છો, એ ઘણી

સારી વાત છે. સારું વર્તન રાખશો તો તમને ઘણો ફાયદો થવાનો સંભવ છે. તમે એકવાર ધ્યાનમાં રાખજો; ત્યાંના હવા પાણી સારાં નથી."

" હું ઘણી સંભાળથી ત્યાં રહીશ."

"ઠીક છે, પરંતુ મને પત્ર લખવામાં વિલંબ કરશો નહિ!" એટલું કરી સાહેબે પોતાના મિત્રપર એક પત્ર લખી જગમોહનને આપ્યો. જગમોહન સાહેબનો વારંવાર આભાર માની તેમની રજા લઇ ઘેર આવ્યો.

ઘેર આવીને તેણે પોતાની વૃદ્ધ માતુશ્રી અને પત્નીને આ નોકરી સંબંધી સર્વ વાત કહી સો રૂપિયાનો પગાર સાંભળી તેઓ ખુશી થયાં પરંતુ આટલે દૂર મોકલવા માટે તેઓ આનાકાની કરવા લાગ્યાં; પરંતુ વખત એવો અણીનો હતો કે તેમ કર્યા વિના છુટકો ન હતો. બીજે દિવસે સવારની ટ્રેનમાં તે મુંબઇ જવાને નિકળ્યો. જતી વખતે વૃદ્ધ માતાએ અશ્રુપૂર્ણ નેત્રે પોતાના પુત્રને વિદાયગીરી આપી. લક્ષ્મીની વ્યથા અને વ્યાકુલતાનું વર્ણન અમારાથી થઇ શકે એમ નથી! આગલી રાત્રે તેણે પોતાના પ્રિયપતિને પોતાની વેદના મુખે કહી સંભળાવી હતી, આ વખતે તે વેદના તેણે અશ્રુબિંદુથી જણાવી! વ્હાલાનો વિયોગ કેવો હોય છે તે જેને અનુભવ થયો હોય છે તે જ જાણી શકે છે! લક્ષ્મીની અવસ્થા માટે અમે શું વધારે કહી શકીએ એમ છીએ. પોતાની જન્મભૂમિને સપ્રેમ પ્રણામ કરી તે સવારની ઉપડતી ટ્રેનમાં મુંબઈ ગયો ચર્નીરોડના સ્ટેશપર ઉતરી તે બારોબાર કોલેજમાં ગયો અને ત્યાં રતિલાલને મળ્યો. બધી હકીકત તેને કહી, તે સાંભળીને રતિલાલને આનંદ અને શોક

એક સાથે થયો. તે બોલ્યો—"જગમોહન! તેં આ કામમાં ઘણી ઉતાવળ કરી છે. ચાલો જે થયું તે ઠીક થયું! પરમેશ્વરે જ્યારે આવો વખત આણ્યો ત્યારે શું કરીએ!"

બીજે દિવસે વુડ સાહેબના કહેવા પ્રમાણે જે પહેલી સ્ટીમર હાથ લાગી તેમાં બેશીને તે બ્રહ્મદેશ ગયો. વિદાય કરતી વખતે રતિલાલ ચોધાર આંસુએ રડયો! જ્યાં સુધી સ્ટીમર જણાઇ ત્યાં સુધી તે એકી નજરે તેને જોતો રહ્યો! સ્ટીમર નજરથી દૂર ગઇ એટલે તે નિરાશ થઇને પાછો ફર્યો.

મુલમૈન બંદરે સ્ટીમર પહોંચતાંજ એક સીપાઇ "જગમોહનદાસ કોનું નામ?" એવી એક સરખી બૂમો પાડતો હતો. તે બૂમો જગમોહને સાંભળી; આવા અજાણ્યા પ્રદેશમાં આપણને કોઇ ઓળખતું નથી. એટલે આપણને કોઇ બોલાવે એવો સંભવ નથી; એવો વિચાર કરી જગમોહન સ્વસ્થ બેશી રહ્યો; પરંતુ ઘણીવાર સુધી તે સીપાઇ એક સરખી મોટી મોટી બૂમ પાડવા લાગ્યો, એ જોઇ અંતે જગમોહને ધીરજ ધરી તેને પુછ્યું—"કયા જગમોહનદાસને તમે બોલાવો છો?"

"વુડ સાહેબની પાસેથી આવે છે તે."

"હું જ વુડ સાહેબની પાસેથી આવું છું."

"તમારું નામ શું?"

"જગમોહનદાસ પરમાનંદદાસ દેશાઇ."

"ત્યારે હું આપને જ લેવા માટે આવ્યો છું."

એટલું કહી તે સીપાઇએ જગમોહનનો સરસામાન સ્ટીમરમાંથી ઉતાર્યો. જગમોહને આશ્ચર્યથી તે સીપાઇને પૂછ્યું—"તમારા સાહેબે મારું નામ કેવી રીતે જાણ્યું?

અને હું આજ સ્ટીમરમાં આવનાર છું, એ તમને કેમ ખબર પડી?"

"વુડ સાહેબનો તાર આવ્યો તે ઉપરથી સાહેબને ત્યાં રહેવા માટે બીજા ચાર પાંચ માણસો આવ્યા હતા; પરંતુ વુડ સાહેબનો તાર આવવાથી તેમણે કોઈને રાખ્યા નહીં."

વુડ સાહેબનો જગમોહને મનમાં ને મનમાં મોટો આભાર માન્યો. કૃતજ્ઞતાથી તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં! સાહેબને કોટી કોટી ધન્યવાદ દેતો તે પોતાની નોકરીના ઠેકાણે સુખરૂપ આવી પહોંચ્યો! વુડ સાહેબના મિત્રનું નામ. મી૦ સ્કોટ હતું. વુડ સાહેબનો પત્ર વાંચી, અને જગમોહનને પ્રત્યક્ષ જોઇ, સ્કોટ સાહેબ ઘણા ખુશી થયા. જગમોહનને તરત જ સો રૂપિયાના પગારથી સાહેબે પોતાનો આશીસ્ટન મેનેજર નીમ્યો.

જગમોહને તરત જ પત્ર લખી, આ આનંદના સમાચાર, પોતાની વૃદ્ધ માતુશ્રી અને સ્રી તથા રતિલાલને પહોંચાડયા. વુડ સાહેબને પણ પત્ર લખી, તેમાં તેણે ઘણો ઘણો આભાર માન્યો. પત્ર આવ્યાથી સુનંદા અને લક્ષ્મીને અત્યાનંદ થયો; પરંતુ જગમોહન ઘણે દૂર ગયો તેથી તેમનાં મનને ઘણું માઠું લાગ્યું. લલ્લુભાઇ, મણિલાલ અને ગુલાબ તથા જડાવ મનમાંને મનમાં બળી ગયાં! લલ્લુભાઈએ તો ગુલાબના મ્હોંડે કહ્યું સુદ્ધાં—"અરે કેવો સો રૂપિયાનો પગાર? એવી નોકરી કંઇ રસ્તામાં પડી છે? મળી હશે પંદર વીસ રૂપિયાની. ખોટી મોટાઇ બતાવાને માટે તેણે શો રૂપિયાનો પગાર લખ્યો છે; બીજું શું?"

## પ્રકરણ ૨૫ મું.

## પુત્ર જન્મ.

કેટલાક દિવસ એમજ વીતી ગયા. પૂરા દિવસ થતાંજ લક્ષ્મીએ એક સુંદર પુત્ર રત્નનો જન્મ આપ્યો. સુનંદા ડોશીને અત્યાનંદ થયો. આડોશી પાડોશીની સ્ત્રીઓ, છોકરાને જોઇ તેના મનમોહક સ્વરૂપની પ્રશંસા કરવા લાગી; "પરમેશ્વર તને લાંબું આવરદા આપે!" એવા તે બાલકને અનેક આશિર્વાદ દેવા લાગી; લલ્લુભાઇ અને મણિલાલની નીચ વર્તણુક બદલ જ્યાં ત્યાં તેમની નિંદા થવા લાગી. ગુલાબ અને તેનાંજ તંત્રથી ચાલનારી જડાવ આવું આવું જોઇ ક્રોધાગ્નિથી પ્રજળવા લાગી; પરંતુ પારકા માણસોપર પોતાનો ક્રોધ શાંત કરવો એ કંઇ બને તેમ નહતું. એટલે ઘરડાં સાસુ અને ન્હાની દેરાણી તથા તે કોમળ બાળકને "મારું કે કાપું" એમ તેઓએ કરવા માંડયું. અવનવા વિશેષણોનો ઉપયોગ તેમણે ઘડી ઘડી તે બાલકપર કરવા માંડયો! "અહાહા! છોકરો શું રૂપાળો છે? જાણે વાંદરાનું બચ્ચું જ!" આવી સુંદર સુંદર ઉપમા અને શબ્દ અલંકારનો મનમાં આવે તેવો ઉપયોગ કરી, તેઓ પોતાની ક્રોધાગ્નિ શાંત કરવા લાગ્યાં.

ઘર છોડી જતી વખતે જગમોહન પોતાની વૃદ્ધ માને તથા પત્નીને વિનવી વિનવી ને કહી ગયો હતો. કે "ગમે તેમ થાય પરંતુ તેમની સાથે તમે કદી પણ તકરાર કરશો નહીં. તેઓ નજરમાં આવે તેવી તમને ગાળો દે, પણ સાંભળશો નહીં. તેઓ ગમે તેટલું તમને દુઃખ દે તોપણ તમે ધીરજથી સહન કરજો, ઈશ્વર તરફ જોઇને ધીરજ રાખજો. એટલું જ તમને મારું કહેવું છે."

સુનંદા અને લક્ષ્મી, જગમોહનનું કહેવું ધ્યાનમાં રાખી, તે પ્રમાણે વર્તતા હતા. લલ્લુભાઈ અને મણિલાલે અથવા ગુલાબ કે જડાવે, ગમે તેવા મર્મભેદક શબ્દો કહ્યા હશે પરંતુ આ બન્ને જણાઓએ હજુ સુધી એક શબ્દથી પણ તેનું નિવારણ કર્યું નહતું. ઘણું થાય તો તેનો છાના માના એક ખુણે બેશીને રડતાં! અને હૃદયનો ભાર ઓછો કરતાં એટલે ગુલાબ અને જડાવની કલહ કરવાની પ્રબલ ઇચ્છા ઘણી વખતે નિષ્ફળ નિવડતી.

એક દિવસે સુનંદા અને લક્ષ્મી સાંભળે તેમ, જડાવ બોલવા લાગી. "આવા માંકડા જેના છોકરાપર શું પુલાઇને ફાલકાં બની જતાં હશે? મારાં પેટે જો એવું છોકરું જન્મે તો હું તો તેજ વખતે તેને ગળે ટુંપો દઇને મારી નાંખું!'

કોમલ અને સરલ મનની લક્ષ્મીને આ શબ્દોથી ઘણું લાગી આવ્યું. તે રડતાં રડતાં બોલી-"શું કરવું બ્હેન! એ તે કંઈ આપણા હાથમાં છે? પરમેશ્વરે જેવો આપ્યો તેવો ખરો. વાંદરા જેવો હોય કે માંકડાં જેવો હોય, તેથી કંઈ પેટના છોકરાને નાખી દેવાય છે?"

લક્ષ્મી એટલું જ કહીને શાંત રહી; પરંતુ સુનંદા ડોશીથી જડાવના આ કુત્સિત વાકયો સહન થઈ શકયાં નહીં; સર્વ પ્રકારનું અપમાન અને છલભેદ તેઓ શાંતપણે સહન કરતાં હતાં, પરંતુ આ કોમલ બાલકને માટે જડાવે કહેલાં કુત્સિત વચનો તેનાથી સ્હેજ પણ સહન થઇ શકયાં નહીં. સુનંદાને અનિવાર ક્રોધ ઉપજ્યો. તે બોલી-"આટલો બધો અહંકાર કરવો કામનો નથી. આજે જ કંઈ દુનિયામાંથી પરમેશ્વર ઉઠી ગયો છે અને ધર્મ બુડી ગયો છે

એમ નથી. પણ રોજ ઉઠીને બીજાને સંતાપવા એ કંઈ ઠીક નથી. પરમેશ્વર એનો બદલો મોડો વ્હેલા પણ આપ્યા વિના તમને રહેવાનો નથી!" બોલતાં બોલતાં ડોશીનું હૈયું ભરાઈ આવ્યું! તેની આંખમાંથી એક સરખી આંસુની ધાર પડવા લાગી.

રાત્રે છોકરાઓ સુતા પછી જડાવ ગુસ્સાથી પોતાના પતિને કહેવા લાગી. "સાંભળો છો કે? હવે આપણાથી તો આ દુઃખ વેઠાતું નથી, એનો કંઇ બંદોબસ્ત કરવો હોય તો કરો; નહીં તો હું આ ઘરમાં રહેવાની નથી."

"તને હવે એક નવો બંગલો બંધાવી આપું." મણિલાલે હસતાં હસતાં જવાબ દીધો.

"વારે ઘડી એવી ઠઠ્ઠા મશ્કરી મને પસંદ નથી. આડોશીપાડોશીઓની બૈરીઓના એકેક શબ્દ સાંભળી હું તો બળી જાઉ છું." રાંડો કહે છે કે "બાપની પુંજી દબાવી બેઠા અને બિચારા નહાનાભાઇને રઝળતો કર્યો; એમના દુઃખે જ તે બિચારો પરદેશ ગયો!"

"તેમાં શું ખોટું થયું. પરદેશ તો શું પણ વખત આવ્યે દુનિયાથી પાર પણ નહીં થશે કે?"

"એ બધું મ્હોંડે બોલવું એટલું જ; પણ થાય તેમાંનું કશું નહીં." તેણે પરદેશમાં જઇને પોતાની હિમ્મતથી કેવી નોકરી મેળવી. મહીને સો રુપિયાનો પગાર મળે છે. હવે બધે ઠેકાણે એનાંજ વખાણ થાય છે! જે તે કહે છે કે "જગમોહન ઘણો ડાહ્યો. અંગ્રેજી ભણેલો, તેના મોટા ભાઇઓ જુવો; બન્ને જણા મૂર્ખ, અક્કલહીન; જગમોહને પોતાનું હતું નહતું તે બધું આપી દીધું. પણ તેને શું ખોટ છે? લડાઈની ધાકે તે બિચારો* ઘર મૂકીને ગયો.

પણ તેને કેવી સારી નોકરી મળી" "વારુ તે મુવાઓ કહે છે, તે કંઇ ખોટું નથી. આટલા દિવસમાં તેણે કેટલા બધાં રુપિયા ઘેર મોકલ્યા! તે દિવસ પછી બીજા સો રૂપિયા આવ્યા!"

"જો અમે ગમે તેવા મૂર્ખ અને અકકલહીન હુઇશું, પણ એટલું ધ્યાનમાં રાખજે કે અમે ધારી શું તો નોકરી મેલવતા એક ઘડીની પણ વાર લાગવાની નથી!"

"એ બધું મ્હોડાનું. બાકી થવા કરવાનું પરમેશ્વરનું નામ." પતિને પાણી ચડાવતાં જડાવ બોલી-"હું બધું સહન કરીશ પણ તમારી માનું બોલવું મારાથી સહન થતું નથી. આજે હું સ્હેજ તે છોકરાને જોવા ગઇ, તેના પરથી તેમણે મને મનમાં આવે તેવી ગાળો દીધી. અને તેઓ બોલ્યાં–"મુંવાઓના મ્હોં આગલ કોઈ ચીજ રહેવા પામતી નથી. જરા ભુલી ગયા કે થઈ રહ્યું! પછી તેનો પત્તો જ નહીં!" આવું સો માણસના સામું તેઓ બોલ્યાં!"

મણિલાલે અને જડાવે પોતાના સંતાનોને આપેલાં સુશિક્ષણ અને સદુપદેશનું જ આ ફળ હતું! લક્ષ્મીના ઘરમાં જરા કંઈ ચીજ પડી આખડી, કે તરતજ ગેપ થઇ જતી. સુકાવા નાંખેલાં લુંગડાં ફાડી નાંખવા અથવા તેની પોટલી બાંધી ટાંકામાં નાંખી દેવાનું કામ તો નિયમીત થતું જ હતું; પરંતુ આ વાત આંખે જોઇને પણ લક્ષ્મી એક શબ્દ બોલતી નહુતી. રેવા રામો કદી એ સંબંધી બોલવા જાય તો ઉલટાં તેઓ ગાળો દેતાં.

રેવા અને રામો એ બન્ને જણા પોતાની ખુશીથી જગમોહનને ત્યાં રહ્યાં હતાં; એ અહીં કેહવું જોઇએ.

આપણા કહેવાનો કંઈ ઝાઝો ઉપયોગ થયો નહીં, એ જોઈ જડાવે છેલ્લા અસ્ત્રનો ઉપયોગ કર્યો! સાડીના પાલવથી આંખો લુછતાં, તે રડતે અવાજે બોલી– "તમને રોજને રોજ, ચોર, મૂર્ખ, એકલપેટા કહે; તે મારાથી તો સંભળાતું નથી, તમે તેની ગણતરીમાંજ નહીં? પણ તે એટલી બધી શાનાપર ઉંચકાઈ ગઈ છે કે તે અમને નજરમાં આવે તેવું બોલે?"

જડાવની પતિભકિત જોઇ, મણિલાલનું મન નરમ થઈ ગયું! જગમોહન અને લક્ષ્મીનો આમાં કંઈ દોષ નથી એમ તે મનમાં સમજતો હતો; પરંતુ એથી તેને પોતાની મા પર ઘણો ક્રોધ ઉપજયો. જગમોહનનો સ્વભાવ સારો હતો, તેથી લોકો લલ્લુભાઇની અને મણિલાલની નિન્દા કરતાં હતાં. જગમોહન અંગ્રેજી ભણેલો, હોશીયાર અને સદ્ગુણી હોવાથી લોકો આ બન્નેને મૂર્ખ અને અક્કલહીન કહેતા. જગમોહન ઘર તજીને પરદેશ ગયો, તેથી લોકોના મનમાં આટલી સહાનુભૂતિ હતી. અને લક્ષ્મી આડોશી-પાડોશીઓની સ્ત્રીઓ ઉપર હમેશાં ઉપકાર કરતી હતી, એટલે બધાં માણસો તેનાં વખાણ કરી, ગુલાબ અને જડાવનું ભુંડું બોલતાં! આ બધી વાતનો વિચાર કરી, મણિલાલે મનમાં ગાંઠ વાળી કે, જ્યાં સુધી તેઓ જીવતા છે ત્યાં સુધી આપણને સુખ મળવાનું નથી!



## પ્રકરણ ૨૬ મું.

## લલ્લુભાઇનું વર્તનક્રમ.

લલ્લુભાઈને કોઈની સાથે બનાવ નહતો; સઘળાં માણસો તેના હાડવેરી થઇ પડયાં હતાં. પાસે પાંચ પૈસા

હતા, તેથી તેને કોઇ જાતની ચિંતા ન હતી. એટલે તે ગર્વથી ફુલાઇ ગયો હતો. જગત તો તેની કંઇ ગણતરીમાં જ નહતું; સ્હેજ બોલાવાનું થાય તો, સામા માણસને કડવું વેણ કહેવું, વિના કારણ કોઇને ગાળો દેવી, ઘડી ઘડી જેનું તેનું અપમાન કરવું, કોઇનું માન રાખવું નહીં, આવો નિંદ્ય પશુવત્ વર્તન ક્રમ તેણે સ્વીકાર્યો હતો. "હું વળી એવો માણસ છું કે સગા બાપને પણ છોડું નહીં તો બીજાની શી વાત" એવું જેને તેને અતિશય અહંકારથી કહેવામાં તે પોતાનું ભૂષણ સમજતો હતો. ગરીબ ગરબાંની સાથે પ્રપંચથી વર્તતાં તેના પાષાણ હૃદયને કંઈજ લાગતું ન હતું. જુદા પડયા પછી, વ્યાજે પૈસા ધીરવા એ જ તેનો મુખ્ય ધંધો હતો; પરંતુ એટલાથી જ તેની રાક્ષસી તૃષ્ણા તૃપ્ત થઇ નહતી. અભણ, ભોળા અને ગામડાના ગરીબ માણસોના નામના ખોટાં ખત તૈયાર કરી લલ્લુભાઈ તે બિચારાં નિરપરાધી માણસ પર ક્રૂર થઇને દાવો બાંધતો અને ખોટા સાક્ષીઓ ઉભા કરી. તે તેનાં ઘરબાર વેચાવી નાણાં વસુલ કરતો. એક વખતે તેની સાથે કોઇએ તકરાર કરી કે, તેના ઉપર તે અનેક પ્રકારના અત્યાચાર કરી, ખોટાં ખોટાં તોહમતાં મુકી, તેને જડમૂલથી ઉખેડી નાંખ્યા શિવાય સ્વસ્થ બેસતો નહીં. તેના નિર્લજ્જ અને દયાહીન મનને કોઇ વાતની લાજ લાગતી નહતી. ધર્મ, નીતિ અને કર્તવ્યજ્ઞાન એ તેના પાપથી પચેલા અંતઃકરણમાંથી, સદાને માટે વિદાય થઇ ગયાં હતાં. એટલે શું એ તેણે કદી સ્વપ્નામાં પણ જાણ્યું નહતું!

પિતાની મજુસમાંથી રોકડા દશ હજાર રૂપિયા, અને દરદાગીના સાથે લલ્લુભાઇએ આસામીઓનાં ખત-

ખાતાં પણ ચોરી લીધાં હતાં, એ વાંચકોના સ્મરણમાં હશેજ. થોડાક મહિના જવા દઇ તેણે ખતખાતાં લખી આપનારા દરેક આસામીઓને એકાંતમાં બોલાવ્યા. લલ્લુભાઈ તેમને યુક્તિથી સમજાવી કહેવા લાગ્યો—"જુવો! તમારા ઉપર વ્યાજ સુદ્ધાં આટલી રકમ લ્હેણી પડે છે. આ રહ્યું તમારું ખત; હવે તમે મારી વાત માનીને આ મુદ્દલ રકમનો હમણાં ને હમણાં નિકાલ કરશો તો હું બધું વ્યાજ મૂકી દઇશ; અને તમારું ખત તમારા દેખતાં ફાડી નાંખીશ!"

લલ્લુભાઈનો આ યુક્તિવાદ ઘણા આસામીઓને પસંદ પડયો. કોઇએ અડધા, કોઇએ એક તૃતીયાંશ તો કોઇએ એક ચતુર્થાંસ રકમ આપી પોતાના કરજનો નિવેડો કરી નાંખ્યો. આટલા બધા આસામીઓમાંથી, એક આસામી તેના માથાનો મળ્યો, તેણે લલ્લુભાઇને ચોખ્ખે ચોખ્ખું કહી દીધું—" મારું જે વ્યાજણી દેવું છે, તેની પૈએ પૈ નહીં આપું તો પરમેશ્વરનો ગુન્હેગાર ઠરું. માટે તમારા ત્રણે ભાઈઓની રુબરુ હું તો મારો નિકાલ કરીશ. એમ કંઇ ચોરી છુપીથી મારાથી નીકાલ નહીં થાય."

આવી રીતે લલ્લુભાઈએ ઓછામાં ઓછા પાંચ સાત હજાર રૂપિયા કૂટી કહાડયા. મણિલાલને તેણે સ્હેજ પણ ખબર પડવા દીધી નહીં. મણિલાલ બુદ્ધિનો એવો બળીઓ હતો કે, પાસે છતાં પણ તે કંઈ જાણી શકયો નહીં! ચોરી લીધેલા દાગીના પણ હવે લલ્લુભાઇના જ થયા. ઘરેણાં મુકનારા માણસોએ, જ્યારે સાંભળ્યું કે, તે ચોરાઇ ગયાં છે, ત્યારે તેઓ પૈસા આપીને છોડવવાની ભાંજગડમાં પડયાં નહીં. એથી ગુલાબના આનંદનો પાર

રહ્યો નહીં! આ રીતે દાવ સાધ્યા પછી, પિતાની સ્થાવર મિલકત પર લલ્લુભાઈની દૃષ્ટિ પડી. તેપણ પચાવી પાડી પોતાના ભાઈઓને ભીખ માંગતા કરવાનો તેણે વિચાર કર્યો! પૈસા ટકા તો છાનામાના ચોરી શકાય, પણ જમીન કંઈ ચોરી શકાય નહીં; કોઈ પણ સરસ યુક્તિ કર્યા વિના આ વિચાર પાર પડશે નહીં; એવું તેણે મનમાં ધાર્યું. ગુલાબનો ભાઈ કાલીદાસ સુરતમાં મુખત્યારનો ધંધો કરતો હતો, તેને લલ્લુભાઈ મળ્યો. બન્ને જણાએ મસલત કરી, પરમાનંદદાસના નામનું એક ખોટું વશીયતનામું બનાવ્યું. તેની અંદર એટલું જ લખવામાં આવ્યું કે, "સ્થાવર મિલકતમાં જે કંઈ હોય તે મોટા છોકરા લલ્લુભાઈએ લેવી; અને મણિલાલ તથા જગમોહને જે કંઈ રોકડ અવેજ હોય તે સરખે ભાગે વ્હેંચી લેવો. તેનાપર લલ્લુભાઈનો કોઈ પણ પ્રકારનો હકક નથી." આ બનાવટી વશીયતનામા ઉપર પરમાનંદદાસની સહી જેવીજ આબેહુબ. સહી કરવામાં આવી. ગુલાબના ભાઈ કાલીદાસે અને તેણે ઉભા કરેલા બીજા ત્રણ જુઠા સાક્ષીઓએ, તે વશીયતનામા ઉપર સાક્ષીઓ કરી. આવી રીતે લલ્લુભાઈએ આ બનાવટી વીલની પુરેપૂરી તૈયારી કરી મુકી; પરંતુ તેના પાપનો ઘડો હજુ ભરાયો નહતો. લલ્લુભાઈએ તુરત વેળા તે વશીયતનામું એમને એમ રહેવા દીધું. પોતાના પિતાએ વશીયતનામું કરી, સઘળી સ્થાવર મિલકત મને આપી છે, એવી અફવા તેણે ચોતરફ ફેલાવી દીધી! તેને બીક કેવલ જગમોહનની હતી. "હમણા વશીયતનામું બહાર પાડીયે તો, સઘળા માણસો ખાત્રીથી તેના પક્ષમાં જશે, અને આ વશીયતનામું ખરું ઠરાવવાનું

કામ પછી કઠીન થઈ પડશે. એટલું જ નહીં પણ કદાચ બાજી બગડી જાય તો, ખોટું વશિયતનામું બનાવ્યા બદલ ઝાંઝરીયા ખખડાવવા પડે; માટે વખત આવતા સુધી ધીરજ ધરવી." આવા વિચારે તે બંધ રહ્યો. મણિલાલની તો તેને બીકજ ન હતી. "ઘણું થયું તો પાંચ પચ્ચિસ રૂપિયા ફેંકયા એટલે મણિલાલનું મ્હોંડું બંધ" એ પૂરે-પૂરા અનુભવથી લલ્લુભાઇ જાણતો હતો.

## પ્રકરણ ૨૭ મું.

## જેવા ને તેવું.

આવી લજ્જાસ્પદ નીચ વર્તણુંકથી, લલ્લુભાઇએ બધાની સાથે શત્રુતા બાંધી લીધી. સૌ કોઇ ખુલ્લી રીતે તેની નિંદા કરવા લાગ્યાં; પરંતુ લલ્લુભાઇને એનું કંઇ લાગ્યું નહીં. ઉલટો તે જગમોહન, લક્ષ્મી અને પોતાની મા ઉપર બળવા લાગ્યો. એ ત્રણેને માટે તેના મનમાં ધુંધવાઈ રહેલો ક્રોધાગ્નિ દિવસે દિવસે વધારે પ્રજવલિત થતો ગયો. તેમનું અનિષ્ટ કરવા માટે અનેક પ્રકારના ભયંકર રાક્ષસી વિચાર તેના દયાવિહીન પાપી હૃદયમાં ઉપજવા લાગ્યા. આ વખતે બે મહિનાની રજા લઈ જગ-મોહન ઘેર આવ્યો હતો. તેના અનેક સદ્ગુણો જોઈ સાહેબ તેનાપર ઘણા ખુશ થયા હતા. આ વખતે જગમોહનને ઘેર આવવા માટે તેમણે બસો રુપિયા બક્ષીસ આપ્યા હતા; એટલું જ નહીં પણ રજા ઉપરથી પાછા ફરતી વખતે, દર મહીને દોઢસો રુપિયાનો પગાર આપવાનું સાહેબે કબુલ કર્યું હતું.

આ હકીગત સાંભળી લલ્લુભાઇને મર્માંતિક વેદના થવા લાગી. તે અત્યંત ભયભીત બન્યો. પોતાના પેટનો છોકરો મરી ગયો હોત તો તેને આટલું બધું દુઃખ લાગત નહીં! જગમોહનને બ્રહ્મદેશ જવાને લગભગ દોઢ વરસ થવા આવ્યું હતું. ત્યાંના હવા પાણી જો કે તેની પ્રકૃતિને જોઇએ તેવાં અનુકુલ ન હતાં; પરંતુ ઘેર આવ્યા પછી આઠ દશ દિવસમાં તેની પ્રકૃતિ સુધરી જતી હતી. આ દોઢ વરસના અરસામાં, તેણે સઘળો ઘર ખરચ કહાડી, પાંચ પૈસા ભેગા કર્યા હતા; હવે જગમોહનને ઘણી આશા ઉપજી. પોતાની વૃદ્ધ મા અને સ્ત્રીના કહેવા ઉપરથી તેણે અડધું બાકી રહેલું ઘર ફરી બંધાવવાનો વિચાર કર્યો; અને તેને માટે, છો, લાકડાં, ચુનો વિગેરે જોઇતો સામાન ખરીદ કર્યો. આવતે વરસે વળી કંઈ પૈસા બચે તો, ફરી આવી રીતે રજા લઈ ઘર બાંધવાનું કામ પુરું કરવું; એવો મનમાં ને મનમાં તેણે વિચાર કીધો. માના અતિશય આગ્રહથી જતાં જતાં તેણે છોકરાને માટે ન્હાની ન્હાની બે ત્રણ સોનાની જણસો કરાવી લીધી. જ્યાં ત્યાં જગમોહનના વખાણ થવા લાગ્યાં. કેટલાક દિવસ સુધી તો, લક્ષ્મી અને સુનંદા ડોશીનું દુઃખ દૂર થયું.

ઘર બાંધવાને માટે આણેલો સરસામાન અને તેજ પ્રમાણે છોકરાને પ્હેરાવેલી મોટી મોટી જણસો જોઇ, લલ્લુભાઇ અને ગુલાબ અદેખાઇથી બળવા લાગ્યાં. ગુલાબ એક દિવસે મ્હોડું ચ્હડાવી પોતાના પતિને કહેવા લાગી– "તેને દુનિયામાંથી પાર કરવા તમે તૈયાર થયા હતા કે, પણ હજુ તેને બે વરસ નોકરી કરવા દો. એટલે તમને મ્હોં સંતાડી ઘરમાં બેસવાનો વખત નહીં આવે તો મને કહેજો!

જુવો ઘર બાંધવાને માટે તેણે કેટલો બધો સરસામાન લીધો છે! ગમે તેવો પણ તે સારો ભણેલો અને હુશીયાર છે; તમારા જેવો મૂર્ખ નથી! આઠ દશ રુપિયાની નોકરી હતી, તે પણ તમે તો ગુમાવીને બેઠા છો!"

ગુલાબના પ્રત્યેક શબ્દો લલ્લુભાઇના અંતઃકરણને વીંધવા લાગ્યા. તે મ્હોંડેથી તો એક શબ્દ બોલ્યો નહીં, પરંતુ તેના હૃદયમાં અગ્નિનો ભડકો સળગ્યો. મુખમુદ્રા કાવરી બાવરી બની ગઈ; કોઇ ભયંકર વિચાર તેના મનમાં આ વખતે ઘોળાતો હતો; એમ તેના હાવ ભાવ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું.

રજા પુરી થતાં જ, સર્વની વિદાયગીરી લઈ જગમોહન ફરી બ્રહ્મદેશ જવા નિકળ્યો. જતી વખતે તેણે પોતાની મા અને પત્નીને, દરેક વાતો સહન કરવા માટે પહેલાના જેવું આગ્રહથી કહ્યું. જગમોહનને વિદાય કરતાં. સુનંદાનું હૃદય પુત્રના પ્રેમથી ગદ્ગદિત થઈગયું. અશ્રૂપૂર્ણ નેત્રે તેણે પોતાના પુત્રને અનેક આશીર્વાદ દીધા. લલ્લુભાઇ અને ગુલાબે શુભ આશીર્વાદ દેવાને બદલે જગમોહનના મૃત્યુની અશુભ કામના મનમાં ઇચ્છી. મણિલાલે શુભ આશીર્વાદે દીધો નહીં તેમ અશુભ શાપે દીધો નહીં; પરંતુ જડાવે આ વખતે પોતાના ન્હાના દીયરને મોકલું મન કરીને શુભ આશીર્વાદ દીધો. લક્ષ્મીને અપાર દુઃખ સહન કરતી જોઇ, જડાવના હૃદયમાં ધીરે ધીરે દયાનો સંચાર થતો હતો. પતિના મૂર્ખ સ્વભાવથી તેના ઘર સંસારની સ્થિતિ દિવસે દિવસે બગડતી જતી હતી. એથી તેને વખતો વખત ઘણું દુઃખ સહન કરવું પડતું હતું એટલે તે-લક્ષ્મીના દુઃખની કલ્પના કરતાં શીખી હતી; અને એજ કારણે તેનું

મન લક્ષ્મીના તરફ ધીરે ધીરે પ્રેમથી વળતું હતું. આથી તે જગમોહનને મોકલે મને આશીર્વાદ દેવાને પ્રવૃત્ત થઇ હતી. લલ્લુભાઇના વિચારે ચાલી પોતાનો પતિ સારું કામ કરતો નથી, એ પણ ધીરે ધીરે તેનાં ધ્યાનમાં ઉતર્યું.

જગમોહનના ગયા પછી, લલ્લુભાઇ પોતાના નીચ, પશુતુલ્ય વર્તનથી, ફરી પોતાની મા અને લક્ષ્મીને દુઃખ દેવા લાગ્યો. તેમને દુઃખી કરવા માટે, તેમને કોઇ પણ રીતે સતાવવાને માટે તે નવી નવી યુક્તિઓ શોધવા લાગ્યો. શોધેલી યુક્તિનો અમલ રાત્રે, તેમના છાપરપર પથરા મારવામાં કે તેમના બારણા વચ્ચે મળમૂત્ર ફેંકવામાં થતો ! આ અધમાધમ કૃત્ય બદલ લલ્લુભાઇને કંઇ પણ લાજ લગાતી નહતી ! એક દીવસે એવું કંઇ થયાથી સહવારના પહોરમાં સુનંદા ડોશી દુઃખથી સંતાપ પામીને બોલ્યાં–"અમને વિનાકારણ જે કોઇ દુઃખ દેતું હશે તેને પરમેશ્વર કદી પણ સુખે ઠરવા દેવાનો નથી; મુવાનું સત્યાનાશ ગયા વિના રહેવાનું નથી !"

રેવા પણ આવીજ રીતે ગાળો દેવા લાગી. તકરાર કરવા માટે તો લલ્લુભાઇ ટાંપીને બેશી રહ્યો હતો. તે ગુસ્સાથી બહાર આવી બોલ્યો–"સહવારના પહોરમાં તું આવી રીતે ગાળો દે છે પણ યાદ રાખજે હો, મારાથી આ સહન થતી નથી; હવે છાની રહીશ તો ઠીક; નહીં તો તારું માથું જ ફોડી નાંખીશ, સમજી ! !"

પોતાના છોકરાના મ્હોંડામાંથી આ બ્હાર પડેલા કટુ શબ્દો સાંભળી સુનંદા રડતાં રડતાં બોલી–"ભાઇ રે ! મેં તો કોઇનુંયે નામ લીધું નથી, તેમાં તને આટલી બધી રીશ શાની ચ્હડી ? મારા જેવી ડોશીનું માથું ભાંગવાથી

તને સુખ મળતું હોય તો તેમ કર. હું જ્યારે તારી મા હઈશ અને તને નવ મહીના પેટમાં રાખ્યો હશે તો પરમેશ્વરને ત્યાં આનો ન્યાય થયા વિના રહેવાનો નથી !"

"હવે તું છાની રહે છે કે નહીં ? કહીયે છીયે ત્યારે વધારે તે વધારે ગાળો દેતી જાય છે. ઉભી રહે, તારી ખોડ જ ભાંગી નાખું છું" એટલું કરી, ક્રોધથી અંધ થયેલો લલ્લુભાઈ, હાથ ઉંચકી માના શરીરપર ધસ્યો !

"મુવા કુલાંગાર ! શામાટે તું મારા પેટે જનમ્યો ?!' એટલું કહી ડોશી મોટેથી રડવા લાગી આડોશીઓ પાડોશીઓ ત્યાં ભેગાં થઇ ગયાં. મણિલાલે વચ્ચે પડી, લલ્લુભાઈને વાર્યો !

"નકામા ન રડો ! રડવાથી શું વળનાર છે ! આ સઘળા નસીબના વાંક છે !" એવું કહી લક્ષ્મી પોતાની સાસુજીનું સમાધાન કરવા લાગી. ડોશીને આ પ્રસંગે જગમોહનનું સ્મરણ થયું, તે હોત તો આવો અનિષ્ટ પ્રસંગ આવત નહીં. એમ તેના મનને લાગ્યું. "જગમોહન જગમોહન !" એમ કહી તે ચોધાર આંસુએ રડવા લાગી. એટલામાં પાડોશમાંથી ધનકોર વહુ તેની પાસે આવી, સુનંદાને ધીરજ દેતાં તે બોલી–"શું કરવા રડો છો કાકીજી ? તમારો જગમોહન પરમેશ્વરની કૃપાથી દુનિયામાં હયાતી ભોગવશે તો આ સઘળું દુઃખ ફેડશે; છાના રહો–"

ધનકોરનું બોલવું ગુલાબને સ્હેજપણ રૂચ્યું નહિ તે મ્હોંડું ચ્હડાવીને બોલી–"હા, હા, જગમોહન, જગમોહન કરીને તમે આખો દિવસ રડશો નહીં તો બીજું શું કરશો ? જાણે એનો જગમોહન ખરેખર સ્વર્ગમાં ગયો હોય એમ રડારડ ! ભર્યાં ઘરમાં મુવું આ શું આખો દિવસ !"

ગુલાબને ફરી આવા અશુભ વચનો ઉચ્ચારતી જોઇ, સુનંદા અને લક્ષ્મી પાછા રડવાં લાગ્યાં. લક્ષ્મીને રડતી જોઇ, તેની કેડ ઉપરનું કોમળ બાળક પણ રડવા લાગ્યું. ધનકોર ગુલાબને તિરસ્કારથી કહેવા લાગી–"જાઓ, જુઓ, ગુલાબ ભાભીજી ! આવું અશુભ બોલવું તમને ઘટતું નથી. વિના કારણ બીજાને દુ:ખ દીધાથી, પરમેશ્વર કદી પણ આપણું સારું કરતો નથી."

ગુલાબથી આ શબ્દો કેમ સંભળાય ? તેણે તરત જ ગાળો દઈને ધનકોરને નસાડી મુકી. આણી તરફ મણિલાલ વચ્ચે પડયો, એટલે માની ખોડ ભાંગવાની લલ્લુભાઇની યુક્તિ પાર પડી નહીં. આજ કોઇ પણ રીતે બરાબર ખબર લીધા વિના, તેનો ક્રોધાગ્નિ શાંત થાય એમ નહતો. સુનંદાની સાથે રેવા પણ બોલતી હતી, લાલચોળ આંખો કરી લલ્લુભાઇ તેના તરફ ગયો. રેવાએ અત્યાર સુધી ઘણું સહન કર્યું હતું; પરંતુ લલ્લુભાઈનું આજનું લજ્જાસ્પદ વર્તન, તેનાથી કોઇ પણ રીતે સહન થઇ શકયું નહીં ! તે મોટી મોટી બૂમો પાડીને બોલવા લાગી. લલ્લુભાઈ ચીડાઇ ગયો અને ક્રોધથી અધિર થઇ ને, તે ગરીબ ચાકરડીપર તેણે હાથ ઉંચકયો. આ જોઈ રેવાનું માથું ભમી ગયું, પોતે શું કહે છે તેનું તેને ભાન ન રહ્યું. હાથમાં સાવરણી હતી, તેના બુંધાનો તેણે લલ્લુભાઇના માથાપર, મ્હોંડાપર અને બરડાપર યથાયોગ્ય પ્રયોગ કર્યો ! મણિલાલ ફરી વચ્ચે પડયો. તે મોટી મહેનતે લલ્લુભાઇને ત્યાંથી દૂર લઈ ગયો. રેવા કોઇનું પણ સાંભળતી નહતી. તે ગાળો દેતી દેતી ત્યાં જ ઉભી રહી. લક્ષ્મીએ વીનવી વીનવીને તેને છાની રાખવા માંડી પરંતુ કોઈ પણ રીતે છાની રહી નહીં

છેવટે ગમ્મત જોવાં મળેલાં માણસોમાંથી, કોઇએ તેને ચડાવી હોય કે પછી પોતાની ઇચ્છાથી હોય; તેણે લલ્લુભાઈપર પોતાને માર મારવા બદલ પોલીસગેટપર ફરિયાદ નોંધાવી પોતાના બચાવને માટે, લલ્લુભાઈપર તેણે સાવરણીનો પ્રયોગ કર્યો હતો, એ વાત પણ તેણે કહી પોલીસે મેજીસ્ટ્રેટ સાહેબને ત્યાં કેશ મોકલ્યો. લલ્લુભાઇ ઉપર, મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાંથી પહેલાં સમન્સ નિકળ્યો. પરંતુ નીમેલી તારીખે, કોર્ટમાં હાજર રહેવાને લલ્લુભાઇને કંઇ અગત્ય જણાઇ નહીં! મેજીસ્ટ્રેટ સાહેબે ધાર્યું કે, લલ્લુભાઈ જેવા શ્રીમંત માણસને બોલાવા માટે આપણે સીપાઇ વિગેરે કંઇ મોકલ્યું નહીં; એ આપણી ભુલ થઇ! તેમણે તરત જ લલ્લુભાઇને બોલાવા માટે યોગ્ય આવકાર સાથે પોતાની સહીનું વારંટ કહાડી પોલીસને હવાલે કીધું! તેની સાથે જ પોલીસના બે સીપાઇઓ નિકલ્યા; અને તરત જ લલ્લુભાઇને તેમની ખુશી નહીં છતાં, તેઓ તેને કોર્ટમાં લઇ આવ્યા અંતે મોટા પ્રયાસથી તેઓ જામીનપર છુટા થયા. પાણીની પેઠે પૈસો ખરચીને તેમણે મોટા મોટા વકીલો પોતાને માટે રોકયા ફરિયાદ કેવલ ખોટી છે, એવો બનાવટી પુરાવો પણ કોર્ટ સમક્ષ રજુ થયો; પરંતુ તેનો કશો પણ ઉપયોગ થયો નહીં. મેજીસ્ટ્રેટ સાહેબે તેનાપર કિંવા તેના સાક્ષીઓ ઉપર સ્હેજ પણ ભરોસો રાખ્યો નહીં. તેઓ સાહેબ બોલ્યા—"રેવાએ કોર્ટ સમક્ષ કહ્યું છે કે, પોતાના બચાવ માટે, આરોપી ઉપર તેને સાવરણીનો પ્રયોગ કરવો પડયો છે. તેનું આ કહેવું કોર્ટ તદ્દન ખરું માને છે. તેના કેહવાપરથી ચોખ્ખું સમજાય છે કે, આરોપીએ પહેલા તેને મારી નહત તો, તેને સાવરણી

ઉંચકવાનો કદી પણ પ્રસંગ આવત નહીં. આરોપી જેવો સંભવિત કુલીન માણુસ આવા પ્રકારનું વર્તન રાખે, એ ઘણું લજ્જાસ્પદ અને અક્ષમ્ય છે. હું આરોપીને બસો રુપિયાનો દંડ કરું છું. આ દંડની રકમમાંથી સો રુપિયા, ફરિયાદી બાઇ રેવાને તેણે આપવા.”

લલ્લુભાઇ દંડની રકમ ભરી છુટા થયા ! તેને આવી શિક્ષા થઇ તેથી ઘણા ખરા આનંદ પામ્યા. રેવા સો રુપિયા લઇને ખુશીથી પાછી ઘેર ફરી.

## પ્રકરણ ૨૮ મું.

### ઘર બળ્યું !

બળતામાં ઘી હોમાયું. લલ્લુભાઈ બ્હાવરો બની ગયો. દંડ ભરી આવ્યા પછી, તેનું પાતકી હૃદય વેરથી બેફામ બન્યું. નરહત્યા, સ્ત્રીહત્યા, શિશુહત્યા, ગૃહદાહ ઇત્યાદિ અનેક અધમ વિચારો તેનાં મનમાં આવવા લાગ્યા; પરંતુ વિચાર થયા છતાં, તે પ્રમાણે કામ થતું નથી, એ માટે તેને પોતાની જાતપર ધિક્કાર આવવા લાગ્યો. યુદ્ધનો આરંભ થતાં પહેલાં રણપટુ સેનાપતિને જેવું એક પ્રકારનું અપૂર્વ સ્ફુરણુ અને ઉત્સાહ ઉત્પન્ન થાય છે; અને તેથી તે જેવો તન્મય બની જાય છે; તેવી જ અવસ્થા હાલ લલ્લુભાઈની હતી. કેવળ વિચાર કરીને બેશી રહ્યાંથી તેના મનનું સમાધાન થતું ન હતું. હાથથી કોઇ પણ કામ કરી બતાવવાને માટે તે અતિશય અધીર બન્યો. દંડ ભરતી વખતે તેણે ભીષ્મપ્રતિજ્ઞા કરી હતી કે, આજથી સાત દિવસમાં, આનું વેર લઇશ ત્યારે જ લલ્લુભાઈ નામ

ધરાવીશ; પરંતુ એ વાતને આજે પંદર દિવસ થઇ ગયા હતા, તથાપિ તેનાથી કંઈ બની શકયું ન હતું. અત્યાર સુધીમાં તેણે એવી કેટલીક પ્રતિજ્ઞા કરી હતી, પરંતુ તે પૈકી એક પણ પ્રતિજ્ઞા હજુ સુધી સિદ્ધિ પામી ન હતી; અને તેથીજ તે ડસેલા સર્પની પેઠે વેરની અગ્નિથી બળતો હતો.

આજ કૃષ્ણપક્ષની એકાદશીની રાત્રી છે. જ્યાં ત્યાં ગાઢ અંધકાર પથરાઈ ગયો છે. આંખમાં આંગળી ઘાલે તોપણ મ્હોં સામુંનું માણસ જોવાની મારમાર! આ વખતે અતિશય સાવધાનપણે એક માણસ કોઇ વસ્તુને હાથમાં લઈ જગમોહનના ઘર પાસે આવ્યો. જરા ઝાડનું પાંદડું પડે તો તે અવાજથી આ માણસ ચમકતો હતો. ઝાડ ઉપરના પક્ષીઓ સ્હેજ પાંખો હલાવે તો આ માણસ ભયભીત થતો હતો. આ વખતે રાત્રીનો ત્રીજો પ્રહર વીતિ ગયો હતો. જ્યાં ત્યાં શૂન્યતા પ્રસરી ગઈ હતી. ઘરમાં માણસો નિદ્રા દેવીની શાંતિજનક શોડમાં નિરાપદ થયાં હતાં. આવી મધ્ય રાત્રી વખતે આ માણસ અહીં શું કરવા આવ્યોં હશે? તે ચોરના જેવાં હળવે હળવે પગલાં ભરી પહેલાં આગળા બારણે આવ્યો અને ધીરે રહીને તેણે બહારના બારણાં બંધ કર્યાં તેવીજ રીતે પાછલે બારણે જઇ, તેણે તે પણ બારણાં એવી જ રીતે વાસ્યાં! અને ફરીને પાછો પહેલાના ઠેકાણે આવ્યો. એટલામાં સુવર્ણની થાળી પ્રમાણે, પૂર્વ ક્ષિતિજમાં ધીરે ધીરે ચંદ્રબિંબ દૃષ્ટિગોચર થવા લાગ્યું; તેની સાથે જ તેણે ગભરાઇને ત્યાં પડેલા લાકડામાં અગ્નિનો ગોટો મુંકયો! આખા દિવસના તાપે તપીને સુકાયેલાં લાંકડાં કડકડ ચેતવાં લાગ્યાં. ઘરની એક બાજુએ પડેલા લાંકડાં સારી રીતે ચીતી નીકળ્યાં;

એ જોઇ તે મનુષ્ય દેહધારી રાક્ષસે, મણિલાલના બારણાં તરફ દોટ મુકી ! એટલામાં ઘરની બાનુનો એક વાંસડો બળીને કડકડ દઇને નીચે પડયો. તેના અવાજની સાથેજ, રેવા જે બહાર સુતી હતી, તે એકદમ ચમકીને જાગી ઉઠી. કોઈ માણસ મણિલાલના બારણા તરફ ન્હાસે છે, એવું તેને જણાયું. તેની સાથે જ "કોણ છે એ?" એવો આંખો ચોળતાં તેણે પ્રશ્ન કર્યો; પરંતુ તેનો કંઇ પણ ઉત્તર મળ્યો નહીં એ જોઇ "ચોર ચોર!" કરી તે બહાર આવી અને મોટી મોટી બૂમો પાડવા લાગી. તેની બૂમો સાંભળી રામો જાગી ઉઠયો. તેણે જોયું તો કડકડ શબ્દે બધું ઘર બળતું હતું ! હવે શું કરવું એ તેને સૂઝયું નહીં. સુનંદા અને લક્ષ્મીના નામની તેમણે મોટી મોટી બૂમો પાડવી શરુ કરી. આ ગડબડ સાંભળી તેઓ બન્ને જણાં જાગી ઉઠયાં સુનંદાએ "શું છે રેવા?" એવું ગભરાઇને પુછ્યું.

"અરે સત્યાનાશ વળ્યું ! બારણાં ઉઘાડો બારણાં–આગ લાગી આગ–" રેવા એક સરખી બૂમો પાડવા લાગી !

સંકટ સમયે બુદ્ધિનો લોપ થાય છે; એ કહેવું કંઈ ખોટું નથી. આ વખતે પણ એમજ થયું. બહાર રામો અને રેવા "બારણા ઉઘાડી બહાર આવો, બારણા ઉઘાડી બહાર આવો" એવી તાણીતાણીને બુમો પાડતાં હતાં. પરંતુ લક્ષ્મી અને સુનંદાને બારણાં કર્યાં છે તે કેમ કરતાં જડે નહીં. ઘણીવાર આમ તેમ તપાસ કર્યાં પછી, એક બારણું તેમને હાથ લાગ્યું. પણ તે કેમ કરતાંયે ઉઘડયું નહીં સુનંદા અને લક્ષ્મી "આ બારણું નથી ઉઘડતું એને ઉઘાડો એને ઉઘાડો" એવી અંદરથી મોટી મોટી બૂમો પાડવા લાગ્યાં, પરંતુ તેમની બૂમો બહારના માણસોથી સંભળાઈ

નહીં! બહાર પણ જોઇએ તેટલું બૂમરાણ થતું હતું. કોઈ કોઇનો શબ્દ સંભળાતો ન હતો. બહારથી સઘળા માણસો મોટી મોટી બૂમો પાડતાં હતાં. બારણા બહારથી બંધ છે; તેના તરફ હજુ સુધી કોઇનું ધ્યાન જ ગયું ન હતું. અગ્નિની જ્વાલા ભયંકર રીતે પ્રકટી નીકળી. રેવા બિચારી રડી રડીને બ્હે બાકળી બની ગઇ! અહીં માથા ઉપર અગ્નિની જ્વાલાઓ આવે છે, અને હજુ સુધી આપણને બહાર નિકળવાનો માર્ગ મળતો નથી; એ જોઇ અંદરથી લક્ષ્મી અને સુનંદા હૃદયભેદક ચીશો પાડવા લાગ્યાં! એટલામાં મણિલાલ અને જડાવ આ બૂમરાણથી જાગી ઉઠયાં! આસપાસના માણસો પણ ત્યાં એકઠાં થઇ ગયા, પરંતુ લલ્લુભાઇનું બારણું હજુ સુધી ઉઘડયું નહીં આખું ઘર ચેતી ગયું. સુનંદા લક્ષ્મી અને તે કોમલ બાલકને હવે ખરેખર બળી મરવાનો વખત આવ્યો!! ચારે તરફથી અગ્નિની ભયંકર જ્વાળા તેમને વીંટળાઇ વળી હતી. મણીલાલ રડવા લાગ્યો. જડાવ તો આ જોઇને બેહોશ બની ગઇ. એકઠાં થયેલાં માણસોમાંથી કોઇની પણ હિંમત ચાલી નહીં કે, તેઓ પ્રજ્વલિત અગ્નિની પ્રચંડ જ્વાલામાંથી ત્રણ જીવને બચાવે! એ જોઇ મણિલાલને ત્રાસ ઉપજ્યો; પોતાના જીવપર ઉદાર થઇ તેણે અગ્નિમાં ભૂસકો માર્યો! એ જોઇ રામો પણ તેની પાછળ પડયો! બન્ને જણાંએ બારણાં. ભાંગી, મોટી મહેનતે મૃતવત્ થયેલાં ત્રણ મનુષ્યોને અગ્નિના મુખમાંથી બહાર કહાડયાં! સુનંદાને તે દિવસે એકાદશી હતી. ઉપવાસથી ડોશી કલાન્ત થઇ ગઇ હતી. આવી અગ્નિની જ્વાલા તેને અસહ્ય થઇ પડવાથી તે નિશ્ચેત થઇને પૃથ્વીપર પડી. શરીરપર અંગારા પડી જગે

જગે ફોલ્લા ઉઠયા હતા. લક્ષ્મી પણ તેવીજ સ્થિતિને પામી હતી. બાળક તો પાણીથી જુદાં પડેલાં મીન પ્રમાણે તરફડતો હતો ! જડાવે તેમને પોતાના ઘરમાં લીધાં; તે અને રેવા મોટી મમતાથી, દુઃખથી વિહ્વલ બની તેમને પવન નાંખવા લાગ્યાં !

આણી તરફ આગ હોલવવાનો સઘળો પ્રયત્ન નિષ્ફળ ગયો. મ્યુનિસીપાલિટીના બંબા આવતા પહેલા તો ઘર બળીને રાખોડી થઇ ગયું ! સુતળીનો એક કટકો પણ બ્હાર નિકળ્યો નહીં. લલ્લુભાઇના ઘરના ભાગને પણ થોડું ઘણું નુકશાન થયું. લલ્લુભાઇને બારણું ઉઘાડવાને છેવટનું આજ કારણ મળ્યું. આટલાં બધાં બૂમરાણથી તે જાગ્યો નહીં, પરંતુ જયારે તેના ઘર તરફ આગે ઘસારો કર્યો; ત્યારે બારણાં ઉઘાડી વ્હેલો વ્હેલો બહાર નિકળ્યો અને પોતાના ઘરને આગમાંથી બચવાને માટે તે પ્રયત્ન કરવા લાગ્યો !

## પ્રકરણ ૨૯ મું.

## બે મૃત્યુ !

પ્રાતઃકાળ થયો. ઘર બળીને રાખ થઇ ગયું તોપણ આગ ટાહડી પડી નહીં. રાત્રે એકઠાં થયેલાં લોકો થાકીને પોતપોતાને ઘેર ગયાં. રાતે નહીં આવેલાં લોકોનાં ટોળે ટોળાં તમાશો જોવા આવ્યાં. લલ્લુભાઈ પ્રાતઃકાળ થતાં પહેલાં, કામનું બ્હાનું કરી ઘર બહાર નિકળી પડયો; અને ત્યાંથી પોતાના એક મિત્ર મારફત જગમોહનને પત્ર લખ્યો. તેમાં કેવળ એટલુંજ લખવામાં આવ્યું કે “તમારા ઘરમાં એકાએક આગ લાગવાથી, તેમાં તમારી, મા, સ્ત્રી અને

છોકરો એ ત્રણે બલી મર્યા છે." જગમોહનનું ઘર બાળીને આ રાક્ષસને તૃપ્તી થઇ નહીં; તેથી તેનું અંતઃકરણ બાળવા આવી રીતે તેણે તૈયારી કરી.

આણી તરફ સુનંદા દુઃખથી ટળવળતાં હતાં, જગમોહનનો સકુમાર બાલક મદન "મા મા" કરીને રડતો હતો. લક્ષ્મીની પ્રકૃતિ રાતના કરતા સ્હેજ સારી હતી. સુનંદા ડોશીના માથા ઉપર, છાતી ઉપર અને જમણા પગપર બળતા અંગારા પડવાથી ફોલ્લા ઉઠયા હતા; અને તેથી તેઓ અતિશય વિદ્રૂપ દેખાતાં હતાં. મદન તો કોમળ અર્ભક! અગ્નિની ભયંકર જવાલાથી, તેનું કોમલ શરીર રકતવર્ણનું થઇ ગયું હતું. શરીરપર જગે જગે મોટાં મોટાં ફોલ્લાઓ ઉઠયા હતા! તેના શરીરમાં એવી વેદના થતી હતી કે, તેનાથી સુવાતું પણ નહતું, તેમ ઉઠીને બેસાતું પણ ન હતું શરીરપર માનો હાથ અડકતાં તે "મા-મા" કરીને રડી ઉઠતો! લક્ષ્મીને પણ આખે શરીરે એવીજ વેદના થતી હતી, પરંતુ ધીરે ધીરે તેને કંઇક શાંતિ જણાતી હતી. પોતાના કોમલ બાળકનું અને સાસુજીનું આવું દુઃખ જોઈ, તેની આંખમાંથી એક સરખી આંસુની ધારા વ્હેતી હતી. તેઓને અસહ્ય યાતનાથી પીડાતાં જોઈ, તે પોતાનું દુઃખ ભુલી જતી હતી.

જેમ જેમ દિવસ ચડતો ગયો, અને તાપ વધતો ગયો, તેમ તેમ સુનંદા અને મદનની પીડા વધવા લાગી. રામો અને રેવા એ બન્ને જણાં પાસે બેશી તેમને પવન નાંખતાં હતાં. આડોશીપાડોશીઓ જે કોઇ ખબર લેવા આવતાં તેઓ તેમની દશા જોઇને કળકળતા પાછાં ફરતાં!

ત્યાર પછી આગ કેમ લાગી; તે પોતાની મેળે લાગી કે કોઈ દુષ્ટે લગાડી એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયો.

"કોઈ દુષ્ટે આ રાક્ષસી કૃત્ય કરી વેર વાળેલું હોવું જોઇએ. નહીં તો ઘરના છાપરાનો આગલો ભાગ પહેલાં કયાંથી બળે? અને મુદ્દામ જો કોઈ નરાધમે આ કૃત્ય કર્યું ન હોય તો, બન્ને બારણાં આગળથી કેમ બંધ થાય? અરેરે! આવાં દયાલુ, સદ્ગુણી માણસોની સાથે આવું શત્રુત્વ બાંધનારું કોણ હશે? આવાં નિરપરાધી માણસોનો નાહક પ્રાણ લેવાને તૈયાર થનાર નિર્દય રાક્ષસ કોણ હશે?" એમ જે તે બોલવા લાગ્યું.

દુઃખ અને ક્રોધથી રેવા રડતી રડતી બોલી—"હું ખાત્રીથી કહું છું કે, આ મોટાભાઈનું જ કામ છે. મેં મારી આંખે તેમને જતા જોયા છે. આટલા બધા માણસો આગ હોલવવા આવ્યાં, પણ તેમને અમસ્તી નજર સુદ્ધાં કરી નથી!"

રેવાની નજરે જોયેલી વાત ખોટી નથી; તે અહીં કહેવાની જરૂર નથી. રામો બોલ્યો "રેવાની બુમો સાંભળીને હું ગભરાઈને ઉઠયો; અને બહાર આવીને જોઉં છું તો મોટા ભાંઇ પોતાના બારણા આગળ ઉભેલા મને જણાયાં. મને જોઇને તરત જ તેમણે બારણાં બંધ કરી લીધાં.

આવી રીતે અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા. લલ્લુભાઇ પર સઘળાને સંશય આવવા લાગ્યો. પ્રાતઃકાળ થતા પહેલાં તે ઘરમાંથી જતો રહ્યો હતો, તેથી આ સંશય અધિક પ્રબલ થયો આડોશી પાડોશીઓ સર્વ કોઇ તેને ગાળો દેવા લાગ્યાં!

સુનંદા ડોશી બેભાન થઇને પડયાં હતાં. હમણા તેઓ જરા શુદ્ધિમાં આવ્યાં. એટલે તેમના કાનપર આ સઘળી વાતો ગઈ; એ સાંભળી ડોશીનો જીવ વ્યાકુલ થઇ ગયો. કપાલપર હાથ મારી તેઓ બોલ્યાં–"અરે, પ્રભુ! આજ તારા ઘરનો ન્યાય કે? અરે એવાં તે મેં શા પાપ કર્યાં છે કે, હું આ બધું જોવાને જીવી! નારાયણ–"

અસહ્ય સંતાપથી ડોશીએ કપાલપર હાથ માર્યો તે કપાલપરના એક મોટા ફોલ્લાને વાગ્યો. વાગતાની સાથેજ ઘર ઘર ધારે તેમાંનું પાણી નીકળવાથી આંખ અને મ્હોં ભરાઇ ગયું. ડોશી પાછી બેશુદ્ધ થઇ ગઇ.

શરીરની અગ્નિથી મદન માછલાંની પેઠે તરફડતો હતો. અને "મા–મા" કરીને એક સરખી બૂમો પાડતો હતો. ધીરે ધીરે તેનો સ્વર દબાઇ જવા લાગ્યો લક્ષ્મીની આંખમાંથી ચોધાર આંસુઓ પડતાં હતાં, તે બિચારી કઠણ મન કરીને છોકરાની બરદાસ રાખતી હતી. તે કોમલ બાળકની આવી દયાજનક સ્થિતિ જોઇ, તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું. "લક્ષ્મી કંઇ વિચાર કર, છાની રહે!" એવું કહી જડાવ તેને ધીરજ દેતી હતી; પોતાની માનું આવું ઉદાહરણ જોઇને તારી આજે પોતાની કાકી અને દાદીની સેવા કરવા લાગી.

સુનંદા ડોશી ફરી શુદ્ધિમાં આવ્યાં; અને લક્ષ્મીને રડતી જોઇ તેઓ ગદ્‌ગદ્‌ સ્વરે બોલ્યાં–"બ્હેન! લક્ષ્મી! તું રડ નહિ તું રડીશ તો મારો મદન રડી રડીને પ્રાણ કહાડી નાંખશે!"

મદનની કેવી સ્થિતિ થઇ છે, તે હજુ સુધી સુનંદા ડોશીના જાણવામાં નહતી. તેથી તેઓ બોલ્યાં–"કયાં છે

મારો મદન? લાવો તેને જરા મારી પાસે લાવો! આજે આખો દિવસ મેં મારા ભાઇને જોયો નથી!”

રેવા તેને પવન નાંખતી અત્યાર સુધી સ્તબ્ધ બેશી રહી હતી. સુનંદા ડોશીનું બોલવું સાંભળી, હવે તેનાથી સ્તબ્ધ બેશી રહેવાયું નહીં. તે છાતીપર હાથ મારીને બોલી–“મુવાનું સત્યાનાશ જજો! સોના જેવા મારા છોકરાના હાલ હવાલ કરતાં તે મુવો ફાટી કેમ પડયો નહીં?! પરમેશ્વર કરશે તો છ મહિનામાં જ મુવાનું સત્યાનાશ જશે.

ધીરે ધીરે સુનંદા અને મદનની સ્થિતિ અધિકાધિક બગડતી ચાલી. લક્ષ્મીથી તેમની દુ:ખદાયક સ્થિતિ જોઇ શકાતી નહુતી. છોકરાને રેવાના ખોળામાં સુવડાવી; તે એક ખૂણે જઈ લૂગડાંના છેડાથી પોતાની આંખો ઢાંકી રડતી બેઠી! આ અવસર જોઈ ગુલાબે જડાવને પોતાના ઘરમાં બોલાવીને કહ્યું–“આ શું તમારા ઘરમાં પંચાત?! હજુ સુધી તમે તેના તરફ જ છો! આટલું બધું કરવાનું તમારે શું કામ? એથી તમને શું ફાયદો થવાનો હતો? હજુ સુધી તમે લોકોને ઓળખતાં નથી?”

પરંતુ આજે જડાવે, ગુલાબની શીખામણ કાને ધરી નહીં. ગુલાબના રાક્ષસી સ્વભાવની આજે તેને પૂરેપુરી ઓળખ પડી. તેને ધિક્કારી તે ક્રોધથી બોલી–“આ શું ગુલાબ ભાભીજી! તમે આવું તે શું જોઇને બોલતાં હશો? માથાના કાપનારને પણ આવું દુ:ખ જોઇને દયા આવે. ઘરની રખોડી થઇ. પહેરવાને એક લુગડું સુદ્ધાં રહ્યું નહીં; સાસુજી અને સોના જેવો છોકરો, હમણા મરે છે કે ઘડી પછી મરે છે, તેની ખબર નથી. હું ખરું કહું છું કે આવો દેખા-

વહો, કોળના ગરભ જેવો છોકરો મેં કોઇ પણ જગાએ જોયો નથી. વળી જુવો, તે બિચારાઓએ સ્વપ્નામાં પણ કોઈનો અપરાધ કર્યો છે કે? આપણે વિના કારણ તેમને છળીએ છીયે, તેમને અત્યાર સુધી આટલું આટલું દુઃખ દીધું પણ તેમણે મ્હોંડામાંથી એક શબ્દ પણ કદી બ્હાર કહાડયો છે? આવું કોણ સ્હેશે? આવી રીતે તેમને દુઃખ દેવું એ શા કામનું? ગુલાબ ભાભીજી! તમે આટલાં બધાં નિર્દય શાથી થઇ ગયાં?"

બોલતાં બોલતાં જડાવની આંખમાં આંસુ આવ્યાં. ગુલાબ વિફલ મનોરથ થઇ, ત્યાંથી ચાલી ગઇ.

રાત્રે તો તેમની વેદના અતિશય વધી પડી. સુનંદા ડોશીને પોતાની વેદના માટે કંઈ લાગ્યું નહીં પરંતુ બાળકની દુર્દશા સાંભળી, તેમના પ્રાણ દુઃખથી વ્યાકુલ બની ગયા. અત્યંત દુઃખ અને શોકથી સંતાપ પામીને તેઓ જોરથી ગાળો દેવા લાગ્યાં-"જેણે મારા સોના જેવા છોકરાની આવી દુર્દશા કરી છે, તેનું સત્યાનાશ જજો! મારા જેવી ડોશીનો ટળવળાટ લીધો છે; તો મુવાઓ તમે પણ એવો જ ટળવળાટ કરતાં મરજો! પરમેશ્વર તમને કદી પણ સુખે રહેવા દેવાનો નથી!" આવું બોલતાં બોલતાં સુનંદા ડોશી પાછાં બેશુદ્ધ બન્યાં!

લલ્લુભાઈ અને ગુલાબ આ ગાળો સ્પષ્ટ રીતે સાંભળતાં હતાં. એટલું જ નહીં પણ સુનંદા ડોશીના પ્રત્યેક શબ્દોની સાથે તેઓ થરથર કાંપતાં હતાં. ગુલાબના શરીર પર તો જાણે કાંટા ભોકાતા હતા. અને લલ્લુભાઇ તો એથી, ઉંઘમાંથી કદી કદી ઝબકીને ઉઠતો હતો.

ત્રણ પ્રહર રાત્રી ગઈ છે, દીવો ધીમે ધીમે બળે છે, ગઇ રાત્રીના ઉજાગરાથી અને અત્યંત પરિશ્રમથી મણિલાલને ગાઢ નિદ્રા આવી છે. સુનંદા ડોશી શરીરની વેદનાથી કદી કદી બૂમો પાડતાં હતાં. રેવાની પાસેથી મદનને પોતાના ખોળામાં લઇ, લક્ષ્મી સતૃષ્ણ નેત્રે તેને જોતી હતી. જડાવ પાસે જ બેઠી હતી. સઘળા માણસો રડતાં હતાં; તેમાં ધીરજ તો કોણ આપે?

મદનની સ્થિતિ હવે અતિશય ભયંકર થઇ પડી. તેને મોટી પીડા થતી હોય એવાં ચિન્હો સ્પષ્ટ જણાવા લાગ્યાં. વચ્ચે વચ્ચે તે એકદમ ચમકી ઉઠતો હતો. પાછળથી તો લોહીની બે ચાર ઉલટી પણ તેને થઇ ગઇ. શ્વાસોચ્છ્વાસ લેવાની પણ તેને મોટી અડચણ પડવા લાગી. આંખો પણ ફરી ગઇ. લક્ષ્મી અને રેવા તેની આવી દશા જોઇને રડવા લાગ્યાં. જડાવે ગભરાઇને પોતાના પતિને જગાડયો. મણિલાલ આંખો ચોળતો ચોળતો ત્યાં આવીને ઉભો રહ્યો. એટલામાં લક્ષ્મીના ખોળામાં મદનનો પ્રાણવાયુ પરલોકમાં ચાલ્યો ગયો! લક્ષ્મીએ એક હૃદયભેદક ચીશ પાડી જડાવે લક્ષ્મીના ખોળામાંથી મદનનું મૃત શરીર ઉંચકી લઇ પોતાનાં ખોળામાં મુંકયું. હતજ્ઞાન થઇ ગયેલાં સુનંદા ડોશીને આ દુઃખદ વાતની સ્હેજ પણ ખબર પડી નહીં! તેમની અવસ્થા પણ ધીરે ધીરે શોચનીય થતી જતી હતી. તેઓ અજ્ઞાનપણામાં જેમ તેમ લવવા લાગ્યા—"સારું કર્યું ભાઇ–સારું કર્યું આપીશ–તું શું આપવાનો હતો?"–ના–પણ મારા છોકરાને કયાં લઈ જાય છે?–ના–ના–જો મારો ભાઇ રડે છે! ઓ બાપરે! મારો ભાઇ રડે છે! આવ,

મદન–આવ–મારી પાસે! અરે, લુચ્ચા! મારી પાસે પણ આવતો નથી કે?"

ડોશી સ્હેજ અટકયાં અને ફરી રડતાં રડતાં જોરથી બોલ્યા–"લીધો–લીધો–લઇ લીધો મારા લાડકવાયાને–અરે, જગમોહન! દોડ–દોડ–અરે પકડ–પકડ તે મુંવાને! હાય! હાય! મારા જગમોહનને પણ લઈ ગયા!! અરે! નશીબ!!"

પ્રાતઃકાળ થયો, તો પણ સુનંદા ડોશીનો ટળવળાટ મટયો નહીં. "જુવો મુવો પાછો આવ્યો–હવે કોને લઇ જશે? માર–માર–મુવા મારો જીવ લે–હું હવે રડવાની નથી! શા માટે રડું? મારો મદન કાલે મોટો થશે–કોણ કહે છે કે નહીં થાય? મારો લાડકો તો—"

ડોશીના આ અસંબદ્ધ પ્રલાપો સાંભળી, સર્વની આંખમાંથી અશ્રુપ્રવાહ વ્હેવા લાગ્યો! સર્વનાં અંતઃકરણ ચીરાઇ જવા લાગ્યાં! ત્રીજા પ્રહરના સુમારે સુનંદા ડોશી પાછા ઘડીવાર શુદ્ધીમાં આવ્યાં. લક્ષ્મીને ભોંય ઉપર રડતી પડેલી જોઇ તેઓ બોલ્યાં–"ના રડ; બેન ના રડ, આ દુઃખ કંઇ જન્મારો રહેવાનું નથી! પરમેશ્વર તારું સારું જ કરશે! આવ બેન,–મારી પાસે આવ." ત્યાર પછી તેઓ જડાવ તરફ ફરીને બોલ્યા–"જડાવ! મને આજે ઘણો સંતોષ વળ્યો! આવી રીતે સલાહ સંપથી રહેજો. પરમેશ્વર તમારું ભલું કરશે–કેમ ગુલાબ કંઈ જણાતી નથી?"

પણ ગુલાબને કયાં પર્વાહ હતી કે, સાસુ જીવે છે કે મરી ગઈ?! સુનંદા ડોશીએ લક્ષ્મી અને જડાવને મનોભાવથી આશીર્વાદ દઈને જે આંખ ઉંચી કરી–તે કરી!

ઘડીવારમાં તો સુનંદા ડોશી, જીવનમુકત થઇ ગયાં!

——:o:——

## પ્રકરણ ૩૦ મું.

## જગમોહનની માંદગી.

મુલમૈનની હવા જગમોહનની પ્રકૃતિને સ્હેજપણ અનુકૂલ પડી નહીં. ઘરથી આવ્યા પછી કેટલાક દિવસ તો સારા ગયા, પરંતુ પાછળથી તેને તાવ આવવા લાગ્યો. ડૉકટરની દવાથી તાવ જતો નહતો. "હવે થોડા દિવસ દવા કરો, એટલે ખાત્રીથી તાવ જશે." એવું ડૉકટર હમેશ કહેતો હતો, પરંતુ તેના કહેવાનો કંઇ પણ અર્થ હજુ સુધી સર્યો નહીં. વચ્ચે વચ્ચે થોડા દિવસ તાવ આવ્યો નહીં, પરંતુ પછી તો તાવ આવ્યો તે ઉતર્યો જ નહીં. જગમોહનની પ્રકૃત્તિ એથી અસ્વસ્થ થઇ ગઇ. દિવસે દિવસે તેનું શરીર ક્ષીણ થતું ચાલ્યું. આવી સ્થિતિમાં લલ્લુભાઈએ પોતાના મિત્ર મારફતે લખાવેલો પત્ર તેને મળ્યો. જગમોહનને દુઃખ દેવાનો જ તેનો હેતુ હતો, તે આ પત્રથી ઘણે અંશે ફળીભૂત થયો. પત્રના અંદરની હકીકત વાંચતાં જ જગમોહનનું અંતઃકરણ દુઃખથી વિહ્વલ બની ગયું! પત્ની, પુત્ર અને જનનીના અકસ્માત થયેલા મૃત્યુની બીના વાંચતાંજ તેનું હૃદય દુઃખથી ટળવળવા લાગ્યું! તે જ દિવસથી તેનો તાવ વધ્યો અને તે જ્ઞાનશૂન્ય થઇ ગયો!

સ્કોટ સાહેબ આજે તેની ખબર લેવા આવ્યા હતા. જગમોહનની આ અવસ્થા જોઇ તેમણે ડૉકટરને પુછ્યું—"આજે એકાએક આટલો બધો તાવ વધવાનું કારણ શું?"

ડૉકટરને જગમોહનનો ઠીક પરિચય હતો. જગમોહન ઉપર આવેલો પત્ર સાહેબને વાંચી દેખાડી તે બોલ્યો—"પત્ર અંદરની આ દુઃખદાયક બીનાએ, તેના અંતઃકરણને

જબરો ધક્કો માર્યો છે. શારીરિક દુર્બલતાને લીધે, આ દુઃખભાર તેનાથી સહન થયો નહીં!"

એકંદર ચિન્હો કેવાં જણાય છે?"

"સારાં જણતાં નથી; માનસિક દુઃખ ઓછું થયા વિના, આ દુઃખમાંથી બચવું કઠીન છે. તેનું એ દુઃખ નિવારણ કરવાનો કોઇ માર્ગ પણ જણાતો નથી!"

સ્કોટ સાહેબની મુખમુદ્રા ચિંતાગ્રસ્ત થઈ. ઘણીવાર સુધી તેઓ એકી નજરે જગમોહનને જોઇ રહ્યા. જગમોહન જ્ઞાનશૂન્ય થઇને પડયો હતો. વચ્ચે વચ્ચે બબડતો હતો. સાહેબ આવ્યા છે એવી ખબર પડવી તેને શકય નહતી અંતે એક નિશ્વાસ મુકી, સાહેબે ડૉકટરને પૂછ્યું-"જુવો તમારાથી થાય તેટલી મહેનત કરો. તમારૂં ધ્યાન પહોંચતું હોય તો બીજા કોઇ ડૉકટરને સાથે લાવો તમે કહેશો તેટલા હું પૈસા ખરચીશ તેની સ્હેજ પણ તમારે ફિકર કરવી નહીં આને તમે બચાવશો તો હું તમારા શ્રમનો સારો બદલો આપીશ!"

"મહેનત કરવામાં હું કંઈ કસર કરવાનો નથી, પરંતુ યશ આપવો એ જગત્નિયંતાના હાથમાં છે."

રૂમાલવતી કપાલપરનો પરસેવો લુંછતાં લુંછતાં સાહેબ ત્યાંથી ચાલ્યા ગયા. તેમને ઑફીસનું કંઇ કામ સુઝતું નહતું. જગમોહન ઉપર તેમનો ઘણો સ્નેહ ચોટયો હતો. તેથી જ તેમણે જગમોહનને પોતાનો મુખ્ય મૅનેજર નીમ્યો હતો. જગમોહન નોકરીપર ચડયા પછી, આઠ આઠ દશ દશ દિવસ સુધી જો સાહેબ કામપર ધ્યાન ન દે, તો પણ ચાલે; એવો સાહેબનો પૂર્ણ વિશ્વાસ તેણે મેળવ્યો હતો.

ડૉક્ટર સાહેબ, ખરેખર મહેનત કરવામાં કંઇ કચાશ રાખતા નહુતા. સ્કોટ સાહેબ જાતે ઘડી ઘડી જગમોહનની ખબર લેવા આવતા હતા, પરંતુ તાવ ઓછો થવાનું એકપણ ચિહ્ન જણાયું નહીં. ધીરે ધીરે રોગીની અવસ્થા, ઘણી ખરાબ થતી ગઇ. સ્કોટ સાહેબ ગભરાયા. જગમોહનનાં સગાંવહાલામાંથી કોઇને પણ આની ખબર આપીયે તો ઠીક એવું સાહેબે ધાર્યું, પરંતુ તેમને કોઇના ઠેકાણાની ખબર નહુતી. અંતે તેમણે વુડ સાહેબને આ સઘળી હકીગતનો તાર કર્યો એ દિવસ તો એમ જ ચાલ્યો ગયો.

બીજે દીવસે જગમોહન સ્હેજ શુદ્ધિમાં આવ્યો એ જોઇ સાહેબ બોલ્યા-"તારી માંદગીની ખબર કોઇને આપવી છે?"

"મારું હવે કોણ છે-હું કોને ખબર આપું?" બોલતાં બોલતાં જગમોહનની આંખો આંસુથી ભરાઇ ગઇ. પોતાના ઓશીકા નીચે મુંકેલો પત્ર, તેણે કહાડીને સાહેબને આપ્યો.

"તમારા કાગલની હકીકત હું જાણું છું, પરંતુ જગમોહનદાસ! આ પત્રના ખરાપણા માટે મને સંશય છે. આમાં લખેલી બીના ખરી હોત તો, જરુર તમારા ભાઇઓએ પત્ર લખ્યો હોત; એમ શું તમને નથી લાગતું?"

જમણો હાથ કપાલપર મારી, જગમોહન ક્ષીણ સ્વરે બોલ્યો-"મારા હવે ભાઇઓ કયાં છે? મને તો તેઓ શત્રુ ધારે છે! હવે મારું આ જગતમાં કોઇ રહ્યું નથી! સઘળા મને તજી-!"

બોલતાં બોલતાં જગમોહનનું હૃદય દુઃખથી ચીરાઇ જવા લાગ્યું; સ્હેજ શાંતિ વળ્યા પછી સ્કોટ સાહેબે પત્ર

સંબંધી કરેલી શંકા તેના મનમાં ઉપજી. હવે તેને પણ પત્રપરના ખરાપણા માટે સ્હેજ સંશય આવ્યો; અને તેથી તેના ચિત્તને કંઇક સ્વસ્થતા આવી, પરંતુ તે કેવલ ક્ષણિકવાર દુર્ધર ચિંતાગ્નિમાં તેનું કોમલ હૃદય બળીને દગ્ધ થતું હતું. પોતાના અશ્રુપૂર્ણ નેત્રે સ્કોટ સાહેબની ઉદાર અને દયાલુ મુર્તિ જોઇ, તે દુઃખી સ્વરે બોલ્યો "સાહેબ! તમે કહો છો તેમ ખરેખર હશે કે? પણ નહીં! મારું મન જ મને કહે છે કે, પત્રની હકીકત શબ્દે શબ્દ ખરી છે. મારું હૃદય ભયથી ધબકે છે. પ્રાણ વ્યાકુલ બની ગયા છે, અને મન પણ ઉદાસ અને શૂન્ય થઇ ગયું છે! સાહેબ! મારાં નસીબ જ એવાં પુટલાં છે! બીજા કોઇ રોગ શોકથી તેમનું ભલું ભુંડું થયું હોત તો મને આટલું લાગત નહીં; પરંતુ તેઓ ઘરમાં બળીને મરી ગયાં; એ સાંભળી મારું હૃદય ચીરાઇ જાય છે! મારી વૃદ્ધ માની વાત જ્યારે સાંભરી આવે છે, સ્ત્રી-પુત્રની શોક મુદ્રા જ્યારે મારી નજર આગળ તરે છે, ત્યારે મારો પ્રાણ ભેદાઇ જાય છે! સાહેબ, હું તમને શું કહું?-"

દુઃખ શોકથી જગમોહન ફરી બેભાન થઈ ગયો. તેની આંખોમાંથી તો એક સરખી આંસુની ધારાઓ વ્હેતી હતી! ઘણીવાર પછી તે આંખો લુંછીને ગદ્‌ગદિત સ્વરે બોલ્યો-"સાહેબ! મારે હાથે તેઓ એક દિવસ પણ સુખ પામ્યાં નથી. અરેરે! કેવા હાલ હવાલ થઇ તેઓ મરી ગયા, સાહેબ! તમે એકેક વાતનો વિચાર કરશો તો તમારું હૃદય પણ ભેદાઇ જશે! શામાટે હું આ દૂર દેશમાં આવ્યો! જેમને માટે મેં મારા પ્રાણની પણ પર્વાહ કરી નહીં-તે જ મને મુકીને ચાલ્યા ગયાં! હાય! હાય!!"

આ હૃદયદ્રાવક વાક્યો સાંભળી, સાહેબનું અંતઃકરણ પણ પીગળી ગયું. જગમોહનનો હાથ પોતાના હાથમાં લઇ સ્કોટ સાહેબ મમતાથી બોલ્યા–"જગમોહનદાસ! તમે વિના કારણ એમ ગભરાઓ નહીં. તમે ગમે તેમ કહો, પણ આ પત્રપર મને વિશ્વાસ બેસતો નથી. તમારા સગાંવ્હાલામાંથી મને કોઈનું પણ ઠેકાણું કહો, હું હમણાંને હમણા તારથી પૂછી મંગાવું છું. એમ કર્યા વિના મારા મનનું સમાધાન થવાનું નથી અને તમને પણ સારું લાગવાનું નથી.–"

જગમોહન સ્હેજ હસ્યો અને બોલ્યો–"સાહેબ! મારું લગાડીને હવે મારે શું કરવું છે? હવે આ સંસારપર મને અતિશય ધિક્કાર ઉપજ્યો છે! જીવવા કરતાં હું મરવું જ વધારે પસંદ કરું છું! સાહેબ! તમે જ કહો, હવે સારું જગતમાં બીજું કોણ છે?–અને સારો થઈને પણ, કોને માટે મારે આ પંચાત કરવી–? જેનું દુઃખ દૂર કરવાને માટે હું ઘરબાર મુકીને, તેમનો અસહ્ય વિયોગ સહન કરીને, આ દૂર દેશમાં આવ્યો; તે સઘળા મને મુકીને ચાલ્યાં ગયાં! હવે આ જગતમાં મારું કોણ છે!"

એટલું કહી જગમોહને મ્હોંડાપર લુગડું ઢાંકી લીધું; અને એક સરખી રીતે તે આંસુ ઢાળવા લાગ્યો! તેની સાથે વધારે બોલવું હવે સારું નથી; એ વિચારે સ્કોટ સાહેબ સ્તબ્ધ રહ્યા. ઘણીવાર પછી અશ્રુપૂર્ણ નેત્રે સાહેબને જોતાં જોતાં, જગમોહન તેવીને તેવી જ અવસ્થામાં મન્દ્રપણે બોલ્યો–"આપની ઇચ્છા હોય તો, રતિલાલને તાર કરો. એટલે હકીકત શું છે તે, તરત જણાઈ આવશે; પરંતુ મહેરબાની કરીને હું માંદો છું, તે તેને જણાવશો નહીં;

કારણ કે સારા ભાગ્યે આ પત્રની હકીકત તદ્દન ખોટી હશે; તો તે લોકો નકામા ગભરાઈ મરશે; અને રતિલાલ તો તરત અહીં આવ્યા વિના રહેવાનો નથી. આ જગત્‌માં રતિલાલજ મારો સાચો મિત્ર છે. મારું ભલું ભુંડું કંઈ થાય ત્યારે તેને જ ખબર કરજો. એટલે તે પાછળની સર્વ વ્યવસ્થા કરશે. આપના આગ્રહથી મેં મારી જીંદગીનો પાંચ હજાર રુપિયાનો વિમો ઉતરાવ્યો છે. તે પાંચ હજાર રુપિયા મારી હીણભાગી પત્નીને મારા મરવા પછી મળે એવી વ્યવસ્થા કરજો; મારાપર આપનો મોટો ઉપકાર છે; તે જન્મોજન્મ હું ભુલનાર નથી!"

"અરે! તમે તો જાણે અંતકાળની માગણી કરવા માંડી. પણ જગમોહનદાસ! આટલા બધા તમે કેમ ગભરાઓ છો?"

"કોણ? હું ગભરાઉં છું? ના, ના, સાહેબ! મરવાને માટે હું શું કરવા ગભરાઉં?" જગમોહન મોટા આવેશથી બોલ્યો. અને "લક્ષ્મી-લક્ષ્મી" કહી જોરથી બૂમો પાડવા લાગ્યો!

સ્કોટ સાહેબ ભયભિત બન્યા. તેમણે તરત જ ડૉકટરને બોલાવા માણસ મોકલ્યું. રંગુનમાં તેમની ઓળખાણનો એક હોંશિયાર યુરોપિયન ડૉકટર હતો. તેને એકદમ અહીં આવવા માટે તેમણે તાર કર્યો. તેજ પ્રમાણે જગમોહને બતાવેલાં ઠેકાણે રતિલાલને તાર કરી ત્યાંની ખરી હકીકત શું છે તે પુછાવી. જગમોહનની માંદગીની હકીકત તેમને જણાવવી એ સ્કોટ સાહેબને પણ ઠીક લાગ્યું નહીં. તેથી તેમણે તારમાં આ હકીકત જણાવી નહીં.

આણી તરફ જગમોહન એકાએક ભ્રમિત જેવો બકવા

લાગ્યો. "લક્ષ્મી-લક્ષ્મી" કહીને ઘડી ઘડી ગાંડા માણસના જેવી મોટી મોટી બૂમો પાડવા લાગ્યો! ડૉકટરના કહેવા તરફ તેણે સ્હેજ પણ ધ્યાન દીધું નહીં. અથવા સ્કોટ સાહેબના દાબની પણ તેણે બીક રાખી નહીં. ઘડીમાં તે "લક્ષ્મી"ના નામની બુમો પાડીને હી હી હસતો અને ઘડીમાં "તે કયાં છે?" એવું કહી એક સરખી રીતે રડતો બેસતો. અને કોઈ કોઈ વખતે તો તે કલાકોના કલાક સુધી મનમાં આમ તેમ લવતો હતો. એક વખતે તે બોલ્યો- "મા-મા-મા-ઉભી રહે; નહીં જા-અરેરે! કેવું દુઃખ! જશે; આ દિવસ પણ નિકળી જશે. એને માટે શું કરવા ચિંતા કરે છે? આ ભયંકર પાપ કર્મનું ઇશ્વરે પ્રાયશ્ચિત્ત પણ ભયંકરજ નિર્માણ કર્યું છે! જો-આ-જો-વરુણદેવ-હા-હા-કરીને હસે છે! અહાહા, કેવું સુંદર છે, કેંવું—"

ડૉકટર અને સ્કોટ સાહેબ ધારતા હતા કે, જગમોહન કોઈ અસંબદ્ધ વાતો કરે છે; પરંતુ જગમોહનનું દુઃખ વૃત્તાંત જો કોઇના જાણવામાં હોય, અને તેના ભાઈઓના કાળાં કર્મોની જેમને ખબર હોય; તેઓમાંથી જો કોઇ એક પણ માણસ આ વખતે જગમોહનના બિછાના પાસે ઉભો રહીને તેનું બોલવું સાંભળે તો, તરતજ તેની ધ્યાનમાં આવે છે કે, જગમોહનનો એક શબ્દ પણ અસંબદ્ધ નહતો. માના દુઃખે, પત્નીના શોકે અને મોટા ભાઈઓના અમાનુષ વર્તનક્રમથી તે ભગ્ન હૃદયનો બન્યો હતો! કેવલ મોટા ભાઇના પ્રપંચથી, જગમોહનને આજે ઘરબાર તજી બ્રહ્મદેશ જેવા દૂર દેશમાં, જ્યાં આપ્ત સ્વજન કોઈ નહીં એવા સ્થળમાં-મૃત્યુની દારુણ યાતના ભોગવવી પડતી! ઉદાર અને દયાળુ સ્કોટ સાહેબને પણ એથી અપાર દુઃખ ઉપજતું હતું!

## પ્રકરણ ૩૧ મું.

### લક્ષ્મીનું સૌભાગ્ય !

જગમોહનનું ઘર બળ્યું, તે વખતે રતિલાલ મુંબઈમાં હતો. ઘણા દિવસ સુધી તેને આ વાતની ખબર પડી નહી. પાછળથી ઉડતી ઉડતી એ વાત પહેલાં, તેના ઘરનાંએ સાંભળી; અને ત્યાર પછી સવિતાએ પત્ર લખી તેને ખબર કરી. તે સાંભળતાંજ ગભરાટથી રતિલાલ ઘેર જવા નિકળ્યો. એટલામાં સ્કોટ સાહેબનો મુકાવેલો તાર તેને મળ્યો. જગમોહનની ભયંકર માંદગી જોઈ સ્કોટ સાહેબે ગભરાઇને પહેલાં વુડ સાહેબને તાર કર્યો હતો. એ વાચકોના સ્મરણમાં હશે. કર્મ સંયોગે વુડ સાહેબ ડીસ્ટ્રીકટમાં ગયેલા હોવાથી અત્યાર સુધીમાં તેમના તરફથી રતિલાલને કંઇ પણ ખબર મળી નહીં એટલે સ્કોટ સાહેબનો આવેલો તાર વાંચી તેને સ્હેજ પણ સંશય આવ્યો નહીં. ઉલટી આ ખબર આટલી જલદીથી ત્યાં કેવી રીતે પહોંચી ગઇ, તેને માટે તે આશ્ચર્ય પામવા લાગ્યો. "હશે કદાચિત લક્ષ્મીએ પત્ર લખ્યો હશે." એવું ધારી તેણે "જગમોહનનું ઘર અકસ્માત આગથી બળી ગયું એ વાત ખરી છે; તેમ તેની મા અને છોકરાને ઘણી ઇજા થઈ છે; સ્ત્રી ખુશીમાં છે. ગભરાવાનું કંઇ કારણ નથી. કેવલ તેને અહીંયા થોડાં દિવસ મોકલવાની મહેરબાની કરવી." એવો સ્કોટ સાહેબને તર્ત જ તારથી જવાબ વાળ્યો; અને તે પોતાના ઘેર આવ્યો જગમોહનની મા અને છોકરાના મૃત્યુની વાત, તેણે કયાં હેતુથી ગુપ્ત રાખી હતી; તે વાંચકોના સ્હેજ ધ્યાનમાં આવે એમ છે.

આણી તરફ સ્કોટ સાહેબનો તાર રંગુન ગયાથી, તેમનો સ્નેહી ડૉકટર પણ આવી પહોંચ્યો. જગમોહનની પ્રકૃતિ ઘણી બારીકાઇથી તપાશી; અને પહેલાના ડૉકટર જેવોજ તેમણે પોતાનો મત આપ્યો–"માનસિક વ્યથા દૂર થશે તો, જગમોહનદાસ ખચિત આ માંદગીમાંથી ઉઠશે. તેની શારીરિક વ્યથા માટે ભય જેવું નથી!"

પોતાના મિત્રે આવું ઉચ્ચારેલું મત સાંભળ્યા પછી, સ્કોટ સાહેબ રતિલાલના ઉત્તરની વરસાદ પેઠે વાટ જોવા લાગ્યા. કોઇ ઉત્તર આવ્યો છે કે નહીં, તે તપાસવાને માટે તેઓ કલાકે, કલાકે, પોતાના સિપાઇને તાર ઑફીસમાં મોકલવા લાગ્યા. એ શિવાય બીજું કંઇ કામકાજ તેમને સુઝતું નહતું! આણી તરફ તેમના ડૉકટર મિત્ર જગમોહનની શારીરિક વ્યથા ઔષધોપચારથી ઓછી કરવા લાગ્યા. જગમોહનના આયુષ્યની લાંબી દોરીથી કહો કે, લક્ષ્મીના બલવાન સૌભાગ્યથી કહો, પણ આ હોંશીયાર ડૉકટરના પ્રયત્નને યશ મળવાના સારાં ચિન્હો જલદીથી જણાવા લાગ્યાં. જગમોહનનો ભ્રમ ઘણો ઓછો થયો હતો અને તાવ પણ ધીરે ધીરે ઉતરતો હતો. એ જોઈ દયાળુ સ્કોટ સાહબને ઘણો આનંદ થયો! પરંતુ રતિલાલનો શું ઉત્તર આવે છે, તે જોવાને માટે તેઓ જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ વધારે ને વધારે અધીર થવા લાગ્યા! અંતે રતિલાલનો ઉત્તર આવી મળ્યો. અતિ ઉત્સુક ચિત્તે તે તેમણે વાંચી જોયો; અને પછી પોતાના મિત્રને વાંચવા આપ્યો. બન્નેનાં મનનું સમાધાન થયું. "હવે ચિંતા નથી. થોડીવાર પછી તેનું મન જરા સ્વસ્થ થાય તો આપણે તેને આ વાતની ખબર કહીયે. હું ધારું છું કે તે હવે જલદીથી

હોંશીયાર થશે. પણ એક વાત સંભાળવાની છે કે આ ઉનાળાની રુતુમાં તેની પ્રકૃતિ પૂર્ણપણે એકદમ સુધરવી કઠીન છે. માટે તેને બે ત્રણ મહિના પોતાને વતન જઇને સ્વસ્થ રહેવું જોઇએ પરંતુ પછીથી તે અહીંયા નહીં આવે તો જ સારું કારણ કે અહીંનાં હવા પાણી એની પ્રકૃતિને સ્હેજ પણ અનુકૂલ નથી."

પોતાના મિત્રનું કહેવું સ્કોટ સાહેબ સ્તબ્ધપણે સાંભળતા હતા. તેઓ કંઈ પણ બોલ્યા નહીં. કારણ કે તેઓ કોઈ મોટા વિચારમાં પડેલા હોવા જોઈએ, એમ તેમની મુખમુદ્રા ઉપરથી જણાતું હતું.

તે રાત્રે સ્હેજ આંખ મળવાથી, બીજે દિવસે સવારે જગમોહન ઘણો હોંશીયાર દેખાવા લાગ્યો. એ જોઈ ડૉકટરની સલાહ પ્રમાણે, તેને રતિલાલનો આવેલો તાર વંચાવા માટે સ્કોટ સાહેબ, તેના બિછાના પાસે આવીને બેઠા. પહેલાં " આજ કેમ છે?" એ વિગેરે બે ત્રણ પ્રશ્નો પુછી તેઓ બોલ્યા–"જગમોહનદાસ ! તે પત્રની હકીગત ખોટી છે, એમ હું નહોતો કહેતો? આ જુવો રતિલાલનો તાર આવ્યો છે. તેમાં તે ખુલ્લી રીતે લખે છે કે, તમારી સ્ત્રી ઘણી ખુશીમાં છે–"

"અને ઘર બળી જવાની પણ હકીગત ખોટી છે કે?" જગમોહને આતુરતાથી પુછ્યું. સાહેબે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. તેઓ ગંભીર સ્વરે બોલ્યા–"ના; દુર્ભાગ્યે તે વાત ખરી પડી છે! પણ તેમાં શું થયું? તમારાથી શું બીજું ઘર નહીં બંધાવાય?"

જગમોહન ઘણીવાર સુધી કંઈ બોલ્યો નહીં. શુષ્ક અને નિસ્તેજ થયેલી તેની મુખમુદ્રા ઉપર કંઈક તેજસ્વી-

પણું જણાવા લાગ્યું. દુઃખથી ઉંડાઇ ગયેલી તેની આંખોમાં અશ્રુબિંદુ ચમકવા લાગ્યાં. પોતાના કૃશ થયેલા હાથ કપાળપર ફેરવતાં ફેરવતાં તેણે ઘણીવાર પછી પુછ્યું–"મારી મા સંબંધી તેમાં કંઈ લખ્યું છે?"

"હા તમારી મા અને છોકરાને થોડી ઘણી ઇજા થઈ છે ખરી!"

"લક્ષ્મી ત્યારે કુશલ છે!" એટલું કહી જગમોહને આંખો મીચી દીધી. અને તે સ્વસ્થ પડી રહ્યો. સ્કોટ સાહેબ પછી ત્યાંથી ચાલ્યા ગયા.

માનસિક વ્યથા આવી રીતે દૂર થઇ એટલે શારીરિક વ્યથા ઉપર, ડૉકટરના ઔષધનો તત્કાળ ગુણ લાગવા માંડયો. જગમોહનને તે રાત્રે ઘણી સારી નિદ્રા આવી. ગયા દશ બાર દિવસમાં તેને આવી નિદ્રા આવી ન હતી. બીજે દિવસે તેને ઘણી હોંશીયારી આવી. સ્કોટ સાહેબ ત્યાં આવતાંજ, રતિલાલનો આવેલો તાર તેણે માંગી લીધો. તાર વાંચીને ઘણીવાર વિચાર કરી તે બોલ્યો–"ત્યારે હવે હુ ઘેર જાઉં છું!"

સ્કોટ સાહેબને અત્યંત આનંદ થયો. તેઓ બોલ્યા– "જગમોહનદાસ! એમ અધીર ન થાઓ. તમારું ઘર શું પાસે છે? તમે જવા જેવા હોંશીયાર થશો; એટલે હુ એક ઘડી પણ તમને અહીંયા રહેવા દેવાનો નથી."

જગમોહનની આંખોમાં આંસુ આવ્યાં; પરંતુ તે આંસુ દુઃખ કિંવા શોકનાં નહતાં; પરંતુ તે કૃતજ્ઞ બુદ્ધિના દર્શકરૂપ હતાં. તે બોલ્યો–"સાહેબ! હું તમારો ઉપકાર કેવી રીતે વાળીશ!"

દિવસે દિવસે જગમોહનની પ્રકૃતિ સુધરતી ચાલી. દશ બાર દિવસમાં તો તે સાધારણ રીતે હરવા ફરવા લાગ્યો. સમુદ્રનો પ્રવાસ તેની પ્રકૃતિને હિતકારક નિવડશે; એવો ડૉકટરનો મત હોવાથી, તે પરોપકારી અને દયાલુ સ્કોટ સાહેબે જગમોહનને માટે સ્ટીમરમાં સારો બંદોબસ્ત કરી આપ્યો. સાહેબ જાતે પોતાના મિત્રને લઈ તેને બંદર સુધી વળાવા આવ્યા. અને તેની નિકળવાની ખબર ફરી તાર મારફતે તેમણે રતિલાલને આપી.



## પ્રકરણ ૩૨ મું.



### આ કેવો ભયંકર પ્રસંગ !

લક્ષ્મીના સબલ સૌભાગ્યે, જગમોહન જીવ લેણ રોગમાંથી ઉઠયો; અને ત્યાર પછી તે, મોટી આતુરતાથી પોતાને ઘેર જવા નિકળ્યો. માને કેટલી ઇજા થઈ હશે, છોકરાની કેવી અવસ્થા હશે, આવા ભયંકર પ્રસંગે લક્ષ્મીની કેવી સ્થિતિ થઇ હશે, તેની સાહ્યતા કોણ કરતું હશે, હવે અહીંથી જઇને શું કરવું; ઇત્યાદિ વિચારે તેનું અંતઃકરણ વ્યગ્ર થઈ ગયું હતું. તેને વિદાય કરતી વખતે સ્કોટ સાહેબે સમજાવીને કહ્યું હતું કે, "મારો પત્ર મળ્યા વિના તું અહીં આવીશ નહીં." એવું કહેવાનો સાહેબનો હેતુ શું હતો, તે જગમોહનના સમજવામાં આવ્યો નહીં. સાહેબને હવે પોતાની જરૂર નહીં હશે તેથી એમ કહ્યું હશે કે કેમ એ તેનાથી નકકી થઈ શકયું નહીં. સારાંશ કે તે જે સ્ટીમરમાં બેઠો હતો, તે સ્ટીમર જેવી અફાટ સમુદ્રમાં ઝોળાં ખાતી જતી હતી, તેવીજ રીતે તેનું મન પણ

વિચાર સાગરમાં ઝોળાં ખાતું હતું. તેનાં મનને સ્હેજ પણ સ્થિરતા નહુતી.

સ્ટીમરનો પહેલા દિવસનો પ્રવાસ ઘણો નિર્વિઘ્નપણે વીત્યો; પરંતુ બીજો દિવસ અડધો ગયો ન ગયો એટલામાં એકાએક પ્રબલ વાયુનું તોફાન થયું! પર્વતના આકારના પ્રચંડ મોજાઓ, તે ભયંકર વિસ્તીર્ણ મહાસાગરના પૃષ્ઠપર રાક્ષસી નૃત્ય કરવા લાગ્યાં. પ્રબલ વાયુ તોફાનમાં તેમ જ પ્રચંડ મોજાઓમાં પડેલી આ સ્ટીમર, એક નિરાધાર મનુષ્ય પ્રમાણે જ્યાં ત્યાં ભ્રમણ કરવા લાગી. સ્ટીમરમાંના યંત્રોના, અથવા તે યંત્રો ચલાવનારા મનુષ્યોના આધીનમાં તે રહી નહીં. નિયમિત માર્ગ મૂકી તે પવનના ઝપાટામાં જ્યાં ત્યાં જવા લાગી! મનુષ્યોની ચંચલ દૈવી ગતિ પ્રમાણે તેની ગતિ પણ તેવી જ ચંચલ બની હતી, ક્ષણવારમાં તે પર્વતાકાર પ્રચંડ મોજાઓના શિખરપર વિરાજમાન થયેલી જણાતી, તે ક્ષણવારમાં તે અત્યુચ્ચ પદ પરથી ઉતરી રસાતલમાં જતી હોય એમ જણાતી. બન્ને બાજુએ ઉછળતાં મોજાઓના સંગમમાં, સ્ટીમર અને તેની અંદર બેઠેલાં સઘળાં માણસો હવે જલ સમાધિ લેશે; અને એમાં એક ઘડીનો પણ વિલંબ થવાનો નથી. એ ભયંકર વિચારે સ્ટીમરમાંના સઘળા માણસો ભયથી વ્યાકુલ બની ગયાં! જાણે તે ક્ષુબ્ધ મહાસાગરમાં ઉઠતા પ્રચંડ મોજાઓમાંથી પ્રત્યક્ષ મૃત્યુ જ તે બીચારાંઓ તરફ કરડી નજરે જોતું હતું! એક ઘડી વીતિ, હવે બીજી ઘડીએ આપણી શી દશા થશે એ દુર્ધર વિચારે સઘળાના મ્હોંડાં દુઃખ શોકથી લેવાઇ ગયાં હતાં. કેટલાંક ભાવિક માણસો ભક્તિભાવે પરમેશ્વર પાસે દયા માંગતાં હતાં; કેટલાંક બીજાની છેલ્લી

ભેટ લેતાં હતાં; પૈપૈ કરી એકઠો કરેલો પૈસો હવે આવી રીતે સમુદ્રાર્પણ થશે, એ અસહ્ય વિચારે દ્રવ્ય લોભી મનુષ્યો હતાશ બની ગયા! તે બિચારાંઓને યમની દહાડમાં જવાનું હતું. પણ તેમને પૈસા શિવાય બીજું કંઇ સુઝતું નહતું! કેટલાંક દૂરદર્શી અને સાહસિક માણસો, પોતપોતાનું સંભાળી લઇ, સામા આવતા પ્રસંગ માટે સજ્જ થઇને બેઠાં! ભીષણ મૃત્યુ તેમની પાછળ મૂર્તિમંત ઉભેલું છતાં, સઘળા માણસોના વિચાર તેનાં પંજામાંથી કેવી રીતે બચવું એ સંબધી જ ચાલતા હતા! નાશવંત અને ક્ષણભંગુર માનવ જીવનને માટે, આ લોકોની આટલી બધી આસક્તિ જોઇ, તે સ્ટીમરમાં એક સાધુ મહારાજ કલકત્તે જવા બેઠા હતા; તે ગંભિર વાણીએ સર્વને કહેવા લાગ્યા.

"ભાઇઓ! આવી રીતે કંઠે પ્રાણ આવ્યા છતાં, તમે એક મૃત્યુની જાળમાંથી છુટવાના વ્યર્થ વિચારમાં કેમ કાળક્ષેપ કરો છો? આ વખતે સાવધ બની જન્મ અને મૃત્યુના બંધનમાંથી મુક્ત થવાનો યત્ન કર્યાથી શું મનુષ્ય-જન્મનું સાર્થક નહીં થાય? અહો! આ મૃત્યુ એટલે શું? આ જન્મ અને પાછળનો જન્મ એની એક પાયરી; માટે એનાથી ગભરાઇને તમે શું કરશો? આજે આ મહાસાગરમાં નહીં તો કાલે ઘેર અત્યંત સુખાસન ઉપર શું મૃત્યુ આવવાનું નથી? પૃથ્વીમાં જન્મ ધારણ કરી અવતરેલા પ્રત્યેક આત્માને વ્હેલું મોડું મરવું તો છેજ! મનુષ્યોએ તે મૃત્યુને ભુલાવવાનો પ્રયત્ન કરવો એ કેવલ હાસ્યાસ્પદ છે. કેટલાક પ્રસંગ એવા આવે છે કે, તે વખતે આ મૃત્યુ જ મનુષ્યનો ખરેખરો મિત્ર થાય છે."

સાધુ મહારાજના આ વેદાંત તરફ, કોઇનું ધ્યાન હતું કે કેમ, અને તે જ પ્રમાણે કપ્તાન સાહેબ સઘળા માણસોને મોટી મોટી ધીરજ દેતા હતા, તેનો કંઈ ઉપયોગ થતો હતો કે કેમ; એ કહેવાની જરૂર નથી! કપ્તાન સાહેબનો કહેવાનો અર્થ એટલો જ હતો કે "આવા અનિષ્ટ પ્રસંગે એક પરમેશ્વરપર આધાર રાખી સ્વસ્થ બેઠા વિના બીજો ઉપાય નથી!" હતું પણ તેમજ! પરંતુ આવી અણીના પ્રસંગે, આવો ઉપદેશ સાંભળી, સ્વસ્થ બેસનારાં માણસો ઘણાં થોડાં હોય છે. ત્રિદોષ થઇને છેવટની ઘડી આવી લાગી હોય, તોપણ હવે વૈદ્ય નહીં ડૉકટરને બોલાવો; નેટીવ ડૉકટર આવ્યો; હવે તો ગોરા ડૉકટરને બોલાવો; એવી દોડધામ કરનારા માણસો જ દુનિયામાં ઘણાં હોય છે. આ સ્ટીમરમાં બેઠેલા માણસો તરફ જ જુવોને! ઘડી ઘડી પ્રચંડ મોજાઓ પોતાનું વિકરાળ સ્વરૂપ દેખાડતા હતા, પવનનો જોર ધીરે ધીરે વધતો જતો હતો; અને જ્યાં ત્યાં ઘોર અંધકાર પથરાઇ ગયો હતો. ખલાશીઓ પોતાના સઘળા પ્રયત્ન નિષ્ફળ જવાથી તેઓ નિરાશ થઇને બેઠા હતા, કોઈ પણ ઠેકાણેથી મદદ મળે એવી આશા નહતી. આખો દિવસ પ્રચંડ મોજાઓ સાથે ટક્કર લઇ અંતે સ્ટીમરમાં એક બાજુએ મોટું કાણું પડયું અને તેમાંથી ધોધબંધ પાણી અંદર આવવા લાગ્યું! સમુદ્રે એવું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું કે, નાવડીઓ મુકી સ્ટીમરમાંના માણસોને કોઇ પણ રીતે બચાવવાની સ્હેજ પણ સવડ નહતી! સર્વ ઉપાય છુટી પડયા! સ્ટીમરને ધીરી પાડવાથી પણ કંઇ વળે તેમ નહતું. કારણ કે સ્ટીમર ક્યારે ડુબશે; તેનું કંઈ ઠેકાણું નહતું. એ જોઇ કપ્તાન સાહેબે અંતે નાવડીઓ મુકવાનો હુકમ કર્યો. ખલાશીઓએ

મોટી મહેનતે એક નાવડી નીચે ઉતારી. ઘડી ઘડી નીચે બેસી જતી તે આગબોટને મુકી, સઘળા માણુસો તે ન્હાની નાવડીમાં બેસવાને માટે દોડાદોડ કરવા લાગ્યા. એ જોઇ કપ્તાન સાહેબ ઉભા ઉભા સર્વેને અટકાવ કરવા લાગ્યા. પરંતુ એક બે ઉતારૂઓ તેમના અટકાવ્યે નહીં અટકતાં મોટી મહેનતે તે નાવડીમાં ઉતરી પડયા! બીજા કેટલાંક માણુસો ઉતરવાની તૈયારી કરતાં હતાં એટલામાં એક ભયંકર મોજો એવો આવ્યો કે, તેના ધક્કાની સાથે જ તે નાવડીની સાથે બાંધેલું દોરડું તૂટી ગયું! અને નાવડી આગબોટથી જોતજોતામાં દૂર જતી રહી! તે મોજાઓના પ્રચંડ વેગથી કયાંને કયાં નીકળી ગઇ! રાત્રીનો સમય હતો, ચારે તરફ ઘોર અંધારું છવાઇ ગયું હતું; તેથી આ નાવડી કયાં ગઇ, તેની શી દશા થઇ તે જાણવાનો કોઇ પણ ઉપાય ન હતો! દુર્દૈવે કહો કે સુદૈવે કહો, પરંતુ તે નાવડીમાં બે ઉતારું વિના ખલાશી પણ નહતો! તે પર્વતાકાર આગબોટનું જ્યાં ઠેકાણું લાગ્યું નહીં, ત્યાં આ ન્હાની સરખી નાવડી શું કરવાની હતી; અને કયાં જવાની હતી, એ કહેવાની જરૂર નથી. તેમાં બેઠેલા માણુસો, આ ભયંકર પ્રસંગ જોઇ નિચેષ્ટ પડયા હતા. તે આગબોટમાંના માણુસોને પણ આ નાવડીનો પત્તો લાગ્યો નહીં. જે ભીષણ મોજાએ, તે નાવડીને આગબોટથી જુદી પાડી; અને કયાંને કયાં વ્હેતી કરી મુકી, તે જ મોજા આગળ જેમ તેમ બચાવ કરી, અંતે આ આગબોટ નીચે બેશી ગઇ. પછી તેનું નામ નિશાન પણ જણાયું નહીં!

## પ્રકરણ ૩૩ મું.

## સ્કોટ સાહેબની ઉદારતા.

પરમેશ્વરની ગતિ ગહુન છે. જગમોહુન ભયંકર માંદગીમાંથી ઉઠયો અને મોટી આતુરતાથી ઘર જવા નિકળ્યો પરંતુ અધવચ તેની સ્ટીમર દરિયામાં ડૂબી ગઇ એ વાત કોઇના જાણુવામાં આવી નહીં. આણી તરફ "જગમોહુનદાસ સુરત આવે છે." એવો સ્કોટ સાહેબનો તાર આવવાથી લક્ષ્મીને અત્યંત દુઃખમાં પણ કિંચિત આનંદ થયો. પરંતુ તે આનંદ કિંવા સુખ ઘડીવારના હતાં, એવું તેના દુર્દૈવે અત્યાર સુધીમાં દેખાડી આપ્યું હતું. રતિલાલ અને સવિતાના સહુવાસમાં, એક બે દિવસ ગયા ન ગયા એટલામાં, જગમોહુનની માંદગી સંબંધીનો જે તાર સ્કોટ સાહેબે પ્રથમ વુડ સાહેબને કર્યો હતો, તે તારની ખબર પત્ર મારફતે વુડ સાહેબે રતિલાલને કરી. પત્રપર ઠેકાણું વલસાડનું હતું એટલે પત્ર રખડતો રખડતો આજે તેને સુરતમાં મળ્યો. પત્ર વાંચી રતિલાલ અતિ ચિંતાતુર થયો. આ ખબર કયારની હશે; એ વિગેરે તપાસ કરવાનું તેને કંઇ સુંજ્યું નહીં, "જગમોહુન ઘેર આવવાની તૈયારીમાં હશે અને એવામાં એકાએક તેની પ્રકૃતિ બગડી હશે." વળી વિચાર થયો "સ્કોટ સાહેબે વુડ સાહેબ ઉપર તાર કર્યો તેથી તે ઘણોજ માંદો હોવો જોઇએ" એમ રતિલાલના મનને ખાત્રી થઇ. જગમોહુનને માટે તેનું કોમળ અંતઃકરણ ચીરાઈ જવા લાગ્યું. કેમ કરતાં તેને ચેહેન પડયું નહીં. સવિતા સુરતમાં જ હુતી. તેને આ હકીકત કહી તે તરત મુંબઇ આવ્યો. અને "હવે જગમોહુનદાસને કેમ છે?"

એવો સ્કોટ સાહેબ ઉપર તેણે તાર કર્યો. બ્રહ્મદેશથી મુંબઈ આવવા નિકળેલી એક સ્ટીમર પવનના તોફાનથી દરિયામાં ડૂબી ગઇ છે; એવી ખબર મુંબઇ આવતા તેણે વતમાનપત્રોથી તેમજ લોકોના મ્હોંડેથી સાંભળી હતી; પરંતુ જગમોહન માંદો હોવાથી. અત્યાર સુધી તે ત્યાંથી નિકળ્યો જ નહીં હોય એવું તે ધારતો હતો. એટલે આ વાતપર તેણે ધ્યાન દીધું નહીં. તાર કર્યાને બે દિવસ થયા, પણ સ્કોટ સાહેબનો ઉત્તર આવ્યો નહીં; એ જોઈ "જગમોહન હજુ નિકળ્યો નહીં હોય, પણ તે ઘણો માંદો હશે." એવો તેનો સંશય દૃઢ થવા લાગ્યો. પછી બીજો ત્રીજો વિચાર કર્યા વિના તે એકદમ મુલમૈન જવાને તૈયાર થયો. કલકત્તા સુધી આગગાડીમાં બેશી, તે ત્યાંથી સ્ટીમરમાં બેઠો; અને મુલમૈન આવી પહોંચ્યો. સ્કોટ સાહેબને ખોળી કહાડતાં તેને વાર લાગી નહીં. સાહેબનો મેલાપ થતાં જ, પોતાની ઓલખાણ આપી પહેલાં "જગમોહનદાસને હવે કેમ છે?" એવો અતિ ઉત્કંઠાથી રતિલાલે સાહેબને પ્રશ્ન કર્યો.

આ પ્રશ્ન સાંભળતાંજ સાહેબની ઉદાર મુખમુદ્રા એકદમ ખિન્ન થઇ ગઇ! તેમના કપાલપર ઘર્મબિંદુ ચમકવા લાગ્યાં. આટલી મહેનત કરી, જગમોહનને ઘર મોકલવાના હેતુથી જે સ્ટીમરમાં તેને મોકલ્યો હતો, તે સ્ટીમર ત્યાંથી નિકળ્યા પછી, પવનના તોફાનથી અકસ્માત દરિયામાં ડૂબી ગઈ હતી; એ તેમના જાણુવામાં હતું. એટલે "જગમોહનદાસને હવે કેમ છે?" એ પ્રશ્નનો ઉત્તર હવે શું દેવો એજ તેમને સમજાયું નહીં. એક દીર્ઘ નિશ્વાસ મુકી તેઓ સ્તબ્ધ રહ્યા!

સાહેબ ઘણીવાર સુધી કંઇ બોલ્યાં નહીં. તેથી રતિ-

લાલ ગભરાયો. અને તેની સાથે તે હતાશ બન્યો! કંઈ પણ ગેર સમજુત થઈ હશે એવું સ્કોટ સાહેબના ધ્યાનમાં ઉતર્યું; પરંતુ તેમણે રતિલાલને ઘણીવાર સુધી સંશયમાં રાખ્યો નહીં. જગમોહન માંદો પડયા પછીની સઘળી હકીકત તેમણે વિસ્તારથી રતિલાલને કહી સંભળાવી; અને જગમોહન જે સ્ટીમરમાં બેઠો હતો, તે અકસ્માત તોફાનમાં પડી કેવી રીતે ડૂબી ગઈ, એ વિગેરે સઘળી હકીકત સ્કોટ સાહેબે તેને કહી. ત્યાર પછી તેઓ અતિશય ખિન્ન સ્વરે બોલ્યા–"અતિ આશ્ચર્ય અને શોકની વાત છે કે, સ્ટીમરમાં બેઠેલાં માણસમાંથી એકનો પણ પત્તો હજુ સુધી લાગતો નથી; પરંતુ આવા અથાગ સમુદ્રમાં તે બિચારાઓનો શું આશરો? હું હજુ સુધી દરેક ઠેકાણે તપાસ કરું છું, પરંતુ આશા કરવા જેવી એક પણ જગ્યા હજુ જણાતી નથી. ઈશ્વરેચ્છા!" એવું કહી સ્કોટ સાહેબે રુમાલવડે પોતાની આંખો લુંછી; અને નોકરને બોલાવી તેમણે રતિલાલનો ખાવા પીવાનો બંદોબસ્ત રાખવા કહ્યું.

આવો વિપરીત બનાવ સાંભળી, રતિલાલ ચિંતાતુર થયો. જગમોહનને માટે તેને અપાર દુઃખ લાગ્યું. લક્ષ્મીની શી દશા થશે, આ દુઃખી વિચારે તેનું કોમલ હૃદય ચીરાઈ જવા લાગ્યું. તેને અપાર મર્માન્તિક યાતના થવા લાગી.

રતિલાલનો જગમોહનપર અકૃત્રિમ સ્નેહ જોઈ, સ્કોટ સાહેબને અતિ આશ્ચર્ય લાગ્યું. રતિલાલનો શોક જોઈ; તેમનું અન્તઃકરણ પણ ગદ્ગદિત થઇ ગયું. રતિલાલના મનનું અતિ મહેનતે સમાધાન કરી સાહેબ બોલ્યા–"જગમોહનદાસ ઉપર મારો ઘણો સ્નેહ હતો. આવા ટુંકાં વખતમાં તેણે મારો પૂર્ણ વિશ્વાસ મેળવ્યો હતો. તેના

જેવો વ્યવહારદક્ષ, બુદ્ધિમાન અને પ્રમાણિક માણસ મેં હજુ સુધી જોયો નથી; પરંતુ શું કરવું; તેનો ને મારો વધારે દિવસ સંબંધ નહીં રહેવાનો હોય; એવી જ પરમેશ્વરની ઇચ્છા હશે!"

"જગમોહન માંદો પડયો, ત્યારે તેને માટે આપે અત્યંત પરિશ્રમ કર્યો છે,-પાણીની પેઠે પૈસો ખરચ્યો છે એવું ડાકટર સાહેબ મને કહેતા હતા."

"તેની પ્રકૃતિને અહીંના હવાપાણી અનુકૂલ નથી, એવું ડાકટરનું કહેવું હોવાથી મેં તેને માટે એક જુદોજ વિચાર કર્યો હતો. મુંબઈમાં વેપારની એક સ્વતંત્ર શાખા ઉઘાડવી, એવો મારો ઘણા દિવસ થયાં વિચાર હતો. બે ત્રણ મહીનામાં જગમોહન સારો હોંશીયાર થાય તો તેની જ દેખરેખ નીચે, આ વ્યવસ્થા કરવાનું મેં ધાર્યું હતું. પણ આપણે ધારીયે છે શું ને ઈશ્વર કરે છે શું?"

બોલતાં બોલતાં સ્કોટ સાહેબ રુમાલથી આંખો લુછવા લાગ્યા. તેમની આટલી બધી સહૃદયતા જોઇ, આવાં દુઃખમાં પણ રતિલાલના મનનું સ્હેજ સમાધાન થયું. સ્કોટ સાહેબ બોલ્યા-"જગમોહનદાસ માંદો પડયા પછી તમેજ તેના એક સાચા મિત્ર છો, એમ તે મને કહેતો હતો. અહીં તેનું જે છે તે તમે લઇ જાઓ. જગમોહનદાસે પોતાની જીંદગીનો પાંચ હજાર રુપિયાનો વિમો ઉતરાવ્યો છે, તેની પાલીશી પણ તમે તમારી પાસે રાખો, અને તે કુંપનીમાંથી એ રુપિયા મેળવવાની તજવીજ કરો; અને તેની નિરાધાર સ્ત્રીને માટે કંઈ સારી વ્યવસ્થા કરો-"

રતિલાલનું હૈયું ભરાઇ આવ્યું. સાહેબ બોલવા

લાગ્યા—"હવે નકામું દુઃખ કરવાથી શું થનાર છે? તે બિચારી અનાથ સ્ત્રીનું શું થશે, એ વિચાર જ્યારે મારા મનમાં ઉપજે છે, ત્યારે મારું મન અસ્થિર થઇ જાય છે! પરંતુ તમને જોઈ તે ચિંતા હવે દૂર થઈ છે. તમારા જેવા યોગ્ય માણસ પાછળ હોવાથી, તેને સ્હેજ પણ દુઃખ પડનાર નથી; પરંતુ મારી એક વિનંતી તમારે કબુલ રાખવી પડશે. જગમોહનદાસની નિરાધાર સ્ત્રી માટે હું કંઇક મદદ—"

સ્કોટ સાહેબને વધારે બોલતા અટકાવી રતિલાલ નમ્રપણે બોલ્યો—"સાહેબ! આપનું હૃદય ઘણું ઉદાર છે! જગમોહનદાસની સ્ત્રીને હવે વધારે મદદની જરુર નથી. આ પાંચ હજાર રુપિયા આવશે તેમાંથી તેનો ખરચ ચાલશે, અને જરુર પડશે તો ઈશ્વરે મને તેટલી શક્તિ આપી છે. હું તેને મારી સગી બ્હેન પ્રમાણે ગણતો આવ્યો છું—"

"તેની મને ખબર છે. તમારા પિતા મોટા હોદ્દા-પર હતા. ઈશ્વરની કૃપાએ તમારી સ્થિતિ ઘણી સારી છે. પરંતુ તે ગરીબ અબળાને જો મારાથી થોડી ઘણી મદદ ન થાય તો મારા મનનું કદીપણ સમાધાન થવાનું નથી—"

એટલું કહી સ્કોટ સાહેબે, વિમાની પૉલિસીની સાથે બે હજારની નોટો રતિલાલના હાથમાં મુકી. સાહેબનું મન રાખવાને માટે પછી રતિલાલે વધારે આગ્રહ કર્યો નહીં. જગમોહનનો સઘળો સરસામાન લઇ, સ્કોટ સાહેબને હજારો ધન્યવાદ દઈ, રતિલાલ ત્યાંથી અપાર દુઃખે જગ-મોહનના ઘેર આવવા નિકળ્યો.

આણી તરફ રતિલાલની એકાએક બ્રહ્મદેશ જવાની

વાત સવિતાના મ્હોંડે સાંભળી, દુઃખે દાઝેલી લક્ષ્મીનો જીવ ઉડી ગયો! "ત્યાં કંઈ પણ ભલું ભુંડું થયા વિના, રતિલાલભાઈ, આવી ઉતાવળથી આટલે દૂર જાય નહીં!" એ વિના ઘણા દિવસ થયા તેમનો પત્ર નથી. તેથી તેમના શરીરે સારું નહીં હોય, ઇત્યાદિ વિચાર લક્ષ્મીના મનમાં ઘડી ઘડી ઉપજવા લાગ્યા. કંઈ પણ અનિષ્ટ થયું હશે. એને માટે તેને સ્હેજ પણ શંકા રહી નહીં; પરંતુ પરમેશ્વર પોતાના ઉપર સઘળી રીતે રુઠયો છે અને પોતાના ભાગ્ય ફુટી ગયાં છે; એવું સ્વપ્નામાં પણ તે બિચારીને ભાસ્યું નહીં!

રતિલાલ બ્રહ્મદેશથી પાછો સુરત આવ્યો. પરંતુ જગમોહનદાસ તેની સાથે આવ્યા નથી એ જોઇ લક્ષ્મીના પ્રાણ ઉડી ગયા! "જ્યારે ત્યાં કંઈ અનિષ્ટ થયું નથી, સર્વ સુખરૂપ છે, ત્યારે રતિલાલભાઇ, આવ્યા ત્યારના કેમ કંઈ બોલતા નથી? તેમની આંખો આંસુથી ભરાયેલી કેમ લાગે છે? તેમનું મ્હોડું આવું નિસ્તેજ કેમ?" આવી અનેક શંકા હીણભાગી લક્ષ્મીના મનમાં એક પછી એક આવવા લાગી. તે નિરાશાથી હેઠે બેસી ગઇ. તેનું માથું ફરવા લાગ્યું. આખું જગત્ તેને શૂન્યવત્ ભાસવા લાગ્યું. ભવિષ્યમાં સહન કરવાની સર્વ વસ્તુઓ તેની દૃષ્ટિ આગળ ફરવા લાગી. રતિલાલને પૂછવા માટે તેનાથી વધારે ધીરજ ધરાઈ નહીં. તેમ જ મ્હોડું ઉઘાડીને, પતિના કુશલ સમાચાર પૂછવાને માટે તેને હિંમત પણ થઇ નહીં. તેનો જીવ થરથર કાંપવા લાગ્યો. એટલામાં રેવા જે પાસે બેઠી હતી, તેણે રતિલાલને પૂછયું-"અમારા ભાઈ ખુશીમાં છે કે?"

બિચારા રતિલાલને હવે શું ઉત્તર દેવો! આંખોપર હાથ ઢાંકી તે સ્તબ્ધ બેશી રહ્યો! હૃદયમાં ખળખળ

રહેતાં, દુઃખનો પ્રચંડ વેગે, તેને હતાશ કરી નાંખ્યો હતો, તે કંઇ પણ બોલ્યો નહીં. લક્ષ્મીથી હવે રહેવાયું નહીં. હતી ન હતી તેટલી હિંમત એકઠી કરી, તે બીહતાં બીહતાં બોલી–" ભાઇ! ત્યાં સૌ કુશલ છે ને?"

રતિલાલનું હૃદય ગદ્‌ગદિત થઈ ગયું! રડતો રડતો તે ત્યાંથી ઉઠયો અને પરશાળમાં જઇને તે મૂર્છા ખાઇને પડયો! રતિલાલે કંઈ પણ ઉત્તર દીધો નહીં તેથી લક્ષ્મીને ઉત્તર મળી ગયો! તેનું હૃદય ચીરાઈ ગયું! તેના માથાપર જાણે વજ્રપાત થયો! પહેલાથી જ અશકત બનેલી, પુત્ર અને સાસુજીની દુઃખાગ્નિથી દગ્ધ થયેલી ભાગ્યહીન લક્ષ્મી સંજ્ઞાશૂન્ય થઇને તેજ વખતે પૃથ્વીપર પડી; અને ત્યારથી તે ગાંડી જેવી બની ગઇ!



## પ્રકરણ ૩૪ મું.



## હેં! આ શું?

લક્ષ્મી ખરેખર ભ્રમિષ્ટ બની ગઇ છે. ગયા પાંચ દિવસમાં તેણે અન્ન અને પાણીને સ્પર્શ શુદ્ધાં કર્યાં નથી. તેણે શરીર ઉપરના સર્વ અલંકારો કહાડી નાંખ્યા. તેણે પોતાના શરીરની ધુલધાણી કરવા માંડી. અત્યંત દુઃખથી તેને પોતાની પ્રાણુની સ્હેજ પણ પર્વાહ રહી નહીં! તેની આવી દુઃખદાયક સ્થિતિ જોઈ, સવિતાની આંખોમાંથી કેમે કર્યાં આંસુ ખુટતાં ન હતાં! એટલે તે પણ લક્ષ્મીને ધીરજ કેવી રીતે આપી શકે! લક્ષ્મીની શરીરકાંતિ ફરી ગઇ. પૂર્વનું સૌન્દર્ય હવે રહ્યું નહી. તેના મનમોહક મુખપર સદૈવ બીરાજતું તે મૃદુ મધુર હાસ્ય દેશપાર થયું, તેની

પ્રફુલ્લતા તને સદાને માટે છોડીને ગઇ, તેના ભાષણમાં હવે પૂર્વનું માધુર્ય રહ્યું નહીં અને તે સરળતા પણ રહી નહીં. સામું માણુસના શબ્દને માન દેવાની તેની તત્પરતા અને સ્વાર્થત્યાગ બુદ્ધિ પણ હવે અંતર્ધાન થઇ ગઈ! પૂર્વનો કોમલ સ્વભાવ બદલાઈ હવે અંગે ઉગ્રતા આવી!

રતિલાલ અથવા સવિતા, પાછળની વ્યવસ્થા કરવા માટે જ્યારે તેને કહેતા, ત્યારે તે સ્હેજ પણ ધ્યાન દેતી ન હતી, "હવે મારે શું કરવું છે? કોને માટે હવે આવી પંચાત કરવી પડે? એવી રીતે લક્ષ્મી ઉલટી તે લોકોને પૂછતી. અને ઘણું થાય તો ખુણામાં બેશીને રડતી કોઇ કોઇ વખત તો તે પોતાના મન સાથે જ લવતી. વળી ખડખડ હશી પડતી અને કોઇ વખતે તો પોતે બેશુદ્ધ થાય ત્યાં સુધી એકાંતમાં રડતી બેસતી. તેની આવી સ્થિતિ જોઇ એક દિવસે સવિતાએ પુછ્યું–"લક્ષ્મી! તું બહેન આવી રીતે શું કરતી હઇશ?"

લક્ષ્મીને તેના કહેવાનો ગુસ્સો ઉપજ્યો, તે સવિતાના શરીરપર ધશી જઇને બોલી.

"મને ફાવશે તેમ હું કરીશ. તું મને કોણ કેહેનાર?"

"બહેન! તું આવી ગાંડી શું થાય છે?"

"વાહવા! એવું થાય તો ઘણું સારું!" એટલું કહી, લક્ષ્મી ખડખડ હશી પડી!

"બહેન! જરા ચિત્ત ઠેકાણે રાખો!"

"હવે સદાનું ઠેકાણે થઇ જશે!"

"જા, બહેન! આવું ગાંડું ગાંડું બોલ નહીં!"

"કેમ વારુ મને કોઇની બીક લાગે છે?"

યુક્તિ પ્રયુક્તિથી લક્ષ્મીને ઠેકાણે લાવવાનો પ્રયત્ન કરતાં સવિતા બોલી–"બ્હેનરે! અહીંયાં બીજા માણસો રહે છે; અને તું આમ ગાંડું ગાડું બોલીને તેમને કંટાળો આપે છે. તેનો તો કંઇ વિચાર કર–"

"ચુલીમાં કેમ નથી પડતાં મુંવા તે! મારે તેમની સાથે શું કામ છે?" લક્ષ્મી ફરી જોરથી બોલી. એ જોઇ સવિતા સ્હેજ ગુસ્સે થઇને બોલી–"ફરી આવું બોલીશ તો યાદ રાખજે–"

કેવલ ભ્રમિષ્ટ થયેલી લક્ષ્મી, પહેલાના કરતાં વધારે ઉગ્ર સ્વરે બોલી–" મને ફાવશે તેમ હું કરીશ–ફાવશે તેમ બોલીશ–જેને જે કરવું હોય, તે ખુશીથી કરે. મારું હવે કોણ નામ દેનાર છે? મારું હવે કોણ છે? મને હવે કોની બીક છે!" એટલું કહી તે રડવા લાગી.

રતિલાલ, સવિતા અથવા જડાવ; એ ત્રણેમાંથી કોઇ પણ લક્ષ્મીને સમજાવી શકતા ન હતા! દિવસે દિવસે તેને સંસાર ઉપર, વધારે ને વધારે ધિક્કાર ઉપજવા લાગ્યો. કોઇ પણ જાતની તેને કાળજી રહી નહીં; અથવા કોઇ પણ વાતનો તેને આગ્રહ પણ રહ્યો નહીં. દિવસ પછી દિવસ જવા લાગ્યા પરંતુ લક્ષ્મીની અવસ્થામાં કાંઇપણ ફેરફાર થયો નહીં. તેની બુદ્ધિ કેમ કરતાંયે ઠેકાણે આવી નહીં. બળેલાં ઘર સંબંધી, હજુ સુધી કંઇ કરવામાં આવ્યું ન હતું. નવું ઘર બંધાવવું એવો રતિલાલનો વિચાર હતો, પરંતુ લક્ષ્મી કેમ કરતાંયે તે વાતને હજુ કબુલ કરતી ન હતી. તે કહેતી–"હવે ઘરનું શું કામ છે? કોને લઇને હું તે ઘરમાં રહું!"

રતિલાલ ઘણો આગ્રહ કરવા લાગ્યો. સવિતા અને જડાવ પણ તેનો નિશ્ચય ફેરવવા લાગ્યાં, ત્યારે તે ગાંડી

જેવી રડતાં રડતાં બોલી–"બાંધો, ખુશીથી ઘર બાંધો! પણ હું તેમાં પગ સુદ્ધાં મુકવાની નથી. જે ઘરમાં મારાં સાસુજી બળીને મરી ગયાં, જે ઘરમાં મારો મદન, મને મુકીને ચાલ્યો ગયો, તે ઘર તમે સોનાથી મઢાવશો; તો પણ હું તેમાં પગલું મુકનાર નથી!"

રતિલાલ તેના મનનું સમાધાન કરતાં બોલ્યો–"લક્ષ્મી બ્હેન! તું મારું કહ્યું સાંભળ; મને તું સગો ભાઇ ગણે છે ને! તો મારું કહેવું એક વાર સાંભળ. આ ઘર તૈયાર થવા દે; પછી તારી મરજી નહીં હોય તે તું તેમાં નહીં રહેતી. તને કોઇ કહેનાર નથી. અહીંયા એક ન્હાની બંગલી તને બાંધી આપીશું; તેમાં તું રહેજે."

લક્ષ્મી રડતાં રડતાં બોલી–"ભાઇ! મારે એવડું મોટું ઘર શા માટે જોઇએ? મારે માટે તું આટલી બધી ચિંતા શું કરવા કરે છે; અને જુદી બંગલી બાંધવા માટે શું કરવા પૈસો ખરચે છે?"

"પણ હું મારી ગાંઠનો પૈસો ક્યાં ખરચું છું? જગમોહનના વિમાના પાંચ હજાર રૂપિઆ આવશે. તેમાંથી આ બધો ખરચ થશે. એ શિવાય સાહેબે તને બે હજાર રૂપિઆ આપ્યા છે."

લક્ષ્મી અને સવિતા આ સાંભળીને રડવા લાગ્યાં, લક્ષ્મીએ ઘણુંયે ના કહ્યું; પણ રતિલાલે ઘર બંધાવાનું કામ શરુ કર્યું; જુદી બંગલી લક્ષ્મીએ બાંધવા નહીં દીધી. કેટલાક દિવસ પછી રતિલાલ ઘર જવા નિકળ્યો. જતી વખતે તેણે સવિતાને સમજાવીને કહ્યું. "મારે હવે એકવાર ઘર જવું જોઇએ તું અહીં થોડા દિવસ રહે; પછી શું કરવું તે હું તને કહીશ."

"બહુ સારું, હું એકલી રહીને અહીં શું કરું?" સવિતા પહેલાં એમ બોલી ખરી, પરંતુ રતિલાલનો ઘણો આગ્રહ જોઇ, તે અન્તે કબુલ થઇ. તેજ દિવસે રતિલાલે, લક્ષ્મીના મનનું અનેક પ્રકારે શાંતવન કરી બધાના દેખતાં કહ્યું–"જો બ્હેન! હુવે નકામો શોક કરીને તું તારા મનને સંતાપીશ નહીં. એ સૌ ઈશ્વરના ખેલ છે થવું ન થવું એ કોઇના હાથમાં નથી. તું ભારે છેડે છે; તો એમ ખાધા-વિના શરીરને બાળી, આઠે પહોર તું શોક કરતી બેસીશ તો તારા ગર્ભને મોટું નુકશાન પહોંચશે. મારે કાલે ઘેર જવું જોઈએ; કારણ કે, જરૂરનું કામ છે, બીજું તને કહેવાનું એ છે કે, તારા વરે પોતાની જીંદગીનો પાંચ હજાર રૂપિયાનો વિમો ઉતરાવ્યો છે; તેનો આ કાગળ તું તારી પાસે રાખ, હું પાછો આવીશ ત્યારે એની ગોઠવણ કરીશ. એ શિવાય સાહેબે તને બે હજાર રૂપિઆ આપ્યા છે તે જુદા છે!"

એટલું કરી રતિલાલે વિમાની પૉલિસી, લક્ષ્મીની સામી મુકી. લક્ષ્મીની આંખો આંસુથી ભરાઇ ગઇ; તે ગદ્‌-ગદિત સ્વરે બોલી–" આ કાગળ લઇને હું શું કરું? રાખો એને તમારી પાસે–"

"એવું ગાંડી જેવું બોલ નહીં. એ તારી પાસે હોય, તેજ સારો. તું નહીં રાખે તો બીજું કોણ રાખશે?"

"એ મારો છે ને? ત્યારે તો હું લઇશ. પણ ભાઇ મારી નજરમાં આવે તેમ હું એનું કરીશ હો!"

"તારી નજરમાં આવે તેમ કરજે પછી કંઇ?"

"વા; પછી શું?" એટલું કરી લક્ષ્મીએ તે વિમાની પૉલિસીનો કાગળ પોતાના હાથમાં લીધો અને ઘડીવારમાં તેને ફાડી તોડીને તેના કટકે કટકાં કરી નાંખ્યા!!

"હું! આ શું?" એટલું કહી રતિલાલ તેને અટકાવવા ઉઠયો. એટલામાં તે દોડતી દોડતી ચુલા આગળ ગઇ અને તે કાગળના કટકા તેણે ચુલામાં નાંખી દીધા. જોત જોતામાં તે બળીને રાખ થઇ ગયા!



## પ્રકરણ ૩૫ મું.



### મદન કયાં ગયો!

સવિતા અને જડાવને, લક્ષ્મીની સંભાળ રાખવાનું કહી, રતિલાલ વલસાડ આવ્યો. લક્ષ્મીનું ભ્રમિષ્ટપણું દિવસે દિવસે વધવા લાગ્યું. બે પ્રહર રાત્રી ગઇ હતી, જ્યાં ત્યાં શૂન્યતા પથરાઇ ગઇ હતી, પરંતુ આવી રાત્રે પણ હતભાગિણી લક્ષ્મીની આંખમાં નિદ્રા નહતી. ઘણે દિવસે આજ સ્હેજ નિદ્રા આવશે એમ તેને લાગવા માંડ્યું; પરંતુ તેજ અવસ્થામાં તેણે એક સ્વપ્ન જોયું. જાણે "જગમોહનદાસ મદનને લઇને ઉભા છે. સાસુજી પાસે બેઠાં બેઠાં માળા ફેરવે છે. જગમોહનદાસની પાસેથી દાદી પાસે જવા મદન હસ્તો હસ્તો ઉછાળા મારે છે પરંતુ જગમોહનદાસ તેને કોઇપણ રીતે હાથપરથી ઉતરવા દેતા નથી!"

આવું સ્વપ્ન જોઈ, લક્ષ્મી પથારીમાંથી ઉઠીને બેઠી થઇ; અને આંખો ચોળી ચારે તરફ જોવા લાગી. પણ તેને કંઈ જણાયું નહીં, તેની સાથેજ તે બૂમ પાડીને બોલી ઉઠી–"ગયો–મને મૂકીને જતો રહ્યો!" આવી રીતે એકદમ બૂમ પાડીને તે પાછી પથારીમાં સૂતી. આજે તેનો શોક સાગર પાછો ઉભરાઈ આવ્યો. જેમ પાણીથી ચીકાર ભરાયેલા સરોવરની પાળ તૂટતાં પાણીનો પ્રવાહ પ્રબલ વેગથી

બહાર પડે છે, તેવી જ રીતે આજે તેનો શોકપ્રવાહ ઉછળીને બહાર પડવા લાગ્યો! આવી મોડી રાત્રે તેનું હૃદયદ્રાવક આક્રંદ સાંભળી ઘરના સઘળા માણસો જાગી ઉઠ્યાં. પોતાનાં આક્રંદથી સઘળાની ઉંઘ તૂટી ગઈ, તે જોઈને આવી શોચનીય સ્થિતિમાં પણ લક્ષ્મી ઓશીયાળાં જેવી બની ગઇ! પોતાનો શોક સમાવીને તે સુઈજવાનો ઢોંગ કરવા લાગી. તેથી ઘરના માણસોએ ધાર્યું કે તે હવે થાકીને સુઇ ગઇ છે, પરંતુ આ વખતે જો કોઇએ તેના હૃદયમાં પ્રવેશ કરીને જોયું હોત તો જણાત, કે દુ:સહ્ય શોકાગ્નિથી તેનું હૃદય અંદરનું અંદર દગ્ધ થઈ જતું હતું. સવિતા તથા જડાવ આવી મધ્ય રાત્રીએ ફરી ફરી શોક કરીને ઉઠવાનું શું કારણ છે? એમ તેને ઘડી ઘડી પુછવા લાગ્યાં, પરંતુ તેણે કંઇ પણ ઉત્તર દીધો નહીં. લક્ષ્મીના મનમાં આજે અનેક પ્રકારના વિચારતરંગ ઉઠતા હતા. "આજે પોતાના જીવનું કંઇને કંઇ કરી નાંખવું!" એવો રહી રહીને તેને વિચાર થઇ આવતો હતો. બીજે દિવસે પ્રાત:કાળમાં ઉઠીને તે પહેલાં જડાવની પાસે ગઇ. જડાવ ઉઠીને બ્હાર આવતી હતી; મણિલાલ અને છોકરીઓ હજુ ઉઠયાં નહતાં. પોતાની જેઠાણીનો હાથ પકડી લક્ષ્મી ગંભીર સ્વરે બોલી–"ભાભીજી! આજે મારી એક વાત તમારે સાંભળવી પડશે–"

લક્ષ્મીના દુ:ખે હવે જડાવનું હૃદય ચીરાઈ જતું હતું. તેનું દુ:ખ કોઇ પણ રીતે દૂર કરી, પોતાના પાછલા કૃત્યો માટે પ્રાયશ્ચિત્ત કરવા જડાવ ઘણીજ અધીરી બની ગઇ હતી. તે ખરા મનોભાવથી બોલી–"કઇ વાત બ્હેન?"

"તે પછી કહીશ; પણ પહેલાં તમે સાંભળવાનું કબુલ કરો."

૧૭

"લક્ષ્મી! હું તારી વાત સાંભળીશ નહીં; એમ તું ધારે છે?"

"ત્યારે તો તમે જરા ઉભાં રહો–"

એટલું કહી તે ઘરમાં ગઇ અને એક ન્હાની પેટી લઇ આવી. "આ મારાં ઘરેણાં તમે લો. ના કહેશો નહીં. તમારી તારી હવે મોટી થઇ છે ને? એટલે તેને આ આપો! કેમ લેતાં નથી? તમને મારા સમ છે!" લક્ષ્મી પોતાનાં ઘરેણાંની પેટી આપવા આગ્રહ કરવા લાગી.

"જા–જા–બ્હેન! આવું ગાંડી જેવું તું શું બોલે છે!" એમ કરી જડાવ આઘી ખસી ગઈ. જે જડાવે એક વખતે પોતાની નાદાન છોકરી પાસે, લક્ષ્મીની વાળીની દાબડી ટાંકામાં નંખાવી દીધી હતી, જે જડાવે પહેલા લક્ષ્મીને દેવાય તેટલું દુઃખ દેવામાં આઘું પાછું જોયું ન હતું; તે જ જડાવનું અંતઃકરણ આજ બદલાઈ ગયું હતું. આજે તેના અંતઃકરણમાં સુવિચારનો ઉદય થયો હતો. તેથી એકલી વાળી જ નહીં પરંતુ તેના બધાં કીમતી ઘરેણાં તે પોતાને આપી દેવા તૈયાર થઇ છે તોપણ તેણે લીધા નહીં. તે બોલી– "જા–બ્હેન! આવું બોલ નહીં! તારાપર પરમેશ્વરે દુઃખ નાંખ્યું છે, તે જ તને આ દુઃખમાંથી છોડાવશે. પરમેશ્વરની કૃપાથી જ તને છોકરો થશે અને સુખરૂપ શરીરે ઉઠીશ તો, આ દુઃખ પણ દૂર થઇ જશે! વળી જગમોહનઃ ભાઈ આગબોટમાંથી બચ્યા નથી, એમ કોણ ખાત્રીથી કહી શકે છે?"

લક્ષ્મી કંઈક ગુસ્સાથી, જોરથી બોલી–"હા, હા, હવે જલદી મારાં દુઃખ દૂર થઇ જશે. પણ તે આ જન્મે નહીં, પેલે જન્મે!"

આટલું કહી તે સ્તબ્ધ રહી. તેના દુઃખમગ્ન અંતઃકરણમાં અનેક પ્રકારના દુર્ધર વિચારોએ કેર વર્તાવવા માંડયો !

" બ્હેન ! પરમેશ્વરને જ તારી દયા આવશે ! આજે જ કંઇ ધર્મનો પૃથ્વીમાંથી લોપ થઈ ગયો નથી !"

" બધું જુઠું ! ધર્મે રહ્યો નથી અને પરમેશ્વરે રહ્યો નથી. પૃથ્વીપર ધર્મ હોત, પરમેશ્વર હોત, તો બ્હેન ! મારા નસીબ આટલાં બધાં કેમ ફુટી જાત ?–"

લક્ષ્મી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. જડાવનું હૃદય પણ તેથી ભરાઇ આવ્યું. લક્ષ્મીના આંસુ પોતાના લુગડાંના છેડાવતી લુંછી, તેને છાતી સરસી ચાંપી જડાવ બોલી– " લક્ષ્મી, તું મારી બ્હેન નહીં કે ? ત્યારે મારી એક વાત સાંભળ–જરા ધીરી પડ–!"

"પહેલાં મારી વાત સાંભળો તો, પછી તમારી જે વાત હશે તે હું સાંભળીશ–"

"વારુ બ્હેન ! સાંભળીશ પછી કંઇ ? કહે, જોઉં શું કહે છે ?"

"બીજું કંઇ નહીં, આ ઘરેણાં તમે લો. તારી અને કમલા હવે મોટી થઇ છે. માટે તેમને હવે આ ઘરેણાં આપો. બીજું એક કામ–"

તે ઘરેણાંની પેટી હાથમાં લઇ, જડાવ ગદ્દગદિત સ્વરે બોલી–"બીજું શું કામ બાકી રહ્યું છે બ્હેન ?"

"બીજું એક કામ મારું કરો. આજે ગમે તેમ કરીને બાલુને મારી પાસે લઈ આવો. પણ જોજો. તેની મા જાણે નહીં; નહીં તો તે છોકરાને મારી નાંખશે !"

ત્યાર પછી લક્ષ્મી આંખોપર છેડો ઢાંકી રડવા લાગી ! જડાવે પાછા તેનાં આંસુ લુંછ્યાં ! અને તેના મનનું જેમ

તેમ સમાધાન કર્યું. તેજ દિવસે બપોરે તેણે બાલુને બોલાવી લક્ષ્મીને સોંપ્યો. તેને ખોળામાં બેસાડી લક્ષ્મી રડવા લાગી. ઘણા દિવસે બાલુને "નાની કાકી"ના ખોળામાં બેસવાનું મળ્યું હતું, પરંતુ કાકી રડે છે; એ જોઇ તે અજ્ઞાન બાલકે પોતાના મધુર સ્વરે પુછ્યું–"કાકી, તું રડે છે કે?"

પોતાના આંસુ લુંછી કહાડી લક્ષ્મી બોલી–"કોણ? હું; ના હું તો કંઈ રડતી નથી!" "તું રડીશ તો હું તારા ખોળામાં બેસવાનો નથી; જા!"

"ના હું નહીં રડું!" એવું કહી લક્ષ્મી શાંત રહી. ઘરમાંથી શાકરનો કટકો લાવી તેણે તેના મ્હોંમાં મૂકયો. આ વખતે લક્ષ્મીનાં આંસુ તેની આંખમાંથી નિકળી ગાલપર વ્હેતાં હતાં. અંતઃકરણમાં એક તરફ વિચારતરંગ ઉઠતા હતા. બાલુના મ્હોં તરફ જોતાં જોતાં, મદનનું મનમોહક મુખકમલ તેની નજર આગળ તરવા લાગ્યું! તેની સાથેજ તેનું દુઃખ ઉભરાઇ આવ્યું! મ્હોત શિવાય આ દુઃખમાંથી આપણે છુટકો થવાનો નથી, એમ તેણે પોતાના મન સાથે નક્કી કર્યું! ત્યાર પછી તે ઘણીવારે ગદ્ગદિત સ્વરે બોલી–"બાલુ!"

બાલુએ મ્હોં ઉંચું કરી પોતાની કાકીના મ્હોંડા સામું જોયું. લક્ષ્મી રડતાં રડતાં ફરી બોલી–"બાલુ ભાઇ!"

એટલું બોલી તે પાછી ચુપ રહી. એ જોઇ બાલુએ પુછ્યું "કેમ કાકી?"

"ભાઈ તું ધ્યાન દઇને ભણજે! કોઇનું ભુંડું કરીશ નહીં. નઠારી સોબત છોડીને–" બોલતાં બોલતાં તે પાછી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. એ જોઈ બાલુ બોલ્યો, "તું રડે છે કેમ કાકી? શું તારા પેટમાં દુખે છે?"

તે અજ્ઞાન બાળક અનેક પ્રશ્ન કરવા લાગ્યો, પરંતુ લક્ષ્મી કંઈ બોલી નહીં. અંતે બાલુએ અધીર થઈને પુછ્યું- "કાકી, તારો મદન ક્યાં ગયો?"

હતભાગિણી લક્ષ્મીએ માથાપર હાથ મૂક્યો અને "મારો મદન ક્યાં ગયો?" એવો વિચાર કરતી તે ચોધાર આંસુએ રડતી બેઠી!



## પ્રકરણ ૩૬ મું.



### આપઘાત કે વંશચ્છેદ!

શોકથી, દુ:ખથી અને ગત વાતની મર્માંતિક સ્મૃતિથી અધીર થઈ, ભાગ્યહીણ લક્ષ્મીએ કોઇ પણ રીતે પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. મૃત્યુનો ભયંકર વિચાર કરતાં કરતાં, તે જડાવની પાસે ગઈ. તેની આવી ભયાનક મુખ-મુદ્રા જોઈ જડાવે ગભરાઈને કહ્યું-"લક્ષ્મી! આજે તું આમ કેમ જણાય છે?"

ભ્રમિષ્ટ થયેલી લક્ષ્મીએ આનો કંઇ પણ ઉત્તર ન દેતાં; અતિ ઉતાવળે કહ્યું-"ભાભીજી! તમારીને મારી આજ આ છેવટની વાતચિત-"

"છેવટની વાતચિત-જા, જા, એવું અશુભ બોલ નહીં!"

"વારુ, ત્યારે હવે તમારી પાસે નહીં બોલીયે!" એટલું કહી લક્ષ્મી ત્યાંથી જવા લાગી, તેની દૃઢ નિશ્ચયી મુખમુદ્રા જોઇ, જડાવ ભયભિત બની ગઇ; અને પાછળથી તેનાં લુગડાંનો છેડો પકડીને ઉભી રાખી. તે ગદ્‌ગદિત સ્વરે ધીરે રહીને બોલી-"લક્ષ્મી! બ્હેન! તું આવી ગાંડી શું

થાય છે? મારી વાત સાંભળ; તેં નહોતું કબુલ કર્યું કે તમે મારાં ઘરેણાં લેશો તો હું તમારી બધી વાત કબુલ કરીશ? મેં તારી વાત કબુલ રાખી, હવે તારે મારી વાત કબુલ રાખવી જોઈએ! તું હજુ સુધી કદી જુઠું બોલી નથી. પછી મારી વાત સાંભળીશ કે નહીં?"

"શું-શું-?" લક્ષ્મીએ અધીરતાથી પુછ્યું.

જડાવે તેનો હાથ પકડી કહ્યું-"પણ તું મારું સાંભળીશ કે નહીં; તે કહેને?"

"હા; સાંભળીશ."

"ત્યારે તારા મનમાં શું છે, તે મને ખુલ્લે ખુલ્લું કહી દે, જોઉં!"

"મારા મનમાં? મારા મનમાં બીજું શું હોય?"

"ત્યારે તું આમ કેમ કરે છે? ખાતી નથી પીતી નથી અને રાત દહાડો રડયા કરે છે; કદી જોર જુલમથી ખાવા બેસાડીયે છીયે, ત્યારે બે ચાર કોળિયા ખાધા ન ખાધા કરીને ઉઠી જાય છે; અને આખો દિવસ વિચારમાંને વિચારમાં ગાળે છે! આ તારા શરીર તરફ જો; કેવી દુર્દશા થઇ છે તે, પેલો પાંચ-હજારનો કાગળ ફાડીને બાળી દીધો; અને તે બિચારા સાહેબે મોકલાવેલા રૂપિયાને પણ એવા જ રસ્તે લગાડયા! આ તે તેં શું કરવા માંડયું છે? બ્હેન! જરા તો કંઇ વિચાર કર."

આ ઠેકાણે એક વાત કહેવી જોઇએ કે, સ્કોટ સાહેબે મોકલાવેલા રૂપિયા, રતિલાલને સ્વાધીન કરી તેણે તે આંધળા, લુલા, અનાથ, અપંગ અને તે જ પ્રમાણે માતૃપિતૃહીન બાળકોના "અનાથાશ્રમ"માં આપી દેવાને કહ્યું હતું.

જડાવનું બોલવું સાંભળી, લક્ષ્મી આંખો કહાડી બોલી—"જાઓ, ચુલામાં પડો હુવે મારાં શરીરને અને પૈસાને શું કરવા છે? હું તો હુવે પરવારીને—"

જડાવ દુઃખી ચિત્તે બોલી—"લક્ષ્મી ! એમ ન બોલ બ્હેન; તારા મનમાં શું છે તે મને ખરેખરું કહી દે !"

લક્ષ્મીએ કંઇ પણ ઉત્તર દીધો નહીં. તેની આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં ! જડાવે તેને છાતી સરસી ચાંપી અને તેના આંસુ લુછી તે બોલી—"મારી પાસે કહેતાં તું અચકાય છે. તેથી હું ધારું છું કે, મારો તને વિશ્વાસ નથી. ખરું છે, બ્હેન. વિશ્વાસ તે શેનો હોય ? તને વિતાડવામાં મેં કંઇ થોડું બાકી રાખ્યું છે ! નીચ માણસોના નાદે લાગી મેં તને ન દેવાય એવી કેટલી વખતે ગાળો દીધી છે, છળ ભેદ પણ તેટલો જ કર્યો છે; અને અમારા લીધે જ તારું સર્વ નાશ થયું છે. જો અમે સારી રીતે વરત્યાં હોત તો, જગમોહન ભાઇ શું કરવા ઘર છોડીને જાત ! અને આવો અનિષ્ટ પ્રસંગ તારા પર શા માટે આવત ! તે પાપોનાં અમારે કેવાં કેવાં ફળ ભોગવવાં પડશે—તે પરમેશ્વર જાણે—"

જડાવ ડુસકાં મુકી રડવા લાગી. લક્ષ્મી પણ રડતી હતી. તે બોલી—"એમ શું બોલો છો ? તમારો એમાં શું અપરાધ ભાભીજી ! નશીબમાં હોય તેમ થાય, તેના આગળ કોઇનો ઉપાય ચાલે છે? તમે શું એમ કહો છો કે, તમારા પર મારો વિશ્વાસ નથી ? તેમ આવી વિપત્તિમાં અમારી સાહ્ય કરી, તે શું હું આટલામાં જ ભુલી ગઈ ? જે દિવસે ઘર બળ્યું, તે દિવસે, તમે જ અમને બચાવ્યાં, તમારા ઘરમાં અમને ઉભાં રહેવાનો આસરો મળ્યો. મારો સોના જેવો મદન—અને—સાસુજી તમારા જ ઘરમાં —"

આટલું બોલી લક્ષ્મી અટકી. તેનું ગળું ભેદાઇ ગયું. બન્ને જણા રડવા લાગ્યાં. તેમને છાના રાખે, એવું ત્યાં કોઈ નહતું. તેઓ નિઃશંકપણે ઘણીવાર સુધી રડતાં બેઠાં. ત્યાર પછી લક્ષ્મી ગાંડા જેવી કર્કશ સ્વરે બોલી–"મને તમારો વિશ્વાસ નહીં આવશે તો બીજા કોનો આવશે? મારી સગી બ્હેન નહતી, તે ઘર બળ્યું તે દિવસે મને મળી. પછી તમારો વિશ્વાસ મને કેમ નહીં આવે?"

જડાવનું હૃદય આજે શોક અને અનુતાપથી દગ્ધ થઇ ગયું હતું. તેમાં લક્ષ્મીના શબ્દોએ ઉમેરો કર્યો. પહેલાના કરતાં અધિક દુઃખી સ્વરે તે રડવા લાગી. એ જોઇ લક્ષ્મી પોતાની આંખો લુછી, કંઈક મૃદુ સ્વરે બોલી–"મારા મનમાં શું છે તે તમારે સાંભળવું છે ને? ત્યારે સાંભળો, પણ કોઇની પાસે કહેતાં નહીં! તારી પાસે પણ બોલતાં નહીં હો!"

જડાવ અશ્રુપૂર્ણ નેત્રે લક્ષ્મીને જોઇ રહી; લક્ષ્મી ગદ્‌ગદિત સ્વરે બોલી–"મારાં મનમાં બીજું તે શું હોય મારું કપાળ! અત્યાર સુધી મેં ઘણી ધીરજ ધરી, પણ હવે મારાથી આ દુઃખ સહન થતું નથી. તેથી મેં આવો વિચાર કર્યો છે–ભાભીજી! હવે હું કોઈનું સાંભળનાર નથી તેમ કોઇનું માનનાર પણ નથી. આજે જ હું મારા જીવને હતો નહતો કરી નાંખીશ. હુ સહન તે કેટલું કરું!–".

લક્ષ્મી સ્તબ્ધ રહી. તેનું આવું બોલવું સાંભળી જડાવ કપાળ પર હાથ મુંકી હેઠે બેઠી. તેનું માંથુ ભમવા લાગ્યું. રડતાં રડતાં લક્ષ્મીના બન્ને હાથ પોતાના હાથમાં લઇ તે બોલી–"બ્હેન! આવું અશુભ મ્હોડામાંથી નહીં બોલીયે. જેણે તને આવાં અપાર દુઃખમાં નાંખી છે, તે જ તને

આમાંથી સારા દિવસ દેખાડશે. વળી આટલું કહ્યાથી તું મારૂં નહીં માને તો હું તારી સાથે જ કુવામાં પડીશ. એ તું ખાત્રીથી માનજે !"

"પણ તમને એવું શું દુઃખ છે; ભાભીજી ?" લક્ષ્મીએ પુછ્યું.

"તું અમારી માયા છોડીને જાય તો અમારે જીવીને શું કરવું છે ? મારાં છોકરાં તે તારાં છોકરાં નહીં ? તારી અને કમળીને મેં તને સોંપ્યા–તું આજથી તેની મા–જશે શું તેમને મુકીને ? તેમની કંઇ પણ દયા તને નહીં આવે ?"

"તેમને જોઇને તો હું ગાંડી બની જાઉં છું ! ત્યારે લાવો ભાભીજી, લાવો, તેમને મારી પાસે લાવો ! !"

એટલામાં કમળી દોડતી દોડતી પોતાની મા પાસે આવી. માને રડતી જોઇ તેપણ તેને ગળે બાઝીને રડવા લાગી. જડાવે તેને ઉંચકીને લક્ષ્મીના ખોળામાં બેસાડી અને તે રડતાં રડતાં બોલી–"આ મારી કમળીને, હું તને સોંપુ છું: હવે તારી નજરમાં આવે તેમ કર !"

કમળીના અશ્રુપૂર્ણ મુખકમળનું, લક્ષ્મીએ રડતાં રડતાં ચુંબન કર્યું ! સ્નેહરસે તેનું હૃદય ભરાઈ ગયું. આપઘાત કરવાનો તેનો નિશ્ચય ડગમગવા લાગ્યો. એટલામાં જડાવ કંઇક વિચાર કરી શાંતપણે બોલી–"અને લક્ષ્મી ! તું ભારે છેડે છે; એ તો તું ભુલીજ ગઇ ? તું આપઘાત કરીશ તો, આત્મહત્યાનું અને તેની સાથે બાળહત્યાનું ઘોર પાપ તેને નહીં લાગે કે ? તારા પતિનો તું આવી રીતે શું વંશ લોપ કરીશ કે ?"

"પતિનો વંશ લોપ ! મને દુઃખ ભોગવવું પડે છે, તેથી શું હું પતિનો વંશલોપ કરવાને તૈયાર થાઉં ? નહીં,

નહીં! હું ખરેખર ગાંડી થઈ છું! અં-હં! હવેથી મારા જીવને કંઇ પણ કરવાનો મને અધિકાર નથી-"

પતિનો વંશલોપ કરવાના પાતકે, લક્ષ્મીને અટકાવી. આપઘાત કરવાનો સંકલ્પ તેણે તે જ વખતે તજી દીધો!

## પ્રકરણ ૩૭ મું.

### પાપનો ઘડો ભરાયો!

લક્ષ્મીને અપાર દુઃખ અને શોકમાં નાંખ્યા પછી લલ્લુભાઇના મનમાં પણ કંઈક દયાનો સંચાર થવા લાગ્યો, પરંતુ એટલામાં તેણે સાંભળ્યું કે, જગમોહને તેને માટે પાંચ હજાર રૂપિયા મુકયા છે. તેની સાથે જ તેણે પાછું પૂર્વ સ્વરૂપ ધારણ કર્યું! સર્વે સ્થાવર મિલકત પોતાને મળે એવી રીતનું પરમાનંદદાસના નામનું તેણે એક ખોટું વશીયતનામું તૈયાર કર્યું હતું એ વાત વાંચકોના જાણવામાં છે. એ વશીયતનામું હવે જાહેરમાં લાવવા માટે લલ્લુભાઇ અધીરો બની ગયો. જગમોહન મરી ગયો, તેને એક છોકરો થયો હતો, તે પણ તેની આગળ પતી ગયો; લક્ષ્મી તો ગાંડી બની ગઈ છે; મણિલાલ હવે જો કે લલ્લુભાઇના તંત્ર પ્રમાણે ચાલતો નહતો પણ તે તેના વિરુદ્ધમાં નહતો. તેનું મ્હોં બંધ કરવાનું કામ ઘણું કઠીન નહતું. એટલે વશીયતનામું બહાર પાડવાની આ તક ઉત્તમ હતી. ફરી ફરી આવો વખત મળવાનો નથી; કારણ કે લક્ષ્મી ગર્ભવતી હતી એ તેના જાણવામાં હતું. કર્મ સંયોગે કદાચ તેને છોકરો થાય તો વળી વાતમાં વાંધો પડે. એટલે તુરતા તુરત વશીયતનામાનો નિકાલ કરી નાંખવો એવો લલ્લુભાઇએ દૃઢ નિશ્ચય કર્યો. વકીલની સલાહ લઈ તેણે

તે વશીયતનામું બહાર પાડવાની એક નવી યુક્તિ કહાડી. જમીનના ગણોતની બાકીને માટે તેણે પોતાના એક ખેડુ-તપર દીવાનીમાં દાવો બાંધ્યો. ખેડુત બાકી આપવાને કબુલ હતો, પરંતુ એકલા લલ્લુભાઇને જ તે આપવા કબુલ ન હતો. તેનું કહેવું એમ હતું કે એકલા લલ્લુભાઇને જ આ બાબતમાં દાવો કરવાનો અધિકાર નથી. મણિલાલ અને જગમોહનની સ્ત્રીનો પણ એમાં ભાગ છે. તેની સાથે જ લલ્લુભાઇએ પોતાનો હક્ક સાબીત કરવા પેલું ખોટું વશીયતનામું કોર્ટમાં દાખલ કર્યું. આ વશીયતનામાની વાત તરત જ ચારે તરફ પ્રસરી ગઇ. ઉડતી ઉડતી તે વાત રતિલાલને કાને ગઇ પરંતુ આ વખતે તે કાંઈ અગત્યના કામમાં રોકાયેલો હતો, પરંતુ લક્ષ્મીનું વિનાકારણ નુકસાન થવા દેવું નહીં. અને દુષ્ટ બુદ્ધિના લલ્લુભાઇને સારી નશીયત મળે એ વિચારે, તે ઘડીનો પણ વિલંબ કર્યા વિના તુરત સુરત આવ્યો; અને વશીયતનામું ખોટું છે, એ સંબંધી પુરાવા મેળવવા લાગ્યો. એ જોઈ લલ્લુભાઇ ગભરાયો!

આણી તરફ લલ્લુભાઇની નીચ વર્તણુંકથી, સૌ તેના શત્રુ થઇ પડયા હતા. તેની પાછળ કોઇ મદદ કરે એમ ન હતું. એ નીચને માટે જ જગમોહન દેશ છોડીને પર-દેશ ગયો અને મરી ગયો. જગમોહનના ઘરને આગ લગાડી, તેના કોમલ બાળકનો તથા સુનંદા ડોશીનો પણ એણે જ જીવ લીધો હતો એવી વાતો હવે જ્યાં ત્યાં થતી સંભળાતી હતી. એટલામાં વળી ખોટું વશીયતનામું તૈયાર કરી, મણિલાલને અને તે બિચારી ભાગ્યહીન લક્ષ્મીને અજાયબ રીતે ઠગવાની યુક્તિ લલ્લુભાઇએ કરી છે, એ વાત જ્યાં ત્યાં પ્રસરી ગઇ. તેની સાથે જ સર્વ માણસો તેની વિરુદ્ધમાં થયા. બજારમાં, હાટમાં અને જ્યાં ત્યાં,

આજ વિષયની ચર્ચા થવા લાગી. સઘળા માણસો લલ્લુભાઈને લુચ્ચો, સ્વાર્થી, નિર્દય અને રાક્ષસ કહી ગાળો દેવા લાગ્યા. "પોતાના સગા ભાઈનો અને જનેતાનો જેણે જીવ લીધો, તે બીજું શું નહીં કરશે ?" એવું જે તે બોલવા લાગ્યા. કેટલાક કહેવા લાગ્યા "રતિલાલે જ્યારે મનપર લીધું છે, ત્યારે તેના જરૂર બાર વાગી જશે. હવે ભાઈ બેડીઓ ખખડાવતા થશે !" એવું કેટલાંક તો ખુલ્લે ખુલ્લું બોલવા લાગ્યા.

લલ્લુભાઈ તરફથી સાક્ષી આપવા કોઈ પણ પ્રતિષ્ઠિત માણસ આવ્યું નહીં. ઉલટું રતિલાલે ભરપૂર પૂરાવાની સાથે એવું સાબીત કરી આપ્યું કે "જે દિવસે વશીયતનામાં ઉપર પરમાનંદદાસની સહી થવાનું લલ્લુભાઈ જણાવે છે, તે દિવસે પરમાનંદદાસ સુરતમાં નહુતા. તે તારીખે ભરુચની સ્મોલકૉઝ કોર્ટમાં તેમની સાક્ષી લેવાયેલી છે. એટલે પરમાનંદદાસ અહીં નહુતા અને તેમણે વશીયતનામા ઉપર સહી પણ કરી નથી–"

લલ્લુભાઈનાં નીચ વર્તનને માટે કોર્ટને ઘણો તિરસ્કાર ઉપજ્યો. તેને એકલાને આવો દાવો કરવાનો હુક્ક નથી; એવું ઠેરવી તેનો દાવો કહાડી નાંખ્યો અને ખોટું વશીયતનામું બનાવવા બદ્દલ તેનાપર ફોજદારી કામ ચલાવવાનો હુકમ થયો !



## પ્રકરણ ૩૮ મું.



## ખોટાનું ખોટું !

લલ્લુભાઈ ઉપર ફોજદારી કેશ ચાલવાનો છે; એ સાંભળી સૌ કોઈ ખુશી થયાં તેણે અત્યાર સુધીમાં ઘણાં

માણસોને કનડયાં હતા. ઘણાની સાથે છળ કપટ કર્યાં હતા. અડી વખતે આપેલાં પાંચ રૂપિયાનું, પચ્ચીશ રુપિયા વ્યાજ ખાઈ, મુદ્દલ રકમ માટે તેણે ઘણાં ગરીબોના ઘરબાર હરરાજ કરાવ્યાં હતાં. કેટલાંકોને તો ખોટા દસ્તાવેજો કરી, ખેદાન મેદાન કરી નાંખ્યા હતા. એટલે તેને ખોટું વશીયતનામું કરવા બદલ સપડાયેલો જોઇ, સૌ કોઇ ખુશી થાય તેમાં નવાઇ જેવું કંઇ નહતું. લલ્લુભાઇને આવા સંકટમાં પડેલો જોઇ, કોઈએ પણ પોતાની સહાનુભૂતિ બતાવી નહીં. ઉલટા જે તે તેનું ભુંડું ઇચ્છવા લાગ્યા.

કોઇ કહેતું–"ભાઈ! પાપ છાનું રહી રહીને કયાં સુધી છાનું રહે? પરમેશ્વરને ત્યાં કંઈ છેક જ ઇન્સાફ ઉઠી ગયો નથી!" કોઈ કહેતું "ખોટાનું અંતે ખોટું જ. લલ્લુભાઇએ આ કેવી ચાલાકીથી કામ કર્યું હતું; વશીયતનામું તૈયાર કરી તેનાપર પોતાના બાપની ખોટી સહી કરાવી અને સાક્ષીઓ પણ તેવા જ બનાવટી ઉભા કર્યાં. પણ તેનું પરિણામ શું આવ્યું તે જુવો! એકજ તારીખમાં ભાઈ ફશી પડ્યા! પરમેશ્વરની લીલા અપાર છે; તે કંઈ ખોટું નથી. કોઈ કહેતું–"અરે! ભાઈ દુનિયામાંથી કંઈ આજે જ ધર્મ ડુબી ગયો નથી. આ હાથે કરવું ને આ હાથે ભરવું! એ દિવસે હું જડજ સાહેબની કોરટમાં સાક્ષી આપવા ગયો હતો, તે વખતે ત્યાં બેઠેલા એક હોંશીયાર વકીલે મને કહ્યું આ કામમાં લલ્લુભાઈને જન્મ દેશનીકાલની સજા થશે? જેવી કરણી તેવી પાર ઉતરણી! જેણે પોતાના સગા ભાઇનું ઘર બાળ્યું, મા અને ભત્રીજાને જીવતાં બાળી મૂકયાં, તે ચંડાળને ગમે તેટલી ભારે સજા થાય તો પણ તે ઓછી

જ સમજવી! ડોશીના ટળવળાટેજ તે આટલું દુઃખ ભોગવે છે!" એવું જે તે ધ્યાનમાં આવે તેમ બોલવા લાગ્યા.

લક્ષ્મીએ જ્યારે સાંભળ્યું કે હવે લલ્લુભાઈ જરુર કેદમાં પડશે, ત્યારે તે બિચારીને ઘણું માઠું લાગ્યું. લલ્લુભાઈને માટે તેના મનમાં સ્હેજ પણ ભક્તિ નહતી, તથાપિ તેના નાનાં નાનાં છોકરાંઓનું તથા ગુલાબનું દુઃખ જોઈ, તે દુઃખી થઈ! તેને દુઃખનો પૂરેપૂરો અનુભવ થયો હતો એટલે પ્રત્યક્ષ શત્રુનું દુઃખ જોઈ તેનું કોમળ હૃદય ચીરાઈ જતું! લલ્લુભાઇને આમાંથી બચાવવા માટે તેણે રતિલાલને ઘણો આગ્રહ કર્યો. રતિલાલે તેનું માન્યું નહીં; તે બોલ્યો—"આવા નરાધમ નરપિશાચને, યથાયોગ્ય શિક્ષા નહીં મળે તો સારા માણસોથી આ જગતમાં રહેવાય નહીં! આ વખતે તે પોતાના પાપનું બરાબર પ્રાયશ્ચિત્ત ભોગવશે ત્યારેજ હું નચિંત બેસીશ. તું આમાં સમજતી નથી માટે એ સંબધી તારે મને કંઈ કહેવું નહીં."

પરંતુ લક્ષ્મીએ પોતાનો આગ્રહ મૂકયો નહીં. તે બોલી—"ભાઈ! મારા માટે તારે આ વાત માનવી જ પડશે. તે કેદમાં જશે તો તેનાં ન્હાનાં ન્હાનાં છોકરાંઓની શી દશા થશે? એક અપરાધી માણસને માટે, ત્રણ ચાર નિરપરાધી માણસો નિરાધાર બની ઉઘાડાં પડશે!"

લાચારીએ લલ્લુભાઇને બચાવા માટે રતિલાલે કોઈ ઉપાય જોવા લાગ્યો; પરંતુ એવો કોઈ પણ ઉપાય હવે હાથનાં રહ્યો નહતો, કે જેથી લલ્લુભાઈ છૂટે. કારણ જે તે લલ્લુભાઈની વિરુદ્ધ હતા. આવી સ્થિતિમાં તેને બચાવાનો પ્રયત્ન કરીયે તો પણ તે કયાંથી ફળીભૂત થાય? આ સાંભળી લક્ષ્મીને અત્યંત દુઃખ ઉપજ્યું!

લલ્લુભાઈની અત્યાર સુધીની જીંદગી, કેવલ બીજાને દુઃખ દેવામાં જ વીતી હતી; પરંતુ પોતાને દુઃખ ભોગવવાનો વખત હજુ સુધીમાં તેને આવ્યો નહતો. તેથી આવા વખતે માણસની કેવી દશા થાય છે, તેની અત્યાર સુધીમાં તેને કલ્પના પણ થઈ નહતી; પરંતુ તેનો પ્રત્યક્ષ અનુભવ આ ફોજદારી કેશ મંડાયો ત્યારથી તેને થવા લાગ્યો. કોઈ તેના તરફથી બોલનાર નહતું; તેમ કોઈ મદદ કરે એમ પણ નહતું. એ જોઈ હવે લલ્લુભાઈની આંખો ઉઘડી શું કરવું તે કંઈ સમજાયું નહીં, તેની બુદ્ધિ ગૂમ થઈ ગઈ, ચારે તરફ તે અંધકાર જોવા લાગ્યો. કેદની દુઃખદાયક કલ્પના, મનમાં ઉત્પન્ન થતાં જ તેના પ્રાણ ઉડી જતા. ગુલાબનું મ્હોંડું પણ સુકાઈ ગયું, અહંકાર પણ ઉતરી ગયો, બોલવામાં કઠોરતા પણ કમી થઇ ગઈ, તે રડતાં રડતાં એક દિવસે લલ્લુભાઇને કહેવા લાગી–"થાય તેટલો પૈસો ખરચો, પણ આમાંથી તમે બચો એમ કરો!"

લલ્લુભાઈ પણ ખરેખર પાણીની પેઠે પૈસો ખરચતો હતો. તેના હાથમાં હાલ વધારે રોકડ અવેજ નહતો. ચોરી કરીને, કોઇને ફસાવીને, તો કોઈનું ગળું રહેંશીને તેણે જે પૈસા ભેગા કર્યા હતા, તે બધા વ્યાજની આશાએ તેણે લોકોને ધીર્યા હતા. હવે પોતાને જરુર પડી, ત્યારે તેણે ઘણાયે પછાડા માર્યા, પણ ધીરેલા પૈસામાંથી એક પૈ પણ હાથમાં આવી નહીં. અને પૈસા વિના તો લલ્લુભાઈ અટકીને બેઠા હતા! કોઈની પાસે માગવા જાય તો, તેને કેટલા વરસ કેદમાં કહાડવા પડે અને કેટલા નહીં; એ ધાકે તેને કોઇ પોતાની પાસે ઉભો પણ રહેવા નહોતા દેતા; આણી તરફ લલ્લુભાઇની પાસે સારો દમ છે; એવું

જે તે ધારતા હતા. એટલે વકીલોએ પણ તેને બરાબર નીચોવવા માંડ્યો! જ્યાં ત્યાં પૈસાનું પાણી થવા લાગ્યું! પૈસા તો જોઇએ પણ તે લાવવા કયાંથી? અંતે ગુલાબે રડતાં રડતાં પોતાના સઘળાં ન્હાનાં મોટાં ઘરેણાં કહાડી, લલ્લુભાઈના હાથમાં મૂકયાં! તે વેચી તેણે થોડો ઘણો ખરચ નીભાવ્યો. પણ એટલાથી પહોંચી વળાયું નહીં તેથી ઘરબાર અને ભોંય ભાઠા વિગેરે જે કંઇ હતું, તે ગિરવી મૂકી બીજા તેણે ત્રણ ચાર હજાર રૂપિયા ઉભા કર્યાં.

નીમેલી તારીખે કોર્ટમાં કેશ ચાલ્યો. લલ્લુભાઇએ પોતાના તરફથી એક વકીલ શિવાય મુંબઈથી એક બેરી- સ્ટરને પણ બોલાવ્યો હતો. વિરુદ્ધ તરફે સરકારી વકીલ હતો. લલ્લુભાઈના બેરીસ્ટરે ઘણીયે તકરાર લીધી; પરંતુ તેનો કંઈ ઉપયોગ થયો નહીં. સરકારી વકીલે, એવો સપ્ર- માણ પુરાવો રજુ કર્યો કે, લલ્લુભાઇના અપરાધીપણા બદ્દલ જડજ સાહેબની સંપૂર્ણ ખાત્રી થઈ ગઈ. જ્યુરીના એક મતથી તેને અપરાધી ઠેરવવામાં આવ્યો. જડજ સાહેબે તેને સાત વર્ષની સખ્ત મજુરીની કેદની સજા કરી. તેની સાથે જ પોલીસના સિપાઈઓ તેના હાથમાં બેડી ઠોકી જેલમાં લઇ ગયા! ખોટું વશીયતનામું તૈયાર કર- વાના કામમાં, મદદ કરનારો તેનો સાળો કાલીદાસ પણ કોરો નિકળ્યો નહીં. તેને પણ બક્ષીસમાં એક વરસની સખ્ત મજુરીની કેદની સજા મળી.



# પ્રકરણ ૩૯ મું.

## પાપનું પ્રાયશ્ચિત્ત!

પાસે હતું નહતું તે સઘળું ઠેકાણે થઇ ગયું; પરંતુ લલ્લુભાઈ છૂટયા નહીં! પાસે જે રોકડ પુંજી હતી તેપણ ગઇ, ગુલાબના શરીરપરનાં ન્હાનાં મોટાં બધાં ઘરેણાંયે ગયાં; અને તે સિવાય માથાપર ત્રણચાર હજારનું દેવું થયું! લલ્લુભાઇએ દૃઢ નિશ્ચય કર્યો હતો કે, આ કેશમાંથી છૂટયા પછી પોતાનાં એકેએક દેણદારોપર દાવા બાંધી આપેલા નાણાં વસુલ કરી લેવાં અને પહેલાં લોકોના કરજમાંથી મુક્ત થવું; પરંતુ તેનો નિશ્ચય મનમાં ને મનમાં રહ્યો. જડજ સાહેબે તેને અપરાધી ઠેરવી સાત વરસની સખ્ત મજુરીની સજા કરી. પોલીસના સીપાઇઓ તેના હાથમાં બેડીઓ પહેરાવવા લાગ્યાં, તેની સાથેજ લલ્લુભાઈ દેહભાન ભૂલી ગયો. તેને ચારે તરફ અંધકાર જણાવા લાગ્યો. પોલીસના સીપાઇઓ પોતાને ધક્કા મારી જેલમાં લઇ જાય છે, એ પણ ઘણીવાર સુધી તેના ધ્યાનમાં આવ્યું નહીં! પરંતુ જ્યારે તેનું મન ઠેકાણે આવ્યું; ત્યારે તેને માત્ર લજ્જા લાગવા માંડી! રસ્તે જતાં આવતાં માણસો આંગળી દેખાડીને આપણને ધિક્કારથી હસે છે, એમ તેને જણાવા લાગ્યું! જોતજોતામાં જેલના દરવાજા આગળ તેઓ આવી પહોંચ્યા. ત્યાં ખાંધપર બંદુક મુકી એક જબરો લઠ્ઠ જેવો સીપાઈ ઉભો ઉભો પહેરો ભરતો હતો. તે ભયપ્રદ દેખાવ જોઇને લલ્લુભાઇને પ્રત્યક્ષ યમપુરીનોજ ભાસ થવા લાગ્યો! ભયથી તેનું શરીર થરથર કાંપવા લાગ્યું. તેનો ભય અધિક વધારવાને માટે કે કેમ, તે યમદૂત જેવો પહેરો

ભરનાર સીપાઈ તેને ડગલે ડગલે મર્મભેદક શબ્દોથી સતાવવા લાગ્યો! લલ્લુભાઇનો પોષાક તરતજ બદલાવવામાં આવ્યો, લોનકલાકનો અસ્ત્રીબંધ અંગરખો, લાલ કંસુબીયા રંગની સુરતી પાઘડી, મલમલનું સફેદ ઝીણું ધોતીયું, નાગપૂરી ઉપરણું, વારનીશના ચળકતાં કાળા બૂટ, એ સૌ જતાં રહ્યાં અને તેને બદલે ખાદીનો જાડો ઘુંટણ સુધીનો ચોરણો, તેવીજ એક બંડી, એક કાન સુધીની ટોપી અને એક કાળી કામળી તેને મળી! આ નવા પોષાકમાં સજ્જ થઇ, પગલે પગલે લોહોડાની કડી તોડાના ખણખણ અવાજ કરતા કરતા, લલ્લુભાઇની સ્વારી શૂન્ય હૃદયે કારાગૃહમાં ગઇ! તે ઘડીથીજ તેના પ્રાયશ્ચિત્તનો આરંભ થયો!

આખી રાત તેને ઉંઘ આવી નહીં. તે અંધારી ઓરડીમાં સુવાને માટે પાથરેલી કાળી કામળ ઉપર સુતો અને વળી ઉઠીને બેઠો થયો. તેને બહાર જવાની જરૂર જણાઇ, પરંતુ આ વગર ભાડાના સરકારી મહેલમાં પગ મુકતાંજ, પોતાની સ્વતંત્રતાને પ્રથમ રજા આપવી પડે છે, એ લલ્લુભાંઇ હજુ સુધી જાણતો નહતો! તે અતિ દુઃખે અંધારામાં શોધતો શોધતો ઓરડીના બારણાં પાસે આવ્યો; પરંતુ બારણું તો બહારથી મજબૂત બંધ કરેલું હતું; એટલે બહાર જવાનો વિચાર તેને ત્યાંજ મુકવો પડયો! તે આવા ગાઢ અંધકારમાં માથે હાથ દઇને બેઠો. તેનું મન દુર્ધર ચિંતાસાગરમાં નિમગ્ન થયેલું હતું. ઘરના વિચારે તેનું હૃદય પ્રજળવા લાગ્યું. અને તેથીજ તે અતિશય દુઃખથી રડવા બેઠો!

“બૈરી છોકરાંની શી દશા થશે! તેમની ખબર અંતર કોણ લેશે! તેમનો ઉદર નિર્વાહ કેમ ચાલશે! આ સાત વરસ કેમ જશે! એક દિવસ નહીં, બે દિવસ નહીં, વરસ

બે વરસની પણ વાત નહીં. સાત-સાત-વરસ !! એ જશે કેમ!" ગુલાબની પાસે એક રાતી પૈ નહતી, એ લલ્લુભાઈ સારી રીતે જાણતો હતો. લોકોને ધીરેલાં નાણામાંથી કોઈ કંઇ આપે, એ તો તેને આશાજ નહતી. આ સાત વરસમાં તે સઘળાં નાંણા ડૂબી જશે; એ પણ તે જાણતો હતો. એ વિના એક બીજી વાતે તો લલ્લુભાઇની સ્થિતિ ગાંડા જેવી થઇ ગઇ હતી. આ વશીયતનામાના કેસમાંથી છુટવાને માટે, તેણે ઘરબાર, ભોંયભાડા, જમીન ઇમલા; જે કંઇ હતું નહતું તે સઘળું ગીરો મુકી, ત્રણ ચાર હજાર રુપિયા કરજે કહાડયાં હતાં. એ કરજ હવે કેવી રીતે વળશે? નીમેલી મુદતમાં કરજનો નિકાલ નહીં થશે તો શાહુકારો ફરિયાદ કરી, બૈરી છોકરાંને ઘરમાંથી હાંકી મુકશે અને સઘળું ખાઇ જશે. એ પોતાના જાતિ અનુભવથી તે સારી રીતે જાણતો હતો! આ દુઃખદાયક વિચારમાં લલ્લુભાઈનું અંતઃકરણ અતિશય અસ્થિર બની ગયું. તે એકદમ જોરથી બોલ્યો-"હાય! હાય! મારી બૈરી, મારા ન્હાનાં ન્હાનાં છોકરાં કયાં જશે! તેમને ઘરમાંથી નિકળવાનો પ્રસંગ આવશે! તેઓ રખડતાં થશે-રસ્તાના ભીખારી બનશે-તેમને અન્નને ને દાંતને વેર થશે-!"

બૈરી છોકરાં રખડી મરશે, એ હૃદયભેદક વિચાર તેના મનમાં ઉપજતાંજ તેને જગમોહન સાંભરી આવ્યો! તેના શરીરપરના રુંવાટા ઉભાં થઇ ગયાં! અંધારી ઓરડીમાં અને તેમાં વળી આવા ગાઢ અંધકારમાં, તેની નજરે સામું એક મૂર્ત્તિ ઉભી રહી છે એમ તેને જણાયું. તેની માની વૃદ્ધ-સુનંદાની તે અર્ધદગ્ધ મૂર્ત્તિ હતી! તે જલદી જલદી ઉઠયો અને બીજી તરફ દોડયો; પરંતુ તે ભયંકર મૂર્ત્તિ

વધારે ને વધારે તેની પાસે આવતી હોય એમ તેને જણાયું! તે હતજ્ઞાન થઈ અંધારી ઓરડીમાં ભીંતની સાથે જોરથી અફળાયો! તેની સાથેજ ભીંતમાં ઠોકેલો એક ખીલો તેના માથામાં વાગ્યો! તેના માથામાં મોટો ઘા પડયો અને તેમાંથી ધર ધર ધારે લોહી વ્હેવા માંડયું! તેની પહેરેલી બંડી અને ચોરણો પણ લોહીથી તરબોળ થઇ ગયાં! પરંતુ લલ્લુભાઇને એનું સ્હેજ પણ ભાન રહ્યું નહીં! ઘણીવાર પછી તે શુદ્ધીમાં આવ્યો અને પાછો ઉઠીને બેઠો અને પોતાના નસીબનો દોષ કહાડવા લાગ્યો!

"આ પાપી પૈસાને માટે, શા સારું હાય હાય કરી મેં મારા હાથે મારા પગપર કુહાડો માર્યો? જો હું ન્યાયથી ચાલ્યો હોત તો, મારી આવી દશા કદી પણ થાત નહીં. આ પૈસાના લોભમાં મેં શું નથી કર્યું? પિતાની વૃદ્ધાવસ્થામાં ન દેવાય તેવું દુઃખ દીધું. સગા ભાઇને પરદેશ કહાડયો તે બિચારાનો મારા લીધેજ પ્રાણ ગયો. વૃદ્ધ માના ઉપર હાથ ઉંચકતાં મને લાજ લાગી નહીં, આખરે ઘરને આગ લગાડી તે પ્રત્યક્ષ જન્મદાતા માને મેં નીચે તેમાં બાળી મારી! હું હવે કેવાં ભયંકર નર્કમાં પડીશ? પ્રભુ, મને ક્ષમા કર! મેં માતૃવધ કર્યો–ભ્રાતૃવધ કર્યો–ભાઇના નિરપરાધી બાળકની હત્યા પણ મારે માથેજ ચોંટી છે! આવા અઘોરપાપનું શું કોઈ પ્રાયશ્ચિત્ત હશે? અરેરે! જે પૈસાને માટે મેં આવા રાક્ષસી કૃત્યો કર્યાં, તે પૈસો હવે ક્યાં છે? ઉલટું લોકોનું કરજ મારે માથે ચોંટયું છે! અને એ કરજને લીધેજ મારાં બૈરી છોકરાં રખડતાં થશે! તેઓ બિચારાં અન્ન અન્ન કરતાં બારણે બારણે ભીખ માંગતાં ફરશે! આજે મારો જગમોહન હોત તો તેમને આટલું દુઃખ

ભોગવવું નહીં પડતે; પરંતુ મેંજ દુષ્ટે તેનાપર નાહક જુલમ ગુજારી પરદેશ કહાડયો અને હુંજ તેના મ્હોંતનું કારણ થયો-મારા આ લોભેજ મારૂં સત્યાનાશ વાળ્યું!"

ભીંતની સાથે માંથુ ટેકવીને લલ્લુભાઈ જાર જાર રડતો હતો! તેજ અવસ્થામાં તેની સ્હેજ આંખ લાગી. તેની સાથેજ તેણે એક ભયંકર સ્વપ્ન જોયું. જાણે અગ્નિની પ્રચંડ જવાલામાં તેની માની અર્ધદગ્ધ મૂર્ત્તિ ઉભી છે! કાલાં અને એવાંજ બીજાં અનેક પ્રકારનાં ચિત્ર વિચિત્ર, હજારો વિષારી સર્પો, પોતાની ભયંકર ફેણો પ્રસારી લલ્લુભાઇને ટીકી ટીકીને જોતા હતા! અને ક્રોધથી ફુંફાડા મારી તેના તરફ ધસવા જતા હતા! માની ડાબી બાજુએ કેટલાંક મસ્તકશૂન્ય કૃષ્ણ વર્ણના અને સ્થૂલ કાયના મનુષ્યો હાથમાં લોહદંડ લઈને, લલ્લુભાઇને મારવા માટે ટાંપીને બેઠા હતા! માની અર્ધદગ્ધ મૂર્તિએ તે જવાળામાંથી, લલ્લુભાઈ તરફ આંગળી દેખાડી; તેની સાથેજ હજારો ભયંકર સર્પો ક્રોધથી તેના શરીરપર ધસ્યા! અને તેને ડંસવા લાગ્યા! પેલાં મસ્તક વિહીન મનુષ્યો પણ પ્રજવલિત લોહદંડથી લલ્લુભાઈપર પ્રહાર કરવા લાગ્યા! લલ્લુભાઇ ભયભિત બની મોટી મોટી બૂમો પાડવા લાગ્યો! તેની બૂમો સાંભળી પહેરો ભરનાર સીપાઇ, હાથમાં ફાનસ લઈ દોડતો દોડતો આવ્યો; અને ઓરડીનું બારણું ઉઘાડીને લલ્લુભાઇને બૂમો પાડવાનું કારણ પૂછવા લાગ્યો. લલ્લુભાઈની છાતી ધબકતી હતી, શરીરે પરસેવાનાં ઝેબ ઝેબ વળ્યાં હતાં, તેના મ્હોંડામાંથી એક શબ્દ પણ બહાર નિકળ્યો નહીં. ફાનસ હાથમાં લઇ પહરેદાર આખી ઓરડી જોઇ વળ્યો. છેવટે લલ્લુભાઇની બંડી અને ચોલણાની ડાબી

બાજુ, લોહીથી પલ્લેલી તેની નજરે પડી. હજુ સુધી લલ્લુભાઇના માથામાંથી લોહી વ્હેતુંજ હતું!

"આ લોહી કેમ નીકળ્યું?" લલ્લુભાઇને તે સીપાઇ પૂછવા લાગ્યો. પોતાની બંડી અને ચોલણો લોહીથી પલવેલો જોઇ, લલ્લુભાઇ વિચારમાં પડયો! ભીંતની સાથે માંથુ અફળાયાની તેને ખબર નહુતી.

"આ લોહી કયાંથી નિકળ્યું! ખરેખર મને તે સર્પો શું ડંશી ગયા!" લલ્લુભાઈ આજ વિચારમાં પડયો!

લલ્લુભાઈ કંઇજ ઉત્તર દેતો નથી, એ જોઇ પહેરેદાર ખીજવાયો અને તે ગાળો દેવા લાગ્યો. તેની સાથે તેણે બે ચાર ધોળ ધપ્પા પણ માર્યા. આ સિપાઈ આમ કેમ કરતો હશે એ જ પહેલાં તો તેને સમજાયું નહીં. બીજે દિવસે સવારે તેને જેલર સાહેબ પાસે ઉભો કરવામાં આવ્યો. તેના માથામાં પડેલો ઘા, અને લોહીથી ભરેલાં તેના લુંગડાં દેખાડી, પહેરદારે હિંદુસ્થાની ભાષામાં જેલર સાહેબને કંઇ કહ્યું—તે સાંભળી જેલર સાહેબ લલ્લુભાઇના શરીરપર ઘણી ગુસ્સાથી બોલ્યા—"ભીંતની સાથે માંથુ અફાળી, તું જીવ કહાડતો હતો કેમ? ઉભો રહે, હરામખોર! હું તારી ખો ભુલવું છું!"

ભીંતની સાથે માંથુ અફાળી આપઘાત કરવાના પ્રયત્ન બદ્દલ, લલ્લુભાઈપર આરોપ મુંકી, તેને પાછો મેજીસ્ટ્રેટ સાહેબ પાસે ઉભો કરવામાં આવ્યો. મેજીસ્ટ્રેટ સાહેબે લલ્લુભાઇને પૂછ્યું—"તું આપઘાત કરવાનો પ્રયત્ન કરતો હતો કેમ?"

"ના સાહેબ."

"ત્યારે તારા માથામાં આ ઘા શાનો પડયો?"

"મને તેની સ્હેજ પણ ખબર નથી!"

લલ્લુભાઈના આ ખરા શબ્દોપર આજે કોઇને વિશ્વાસ આવ્યો નહીં. સમયનો પ્રભાવ એવો જ વિલક્ષણ છે; મેજીસ્ટ્રેટ સાહેબે તેને અપરાધી ઠેરવી, એક વરસની સખ્ત મજુરીની સજા કરી. પહેલા સાત હતા તે હવે આઠ થયા! આ બનાવ પહેલાં અનેક ઘોર અપરાધો કરી લલ્લુભાઈ છૂટયો હતો; પરંતુ આજે તેનો કંઈ પણ અપરાધ નહીં છતાં સજા થઈ! જેલમાં તેનાપર વિશેષ સખ્ત પહેરો મુકવામાં આવ્યો. પહેરેદારો તેનાપર તીવ્ર દૃષ્ટિ રાખવા લાગ્યા. મોટી મોટી મહેનતનાં કામો કરવાના તેને ભાગે આવવા લાગ્યાં. તિરસ્કાર, ધિક્કાર અને અનેક કઠોર વચનોનો તેને નિત્ય અનુભવ થવા લાગ્યો, સુવાને બ્હાને તે અંધારી ઓરડીમાં જઈ આખી રાત રડવામાં કહાડતો! સ્ત્રી અને બાલકોની ચિંતા કરતાં કરતાં, મા, જગમોહન, મદન અને લક્ષ્મી વિષેના વિચાર પણ તેના મનમાં ઉપજ્યા વિના રહેતા નહતા. પૂર્વે કરેલા ઘોર પાપના સ્મરણથી, તે દિવસે દિવસે ભ્રમિષ્ટ થવા લાગ્યો!

લલ્લુભાઇની કારાગૃહની સ્થિતિ, હવે વિસ્તૃતપણે વર્ણવાની જરૂર નથી. તેને માટે કેવલ એટલુંજ કહ્યાથી પુરતું ગણાશે કે, તેણે અત્યાર સુધી કરેલાં પાપકર્મો જેવાં અઘોર હતાં, તેવાંજ અઘોર પ્રાયશ્ચિત્ત તેને હવે ભોગવવાં પડતાં હતાં!

## પ્રકરણ ૪૦ મું.

## એટલાથીજ પત્યું નહીં!

ખરાબ વાત વાયે ઉડી જાય છે, એ કહેવું કંઇ ખોટું નથી. લલ્લુભાઇને સાત વરસની સજા થઇ એ વાત જોત

જોતામાં ચારે તરફ પ્રસરી ગઈ. આ વાત ગુલાબને કાને આવતાં પણ વાર લાગી નહીં. ભોંયપર પડી ગુલાબ રડવા લાગી. આની પહેલાં ઘણી વખતે તેણે રડવાના ઢોંગ કર્યાં હતાં. ઘણી વખતે પતિની પાસે બેઠી, પળમાં રડીને અને પળમાં રીસાઈને, તેણે કુટુંબમાં કલહનો અગ્નિ સળગાવ્યો હતો; પરંતુ આજના જેવું દુઃખથી ટળવળીટળવળીને તે કદી પણ રડી નહોતી! અસહ્ય યાતનાથી દુઃખી થઈને, તે અતિ સ્વરે શોક કરવા લાગી. પતિ કેદમાં પડયો તેનું કંઈ તેને વધારે દુઃખ લાગ્યું નહીં; પરંતુ હવે આપણું શું થશે? એ વિચારે તેને અતિશય વ્યાકુલ કરી મુકી. "હવે હું ક્યાં જાઉં! મારી હવે શી દશા થશે!" આ પ્રબળ ચિંતાજ તેના દુઃખનું ખરું કારણ હતી. "પૈસો તેજ પરમેશ્વર" એવું અત્યાર સુધી ગુલાબ સમજતી હતી. પૈસા વિના તેને બીજા કોઇની ગરજ જણાતી નહતી. પૈસાના મદમાં મત્ત થઇને તે અત્યાર સુધી જગત્‌ને તુચ્છ ગણતી હતી. આડોશીપાડોશીની અથવા બીજા સગાં વ્હાલાની સાથે તે કદીપણ સારી રીતે વર્તી નહતી; તે જેનો તેનો તિરસ્કાર કરતી હતી. ભુલે ચુકે પણ તે કોઈને મિષ્ટ વચને બોલાવતી નહતી; બીજાનાં સુખ દુઃખ તરફ અથવા ભલા ભુંડા તરફ તેણે અત્યાર સુધીમાં કદીપણ લક્ષ દીધું નહતું. ધણી પ્રમાણે ધણીયાણી પણ બધાંની સાથે તોછડાઇથી વર્તતી હતી. જેનો તેનો ખુલ્લી રીતે તિરસ્કાર કરતી હતી. પરંતુ આજે બનેલા એક બનાવે, તેની એ વૃત્તિઓ બદલાવી નાંખી! આ આખી પૃથ્વીમાં પોતાના પતિ આગળ બીજા કંઈજ હીસાબમાં નથી; એવો ગુલાબનો દૃઢ વિશ્વાસ હતો. તેથી તે પોતાના પતિની આ પૃથ્વીમાં આવી દશા થશે, એવું તે કદી સ્વપ્નામાં પણ ધારતી ન હતી. પોતાના

પતિને સજા થઈ, એ વાત જ પ્રથમ તેણે ખરી માની નહીં. પોતાના શત્રુઓએ દુઃખ દેવાના હેતુથી આ ખોટી અફવા ઉડાવી છે; એવું તેણે ધાર્યું; પરંતુ પાછળથી લલ્લુભાઇ શિવાય બીજા બધાં માણસો પાછાં ઘેર આવ્યાં, ત્યારે તેનો જીવ ઉડી ગયો! તરતજ તેનો સંશય દૂર થયો અને ગુલાબ પોતાની જીંદગીમાં આજે આ પહેલ વ્હેલી ખરેખરી દુઃખવેદના ભોગવવા લાગી! તેણે રડી રડીને આંખો સુજાવી મુંકી. પાછળથી સ્હેજ સ્વસ્થ થઇ તેણે વિચાર કર્યો કે "કંઇ હરકત નહીં થોડાં વરસ પિયરમાં રહીશું" તેનો મોટો ભાઈ કાલીદાસ, સુરતમાં મુખત્યારનો ધંધો કરતો હતો એ વાત વાચકોના જાણવામાં છે. કાલીદાસના ભરોંશે ગુલાબને ઘણી ધીરજ વળી; પરંતુ ખોટી સાક્ષી પૂરવા બદ્દલ, લલ્લુભાઇની સાથે કાલીદાસ પણ કેદમાં પડયાની વાત જ્યારે તેણે સાંભળી, ત્યારે તે કપાળ કુટવા લાગી. ગાંડી જેવી ભોંયપર આળોટવા લાગી. બિચારા જડજને તે મનમાં આવે તેમ ગાળો દેવા લાગી. રતિલાલને પણ તેણે છોડયો નહીં; પરંતુ આજે રડવાથી, ગાળો દેવાથી અથવા માથું ફોડવાથી ગુલાબના મનનું સમાધાન થયું નહીં; રડી રડીને તેની આંખો સુજી ગઇ, ભોંયપર આળોટી આળોટીને શરીર અને લુગડાં મેલાં થયાં, ગાળો દઇ દઇને ગળું બેશી ગયું; પરંતુ હવે શું કરવું એ કંઇ કરતાં ગુલાબને સુજે નહીં. ચારે તરફ તેને અંધકાર જણાવા લાગ્યો. તેને રડતી જોઇ ચંદન અને હરિલાલ "બાપા-બાપા" કહીને રડવા લાગ્યાં. ગુલાબને રડતી છાની રાખવાની ભાંજગડમાં આજ કોઈપણ પડ્યું નહીં. તોપણ તેનાપર આવેલો આ દુઃખી પ્રસંગ જોઇ, થોડાં ઘણાને માઠું લાગ્યું! અમારી

લક્ષ્મી માત્ર તેનું દુઃખ જોઈ ઘણી દુઃખી થઈ. આવી ન્હાની વયમાં લક્ષ્મીએ અનેક યાતના સહન કરી હતી; અસહ્ય દુઃખભાર તેણે સહન કર્યો હતો; અનેક પ્રકારનાં છલકપટ તેણે સહ્યાં હતાં; સંકટ સમયે મર્માંતિક વેદના સહન કરી તેણે અનેક પ્રકારનો બોધ ગ્રહણ કર્યો હતો. એટલે પારકાનું દુઃખ જોઈ તેનું કોમલ અંતઃકરણ ચીરાઇ જતું હતું! તેની આંખોમાં આંસુ આવ્યાં, ગુલાબને માથે આવો પ્રસંગ આવતાં જ તેનાં પાછલાં કૃત્યો લક્ષ્મી ભુલી ગઈ. બાલુને ખોળામાં બેસાડી તે ગુલાબની સામું બેઠી અને અનેક પ્રકારે તેને ધીરજ દેવા લાગી.

"ભાભીજી! એ સૌ નશીબની વાત છે! રડવાથી હવે શું વળનારું છે? તમે ફિકર શા માટે કરો છો; પરમેશ્વરે અત્યાર સુધી અમારું જેમ ચલાવ્યું; તેમ તે તમારુંયે ચલાવશે! તમે કયાં પરાયાં છો? જે બંટી બાવટો મળશે તે આપણે એકઠાં રહીને ખાઇશું!"

લક્ષ્મીએ આજે અતિ પ્રેમથી બાલુને ખોળામાં લીધો; પરંતુ ગુલાબને આજે એને માટે કંઇ ગુસ્સો લાગ્યો નહીં. એથી ઉલટું તેના મનનું કંઇક સમાધાન થયું!

ખરેખર, સમયનું માહાત્મ્ય મોટું વિલક્ષણ છે! સમય બળવાન હોય ત્યાં સુધી, માણસ જે કામ હાથમાં લે છે, તે કામમાં તેને યશ મળે છે, દુઃસાધ્ય વાત પણ સુસાધ્ય થઇ જાય છે; કોઇ ગમે તે કરે, પણ તેનો વાળ વાંકો થતો નથી; પરંતુ એક વખત સમય બદલાવાથી, તે જ માણસ ધુળને ઢગલે બેસે છે! શુભ હેતુથી કરેલું કામ પણ, તેને અનિષ્ટરૂપ નિવડે છે; અનેક પ્રકારની વિપત્તિઓ તેની પાછળ ને પાછળ લાગી રહે છે. દુઃખપર દુઃખ

પડવાથી તે ત્રાશી જાય છે. લલ્લુભાઇ અને ગુલાબનો સમય હવે બદલાયો છે. દુર્દૈવ હવે તેમની પાછળ પડયો છે. સાત વરસની સજામાં લલ્લુભાઇને ગયાને બે દિવસ થયાં નહીં હોય, એટલામાં એક વરસની સજાનો વધારો થયો. તેની સાથે તેનો સાળો કાલીદાસ પણ કેદમાં પડયો; પરંતુ આટલાથીજ પત્યું નહીં!

આ વાતને બેચાર દિવસ ગયા ન ગયા એટલામાં એક દિવસે સવારમાં પોલીસના, ત્રણ ચાર સીપાઇઓ સાથે લઇ, ફોજદાર એકદમ લલ્લુભાઇના ઘરમાં આવ્યો. તમાશો જોવાને માટે ભેગાં મળેલાં બાહરનાં માણસોની ત્યાં મોટી મેદની મળી ગઈ. હરિલાલના વર્ગમાંના એક છોકરાની કંઠી નિશાળમાં ચોરીએ ગઈ હતી. નિશાળમાં ઘણી તપાસ કરી અંતે તે છોકરાના બાપે આ વાતની પોલીસને ખબર આપી. પોલીસે દરેક છોકરાની વર્તણુકની બારીકીથી તપાસ કરી; છેવટે આ કામ હરિલાલનું હોવું જોઈએ એમ તેમણે નક્કી કર્યું, અને તેથી જ તેઓ લલ્લુભાઇના ઘરની ઝડતી લેવા માટે અચાનક આવ્યા હતા.

માના શિક્ષણથી પ્રવીણ બનેલા, હરિલાલની નિશાળમાં સારી ખ્યાતિ હતી. કોઈનો કાગલ, કોઇની કલમ, કોઈની પેન્સિલ અને કોઇના પૈસા ચોરી લાવી, હરિલાલ દરરોજ માને આપતો હતો. તે ધીરે ધીરે આ કામમાં પ્રવિણ થતો ગયો અને તેની હિંમત વધારે ને વધારે વધતી ગઈ. કેટલા દિવસ તો તેની આવી હાથ ચાલાકી કોઇના ધ્યાનમાં આવી નહીં. વર્ગમાં ઉપરાછાપરી ચોરીઓ થતી હતી, પણ તે કોણ કરે છે એ કોઈ જાણી શકતું નહતું. હરિલાલ પૈસાદારનો છોકરો, તેને માટે વ્હેમ લઇ જવાને કોઇની

હિંમત થતી નહતી; પરંતુ ધીરે ધીરે આજ ચોર હોવો જોઇએ એમ સર્વેની ખાત્રી થવા લાગી. તેની પાસે કોઇ જ બેસતું નહીં, તેમ વાતચિત પણ કરતું નહીં. નિશાળના છોકરાઓ "હરિયો ચોર હરિયો ચોર" કહી તેને ખીજ-વવા લાગ્યા. માસ્તરે પણ એક બે દિવસ હરિલાલપર ગુસ્સે રહીને જોયું, શિક્ષા પણ કરી જોઇ; પરંતુ તેનો કંઇ પણ ઉપયોગ થયો નહીં! ઉલટી હરિલાલની હિંમત દિવસે દિવસે વધવા લાગી! લલ્લુભાઇ અને ગુલાબના કાનપર આ વાત આવી પોતાના છોકરાને લલ્લુભાઈ સારી રીતે ઓળખતો હતો. તોપણ આબરુને માટે તેણે નિશાળમાં જઇને માસ્તરને દમ ભરાવ્યો—"આબરુદારના છોકરાને, કારણ વિના ચોર કહેવો, એ કંઇ જેવો તેવો ગુન્હો નથી એ ધ્યાનમાં રાખજો. તેને માટે આજે હું તમને સ્હેજ ઇસારો કરું છું!"

બિચારો માસ્તર આ ઇસારાથી ગભરાયો. તેણે છોકરાઓને હરિલાલની સોબતે નહીં ફરવાની સખ્ત તાકીદ કરી. પછી પુછવું શું? હરીલાલને કોઇની બીક રહી નહીં, અને આજે જે પોલીસના સીપાઇઓ લલ્લુભાઈના ઘરની ઝડતી લેવા આવ્યા છે, તે હરિલાલના નિર્ભયપણાનું જ પરિણામ હતું!

કોઇ સુખમાં હોય કે દુઃખમાં હોય; પોલીસના માણસોને તેની સ્હેજ પણ પર્વાહ હોતી નથી. ગુલાબપર દુઃખનો આભ તૂટી પડયો હતો; પરંતુ પોલીસનો ઉગ્ર સ્વભાવ એથી તલમાત્ર પણ ઓછો થયો નહીં! પોલીસની તપાસ ત્યાં શું પુછવું? તપાસમાંને તપાસમાં તેમણે આખું ઘર ધમધમાવી નાંખ્યું! ગુલાબને ખરેખર કંઠી બાબતની કંઈ જ ખબર નહતી. તેથી દુઃખમાં આ લોકો વિના કારણ

આપણને અપમાન દેવાને આવ્યા છે એમ તેને લાગ્યું, અને તેથી તે લક્ષ્મીની પાસે જઈ રડવા લાગી. પોલીસના માણસોએ જ્યાં ત્યાં ભાંગ ફોડ કરી મુંકી હતી. ગુલાબ આ જુલમ અને અપમાન આંખો ચોળતી ચોળતી શાંતપણે સહન કરતી હતી. મણિલાલ હતબુદ્ધિ થઈ ટગર ટગર જોતો દૂર ઉભો રહ્યો હતો; પરંતુ લક્ષ્મીથી આ જુલમ સહન થયો નહીં. પોતાના સસરાના કુટુંબપર ચોરીનો આરોપ મૂકાય, દેશાઇના ઘરની પોલીસ ઝડતી લે, એનું તેને મર્માંતિક દુઃખ થયું! ચોરીએ ગયેલી કંઠી ખરેખર હરિલાલે લાવીને ઘરમાં સંતાડી હશે એવી કલ્પના પણ તેના મનમાં થઈ નહીં. તેથી તે રામાને હાંક મારી જોરથી બોલી–"રામા; તે ફોજદાર સાહેબને કહે કે આ કંઈ ચોરનું ઘર નથી. આવો જુલમ કરવાથી તમને કોઈ સારું કહેવાનું નથી!"

રામાએ તે પ્રમાણે કહ્યું, પરંતુ તેના બોલવા તરફ કોઇએ ધ્યાન દીધું નહીં. એ જોઇ "સસરાજી આજે નથી, બીજું પણ કોઇ નથી, રતિલાલ પણ અહીંયા નથી, એટલે આ અભાગણીના બોલવાપર ફોજદાર પણ શાનો ધ્યાન દે?" એવું કહી લક્ષ્મી રડવા લાગી.

ઘણી વાર તપાસ કર્યા પછી, અંતે એક ભાંગલા ઘડાઆંથી, તે ચોરીયે ગયેલી કંઠી એક સીપાઈને મળી આવી· જેના છોકરાની તે કંઠી હતી તેણે "એજ મારી કંઠી!" કહી તરત જ ઓળખી કહાડી. સૌ કોઇ વિસ્મિત થયા! પોતાના છોકરાંનાં ચરિત્રો ગુલાબ સારી રીતે જાણતી હતી. તેથી આ કંઠી અહીં કયાંથી આવી, એ તરતજ તે સમજી ગઇ! ફોજદાર સાહેબને તો એથી વિલક્ષણ સ્ફુરણ ચઢયું!

લક્ષ્મીને સંભળાવવા તેઓ ટકોરમાં બોલ્યા–"ક્યાં ગયાં બાઈ? કહેતાં હતાં ને કે આ ચોરનું ઘર નથી! ચોરીને વળી શીરજોરી?!"

ફોજદારના આ શબ્દો સાંભળી લક્ષ્મીને મરવા કરતાં એ વધારે દુઃખ થયું! કંઠીનો માલિક તેની આ અવસ્થા જોઇને ઘણો દિલગીર થયો. તે ફોજદારને બોલ્યો–"ફોજદાર સાહેબ! એમ કહો નહીં! એઓ કંઈ ચોર નથી. આ નાદાન બાલકની ભુલથી આ વાત બનવા પામી છે. મારી કંઠી મને મળી. હવે મારે ફરીયાદ કરવી નથી. મહેરબાની કરીને આ વાતને અહીંજ દાટી વાળો!!"

પરંતુ ફોજદાર સાહેબે કંઇ કરતાં માન્યું નહીં. લલ્લુભાઈના દુશ્મન પણ આજે ફોજદારને સમજાવવા લાગ્યાં; પરંતુ તેથી કંઇ વળ્યું નહીં! મણિલાલ અને હરિલાલને પોલીસનાં માણસો ગેટપર લઇ ગયા, ગુલાબ રડી રડીને બેહોશ બની ગઇ!



## પ્રકરણ ૪૧ મું.



## જેવી કરણી તેવી પાર ઉતરણી!

"વકીલ કરશો તો આમાંથી કંઇક બચશો," એવું જે તે ગુલાબને કહેવા લાગ્યું; પરંતુ વકીલને આપવા જેટલા પૈસા ગુલાબ પાસે ક્યાં હતા? જડાવની પણ એવીજ સ્થિતિ હતી. છેવટે નિરૂપાય બની, માન મર્યાદા બાજુએ મુકી, અભિમાને ઘડીવાર વિસારે પાડી, લજ્જાને દૂર કરી, અત્યાર સુધીમાં લક્ષ્મીને આપણે કેવાં કેવાં દુઃખો દીધાં છે, હવે તે આપણને શું કહેશે, એ વિચાર તરફ દુર્લક્ષ

કરી, પોતાના છોકરાને આવેલાં સંકટમાંથી બચાવવા, ગુલાબ શોકાકુલ થઈ લક્ષ્મીની યાચના કરવા લાગી. તે કરુણાજનક સ્વરે બોલી–"લક્ષ્મી! બ્હેન, તને હું શું કહું. આજે તારેજ મને પુત્રદાન આપવું જોઇએ નહીં તો મારો હરિલાલ–"

દુઃખથી વ્યાકુલ બની આજે ગુલાબે ખરેખર લક્ષ્મી પાસે ખોળો પાથર્યો; પરંતુ લક્ષ્મી તેનું નિવારણ કરી બોલી–"આ શું કરો છો ગુલાબ ભાભીજી? એમાં તે આટલું બધું શું કરવા કરવું જોઇએ. તમે શું કંઈ પારકા છો? તમારા હરિલાલને અને બાલુને, હું અત્યાર સુધી મારાં જ ગણુતી આવી છું. તમે નચિંત રહો!"

એટલું કહી તે સવિતા પાસે ગઇ, અને તેની પાસેથી તેણે દોઢશો રૂપિયા માંગી લીધા રુપિઆ આપવા સવિતાએ ઘણી આનાકાની કરી; તે બોલી–"લક્ષ્મી! નકામી તેના કહેવા ઉપર આ છે તેટલા રૂપિયા ઉડાવી નહીં દે; ભોગવવા દે તેમનાં કર્મનાં ફલ! કરતી વખતે સારું લાગે છે અને હવે ભોગવતી વખતે અઘરું લાગે છે? તેમને માટે હવે શું કરવા આપણે પંચાતી કરવી જોઇએ?"

લક્ષ્મીનું દયાર્દ્ર અંતઃકરણ, મણિલાલ અને હરિલાલને માટે ટળવળતું હતું! તેણે સવિતાના બોલવા તરફ સ્હેજ પણ લક્ષ દીધું નહીં. મણિલાલ અને હરિલાલને માટે તેણે એક હોંશીયાર વકીલ કીધો. એથી ગુલાબ અને જડાવના મનનું સમાધાન થયું. મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં કેસ ચાલ્યો. મણિલાલ અને લલ્લુભાઈ જુદા હતા, તેમ જ ચોરીએ ગયલી કંઠી મણીલાલના ઘરમાંથી નીકળી નહતી; એટલે તેને નિર્દોષ ગણી છોડી મુકવામાં આવ્યો; પરંતુ

હરિલાલ છૂટયો નહીં. હરિલાલના જેવો એક આબરુદાર કુટુંબનો છોકરો, આવી નાની વયમાં ચોરીઓ કરે, અને પોતાના કુલને કલંક લગાડે, એ જોઇ મેજીસ્ટ્રેટ સાહેબને અતિશય ખેદ ઉત્પન્ન થયો. હરિલાલને પોતાની વર્તણુક સુધારવાને માટે, મુંબઇની ઉદ્યોગશાળામાં પાંચ વરસ રહેવાનો હુકમ થયો.

દુઃખ ઉપર આ ડહામ દેવાતાં જ ગુલાબનું હૃદય વ્યાકુલ બની ગયું! તેના શોક સાગરની સીમા રહી નહીં. હવે આ જન્મે આપણને સુખ અથવા શાંતિ મળવાની નથી, એમ તેણે પોતાના મન સાથે નક્કી કર્યું. લક્ષ્મીને પણ એથી અપાર દુઃખ થયું. તે ગુલાબને ધીરજ દેવા લાગી, પરંતુ ગુલાબની ધીરજ હવે ટૂટી ગઇ હતી! પાપના પ્રાયશ્ચિત્ત તરીકે, ગુલાબને કરેલાં કર્મનાં ફલ ભોગવવા પડતાં હતાં! પાપનું પ્રાયાશ્ચિત્ત ભોગવ્યાં વિના કદી પણ છૂટકો થતો નથી. બીજાનો નાશ કરવાથી પરમેશ્વર કદી પણ આપણા ઉપર અસંતુષ્ટ થયા વિના રહેતો નથી. આ બ્રહ્માંડનો ચાલાક, સર્વાંતર્યામી, સર્વ સાક્ષી, સર્વ વ્યાપી, અનંતશકિત, ભગવાન્, રાજદંડ ધારણ કરી સદૈવ આ પૃથ્વીનું શાસન કરે છે. એ અત્યાર સુધી ગુલાબના પાતકી હૃદયમાં કદી પણ ઉતર્યું નહતું, અને તેથી જ લલ્લુભાઈ પ્રમાણે ગુલાબનું મન, બીજાનો સર્વોપરી નાશ કરવાને માટે કદી કચવાતું નહતું! પરંતુ હવે જ્યારે ચારે તરફથી સંકટો પડવા લાગ્યાં, જ્યારે તે અનંત દુઃખસાગરમાં નિમગ્ન થઈ, ત્યારે એક પછી એક સઘળી વાતો, તેની આંખ આગળ તરવા લાગી! નિદ્રા તેનાં ચક્ષુઓને તજીને ચાલી ગઇ હતી અને તેને ઠેકાણે શોકાશ્રુએ પોતાની

જગ્યા લીધી હતી! અન્ન પાણી ત્યાગ કરી તે રાત દિવસ રડી રડીને કહાડવા લાગી! સઘળાં પાપકર્માં હવે તેની આંખો આગળ ઉભાં રહેવા લાગ્યાં! પ્રત્યક્ષ પિતા સમાન સ્નેહશીલ અને પરમપૂજ્ય એવા સસરાજીની સાથે આપણે કેવાં લજ્જાસ્પદ નિંદ્ય વર્તનથી વર્ત્યાં છીયે, બિચારી વૃદ્ધ અને પ્રેમાળ સાસુને મનમાં આવે તેવાં વચનો બોલી, તેનું ડગલે ડગલે આપણે કેવું અપમાન કર્યું હતું; પતિના મનમાં અનેક પ્રકારની સાચી જુઠી વાતો ભેરવી, વૃદ્ધ સાસુ સસરાને મર્માંતિક વેદના થાય એવા શબ્દો બોલવાને માટે આપણે તેને કેવી રીતે ઉશ્કેરી આપતા હતા; તે નિષ્કપટી, સરલ સ્વભાવની લક્ષ્મીને વિનાકારણ કેવી રીતે છલી, પોતાના પતિના હાથે તેના ઘરને આગ લગાડી; તેમાં તેના તદ્દન નિરપરાધી સકુમાર બાળકને અને સાસુજીને કેવી રીતે બાળી નાંખ્યાં; લક્ષ્મીને આ જગત્‌માંના સર્વ સુખથી વંચિત કરવાને માટે આપણે કેવાં કારણરૂપ થયાં, અને અતિ અનિષ્ટ માર્ગનું અવલંબન કરી પોતાના હાથે પોતાના પગપર કેવી રીતે કોહાડો માર્યો, એ વિગેરે વાતો એક પછી એક તેના મનમાં ઉપજવા લાગી! ઘણીવાર સુધી આ પ્રમાણે વિચાર કર્યા પછી, પોતાના મનનું પોતાના હાથેજ સમાધાન કરી લેવાને માટે, ગુલાબ મનમાંને મનમાં બોલવા લાગી—"મારી આવી દુર્દશા થાય નહીં તે બીજું શું થવાનું હતું? મેંજ જ્યારે બીજાનું સત્યાનાશ કર્યું છે, ત્યારે પ્રભુ મારું સત્યાનાશ કેમ કરશે નહીં? જુઓ ઈશ્વરના ખેલ કેવા છે! અદેખાઇમાં ને અદેખાઇમાં મારા ઘરની ધુલધાણી થઇ, પતિ પુત્ર કેદમાં પડયા, એકનો એક ભાઇ તે પણ તેમની સાથે ગયો; સાસુ સસરાને અને

લક્ષ્મીનો ટળવળાટ હવે મારે ભોગવવો પડે છે! તેનાથી જ મારી આવી દશા થઇ છે! હું ચારે તરફથી નિરાધાર બની! કોળીઆ અન્નને માટે ભીખારી પ્રમાણે હવે મારે બીજાના મ્હોંડા જોવાનો પ્રસંગ આવ્યો! મારો હરિલાલ મારાજ દોષે કેદમાં પડયો! લક્ષ્મીને વિના કારણ દુઃખ દેવાને માટે, મેં જ્યારે તેને ચોરી કરવાની ટેવ પાડી, ત્યારે જ મારા માટે તેને કેદમાં જવું પડયું. જો મેં તેને ચોરી કરતાં શીખવ્યો નહોત તો, તે કદી પણ આવો ચોર નિપજત નહીં! મારો છોકરો આજે મારા દુઃખમાં મારી પાસે જ રહેત અને તેને જોઈને મારી આંખો ટહાડી પડત. મેં જેવાં કર્મો કર્યાં છે, તેવાંજ હું ફળ ભોગવું છું એમાં નશીબનો શું વાંક ને કોઇનોયે શું વાંક !"

આવી રીતે ગુલાબ દુઃખમાં દહાડા કહાડવા લાગી. ઘરમાં જે થોડુંઘણું રાચ રચીલું હતું, તેનાપર થોડાં દિવસ ગયા, પરંતુ પાછળથી ખરેખર પેટને માટે પારકાના મ્હોંડા જોવાનો પ્રસંગ આવ્યો! લલ્લુભાઈના લ્હેણા પૈકી, કોઇ એક પૈ આપે તેમ નહતું. ગુલાબ ચારે તરફ અંધકાર જોવા લાગી! શરીરપર રહી સહી જે ન્હાની ન્હાની એક બે જણસો હતી, તેનાપર વળી તેણે કેટલાંક દિવસ કહાડ્યા તેનો પણ જ્યારે નિકાલ આવ્યો, ત્યારે તેણે ઉછીનું પાછીનું લઇ કામ ચલાવા માંડયું! લક્ષ્મી પાસેથી ચોખા દાલ, મરચું, મીઠું, પૈસા ટકા ઉછીના લઇ તેણે કેટલાંક દિવસ કહાડ્યા; પરંતુ આવી ભીખની હાંલ્લી કયાં સુધી શીકે ચ્હડે? ઘરમાંની ચીજો એક પછી એક જવા લાગી, બબ્બે દિવસની લાંઘણો પડવા લાગી; એવી ગુલાબની અત્યંત શોચમય સ્થિતિ થઇ ગઇ! લક્ષ્મી તેને પોતાની શકિત

પ્રમાણે સાહ્યતા કરવા સદા તૈયાર હતી; પરંતુ ગુલાબને હવે તેની પાસે માંગતા શરમ લાગવા માંડી. અંતે ગુલાબ બીજો ત્રીજો વિચાર નહીં કરતાં છોકરાંઓને લઇ પોતાના ભાઇને ત્યાં ગઇ; પરંતુ તેમની સ્થિતિ પણ સારી નહતી. એકનો એક છોકરો કાલીદાસ મુખત્યારીના ધંધામાં જેમ તેમ કરી મહિને પંદર વીશ રૂપિઆ કૂટી કહાડતો હતો; અને તેનાથી આખા કુટુંબનો જેમ તેમ નિર્વાહ થતો હતો; પરંતુ દુર્દૈવે કાલીદાસ કેદમાં પડ્યા પછી, તેમની ઘણી ખરાબ સ્થિતિ થઈ ગઇ. ડોશી જેમ તેમ કરીને ઘર સંસાર ચલાવતી હતી, તેમાં ગુલાબ બે છોકરાંઓને લઇને આવી. તેથી ડોશીને ઘણી વિટમ્બના પડવા લાગી. આખા દિવસમાં એક ટંક ખાવાનો દુઃખદાયક વખત તેમને આવ્યો!

## પ્રકરણ ૪૨ મું.

## પ્રભુ તારે તેને કોણ મારે?

લલ્લુભાઈ અને ગુલાબને પોતાનાં ઘોર પાપનું યથા-યોગ્ય પ્રાયશ્ચિત અહીં ભોગવતાં મુકી, હવે આપણે, પ્રબલ તોફાનમાં પડેલી આગબોટ સાથેની, પેલી ન્હાની નાવડીની શી દશા થઈ તે જોઇએ. આટલી મોટી આગબોટનું જ્યાં ઠેકાણું લાગ્યું નહીં, ત્યાં આ ન્હાની સરખી નાવડી ક્યાં સુધી ટકનાર હતી એમ ઘણા લોકો કહેતા હતા; તે તો ક્યારનીયે ડૂબીને સમુદ્રને તળીયે બેઠી હશે એવો પણ કેટલાંકોએ તર્ક બાંધ્યો; પરંતુ આવી સ્થિતિમાં આ નાવડીનો બચાવ થયેલો જોઇ આપણને આશ્ચર્ય લાગશે. પરંતુ ઈશ્વરની લીલા કેટલી અગાધ છે, તેનો આપણે ઘડીવાર

વિચાર કરીયેછીયે ત્યારે આપણી મતિ કુંઠિત થઇ જાય છે! પ્રત્યેક ચમત્કારિક જણાતી વસ્તુનો, ગૂઢ રહસ્ય તે જગત્નિયંતાની અતકર્ય લીલાસૂત્રમાં બંધાઇ ગયો છે, એની ખાત્રી, જ્યારે આવા ચમત્કારિક બનાવ બને છે ત્યારે આપણને થાય છે. આ નાવડીમાં એક પણ ખલાશી નહુતો, કેવળ બે માણસો અને તે પણ મૃતવત્ પડેલાં હતાં. પર્વતાકાર પ્રચંડ મોજાઓ, અથાગ સાગરના પૃષ્ઠ ભાગ ઉપર ઉછળતા હતા, જાણે પ્રત્યક્ષ કાળ, આ મોજાના રૂપમાં પોતાને ઘાતકી પાશ ફેંકી, આ નાવડીમાં નિચેષ્ટ પડેલાં એ માણસોનો પ્રાણ હરણ કરવાને માટે એક સરખી ઉતાવળ કરતો હતો! આટલી મોટી પ્રચંડ આગબોટ આ ક્ષુબ્ધ થયેલા મહાસાગરની સાથે ટક્કર લેતાં લેતાં અંતે તળીયે જઇને બેઠી; પરંતુ એજ મહાસાગરના વિસ્તીર્ણ પૃષ્ઠ ભાગ ઉપર આ ક્ષુદ્ર નાવડીએ અત્યાર સુધી પોતાનો બચાવ કર્યો હતો! સમુદ્રના મોજાઓ તેને જ્યાં લઇ જતા હતા, ત્યાંતે ઝડપથી જતી હતી!

ધીરે ધીરે પવનનું જોર ઓછો થવા લાગ્યો સમુદ્ર પણ શાંત થયો. રાત્રીનો અમલ ઉતરતાં જ સૂર્યનાં કોમલ કિરણો પૃથ્વી તલપર સંચાર કરવા લાગ્યાં. અને તેની સાથે નિસર્ગ દેવતાએ પણ પોતાનું શાંત ઉદાત્ત અને રમણીય સ્વરૂપ પ્રકટ કરી દીધું. પ્રભાત કાળના મંદમંદ અને શીતલવાયુના સુખકર સ્પર્શે, આ નાવડીમાંના બે માણસોમાંથી એક માણસ પહેલાં શુદ્ધીમાં આવ્યો, અને આંખો ઉઘાડી તે ચારે તરફ જોવા લાગ્યો. હમણાં તોફાન વિગેરે સૌ સમી ગયું હતું. સમુદ્રે પણ શાંત અને ગંભીર સ્વરૂપ ધારણ કર્યું હતું. આકાશ પણ વાદળા વિનાનું હતું. એ જોઇ તે

માણસને ઘણો આનંદ થયો. નાવડીમાં સુતેલા માણસને તે જગાડવા લાગ્યો, પરંતુ તેના સર્વે પ્રયત્નો નિષ્ફળ ગયા. તેણે ઘણી હાંકો મારી. કેટલીકવાર તો તેણે પોતાના સોબતીને હાથવતી હલાવ્યો; પરંતુ તેથી કંઇ વળ્યું નહીં. એથી તે જીવે છે કે, મૃત્યુને સ્વાધીન થઈ ગયો છે, એને માટે તેને સંશય આવવા લાગ્યો; પરંતુ એટલામાં જ તેનો અનિષ્ટ સંશય દૂર કરવાને માટે જ કે કેમ, તે નિશ્ચેષ્ટ પડેલા માણસે પોતાની આંખો ઉઘાડી! હાંફળી ફાંફળી નજરે ઘડીવાર આકાશ તરફ જોઇ તેણે તરત જ પોતાની આંખો મીંચી દીધી. એ જોઈ તેના સોબતીને ઘણી ધીરજ વળી. ફરી તેને શુદ્ધિમાં આણવાનો પ્રયત્ન છોડી હવે શું કરવું એ વિચારમાં પડયો. આ અથાગ મહાસાગરમાંથી આપણે કેવી રીતે બ્હાર નિકળીશું; નાવડી ચલાવવાને માટે કોઈ ખલાસી નથી. આવી સ્થિતિમાં આપણી શી દશા થશે એ વિચારે તેનું મન વ્યગ્ર થઇ ગયું. ઘણીવાર સુધી તે વિચાર કરતો બેસી રહ્યો. આપણે હમણાં કયાં આવ્યાં છીયે, આપણી આગબોટનું પછી શું થયું, આ અનંત સાગરમાં આપણાપર કોઈની નજર પડશે કે કેમ, એવા વિચારો એક પછી એક તેના મનમાં આવવા લાગ્યા. અત્યાર સુધી જેણે આપણું રક્ષણ કર્યું છે, તેજ પરમાત્મા હવે પણ આપણને બચાવશે એ આશાએ તેને-ઘણી ધીરજ વળી. તે જગતૂનિયંતાના ગુણાનુવાદમાં અનન્ય ભાવથી લીનૃ થયો!

કેટલીકવારે તે મોટી સાવધાનીથી નાવડીમાં ઉભો થઈ ચારે તરફ જોવા લાગ્યો; પરંતુ નીચે પાણી અને ઉપર અનંત આકાશ શિવાય બીજું કંઈ પણ તેને જણાયું નહીં.

અંતે તેનાં મનમાં એક વિચાર આવ્યો. જતી આવતી આગબોટનું આપણા તરફ જલદી ધ્યાન ખેંચાય, એવી કોઇ પણ યુક્તિ કરવી જોઈએ; પરંતુ કેવી યુકિત કરવી, એ ઘણીવાર સુધી તેના ધ્યાનમાં ઉતર્યું નહીં. અંતે શરીરપરનો સફેદ અંગરખો કહાડી, તે નાવડીમાં પડેલા વાંશના કટકા સાથે તેણે બાંધ્યો; અને એવી રીતે તૈયાર કરેલું નિશાન તેણે નાવડીની એક બાજુએ બાંધ્યું.

આ કામ પુરું થતાં ન થતામાં, પોતાની સામે ઘણે અંતરે કોઇ વસ્તુ હોવાનો તેને ભાસ થયો, તેની સાથે જ આનંદમાં પોતે કયાં છે, તેનું ભાન નહીં રાખતાં ઝડપ દઇને તે નાવડીમાં ઉભો થયો, અને એકી નજરે તેની સામું જોવા લાગ્યો. હવે આપણે જરૂર બચીશું, એ વિચારે તેનું હૃદય આનંદથી નાચવા લાગ્યું, પરંતુ એ આનંદ જ તેના મૃત્યુનું કારણ થવાનું છે, તે એ બિચારો શું જાણે? તેનું એકંદર ધ્યાન પેલી સામું આવતી આગબોટ તરફ હતું. આનંદમાં તે વધારે સ્પષ્ટ જણાવા લાગી. તેથી તે ઉંચા પગ કરીને અતિશય આનંદથી આગબોટને જોવા લાગ્યો! એટલામાં એકાએક ઝોંક આવવાથી તે દુર્ભાગી માણસ આ અનંત મહાસાગરમાં પડી ઘડીવારમાં હતો ન હતો થઇ ગયો! તેને કોઇ પણ રીતે મદદ કરવાને અથવા બચાવવાને આ વખતે કોઇ જ ન હતું. નાવડીમાં તેનો એક સોબતી હતો; પરંતુ તેતો નહીં જ જેવો હતો, કારણકે તે બિચારાને પોતાની જ શુદ્ધિ ન હતી, એટલે તે બીજાને મદદ કરે એ વિચાર શા આધારે કરવો જોઇએ? તે પોતે નિચેષ્ટ પડયો હતો. તે નાવડીનું અને તેની સાથે પોતાનું કંઈ ભલું ભુંડું થાય તો પણ તેને ખબર પડે કે નહીં એજ એક મોટો પ્રશ્ન હતો!

જતી આવતી કોઈ આગબોટનું આપણા તરફ જલદી ધ્યાન ખેંચાય, એ માટે અતિશય અધીરતામાં, તેણે પોતાની તરફ માત્ર મૃત્યુનું જ ધ્યાન ખેંચી લીધું; પરંતુ તે દુર્ભાગી માણસે ચડાવેલું નિશાન અંતે ઉપયોગી થઈ પડયું. સાંમુથી ખરેખર એક આગબોટ આવતી હતી. તેમાં બેઠેલાં માણસોનું તે નિશાન તરફ ધ્યાન ગયું. તેની સાથે જ એ શું હશે તે જોવાની ઇચ્છાથી તેઓ દુર્બિનવડે જોવા લાગ્યા. તે એક નાવડી છે એમ તેમને જણાતાં જ કપ્તાન સાહેબે પોતાની આગબોટ તેના સામું વાળી; અને એક નાવડી તેના તરફ છોડી મુંકી. જ્યાં ત્યાં ભ્રમણ કરનારી તે નાવડીને ઘણી મહેનતે ખલાસીઓએ પકડી પાડી. તેની સાથે જ નાવડીમાં એક મૃતવત્ પડેલો માણસ તેમની નજરે પડયો ! ખલાશીઓને એથી મોટું આશ્ચર્ય લાગ્યું. ઘણી સંભાળથી ખલાશીઓએ તે માણસને પોતાની નાવડીમાં લીધો; અને તેઓ ફરી પોતાની આગબોટ પાસે આવી પહોંચ્યા. ત્યાર પછી આગબોટ પણ પોતાને માર્ગે પડી !



## પ્રકરણ ૪૩ મું.



### શુભ શુકન.

ધીરે ધીરે ત્રણ મહિના વીતી ગયા. સ્કોટ સાહેબે અને રતિલાલે, ડૂબેલી આગબોટમાંથી કોઇ બચવા પામ્યું છે કે કેમ, એને માટે ઘણી જગ્યાએ તપાસ કરી; પરંતુ અત્યાર સુધીમાં કોઈ પણ જગ્યાએથી આશા ઉપજે એવી ખબર મળી નહીં, જગમોહનદાસનું શું થયું હશે, એ માટે હવે સંશય લેવાની જગ્યા જ ન હતી; પરંતુ રતિલાલ એથી

છેક નિરાશ થયો નહીં. લક્ષ્મીનું દૈવ આટલું બધું નિષ્ઠુર થવાનું નથી અને પોતાના પ્રિયમિત્રનો ખચિત કોઈ પણ જગ્યાએથી પત્તો મળશે જ, એવું તેનાં અંતરનો સાક્ષી હજુ પણ કહેતો હતો. લલ્લુભાઈ અને ગુલાબનો પાપનો ઘડો ભરાઈ જવાથી, તેમના અમાનુષ અને અઘોર કૃત્યો બદ્દલ જેવું તેમને યથાયોગ્ય શાસન મળ્યું છે; તેવું જ લક્ષ્મી અને જગમોહનદાસને, તેમના સદ્‌વર્તનનું અને અલૌકિક સહનશીલતાનું યોગ્ય ફળ મળ્યા વિના રહેવાનું નથી. એમ અદ્યાપિ પર્યંત તે ધારતો હતો. રતિલાલને ઈશ્વર પર પૂર્ણ શ્રદ્ધા હતી; અને તેથી જ તેનું મન તેને કહેતું કે, લક્ષ્મી જેવી કેવલ નિરપરાધી અબલા ઉપર જગતન્નિયંતા આવો નિષ્કારણ કોપ કદાપિ કરનાર નથી. તે પરમ ન્યાયી પરમેશ્વરને ત્યાં આવો અન્યાય કદાપિ થનાર નથી. દુર્ભાગ્યે આવેલાં આ દુઃખના દિવસો જઈ, તે પરમ દયાળુ પ્રભુની અપાર કૃપાથી જગમોહનદાસ અને લક્ષ્મીના મેળાપનો શુભ દિવસ ગમે ત્યારે પણ પ્રાપ્ત થયા વિના રહેવાનો નથી. દુર્ભાગ્ય રૂપી અમંગળ ગ્રહોએં ગ્રાસેલો લક્ષ્મીનો સૌભાગ્યસૂર્ય ફરી સુપ્રકાશિત થશે; અને તેજ દિવસે પોતાના મિત્ર માટે કરેલો સર્વ શ્રમ સફલ થશે.

તે આનંદદાયક દિવસ ક્યારે આવશે, તેની વાટ રતિલાલ ઘણી ઉત્સુકતાથી જોવા લાગ્યો. જેમ જેમ દિવસ જવા લાગ્યા તેમ તેમ તેની અધિરતા વધતી ગઈ, એક, બે અને ત્રણ મહિના વીતી ગયાં પણ જગમોહનદાસનો કંઇ પત્તો લાગ્યો નહીં. ત્યારે તેનું મન કંઈક નિરાશ થયું. તે આગબોટ માંથી કોઇ પણ માણસ બચવા પામ્યું હોત તો, આટલા

દહાડામાં તેનો ગમે ત્યાંથી પણ પત્તો લાગ્યા વિના રહત નહીં. તેણે મુંબઇમાં આવી ફરી પોતાનો અભ્યાસ ચાલુ કર્યો. પરીક્ષા પણ પાસે જ આવી હતી; પરંતુ અભ્યાસ પર તેનું સ્હેજ પણ ચિત્ત લાગતું નહતું!

સ્કોટ સાહેબ તરફથી તેને વારંવાર પત્રો મળતા હતા; પરંતુ તે બધામાં સાર માત્ર એટલો જ આવતો હતો કે "હજુ સુધી કંઇ પત્તો લાગ્યો નથી!" આજે પણ તેને એ જ મતલબનો સ્કોટ સાહેબનો પત્ર મળ્યો હતો. અને તેથી તે અધિક નિરાશ બની ગયો હતો. તેનું મન અત્યંત ઉદાસ થઇ ગયું હતું. પોતાની ઓરડીમાં તે ખિન્ન અંતઃકરણે આમ તેમ ફરતો હતો. એટલામાં તારનો સીપાઈ તેના નામનો એક તાર લઇને આવ્યો. તાર જોતાં જ તેના મનમાં ધાસ્તી પડી. તારનું પાકીટ ફોડીને વાંચવાને માટે, જાણે તેનું મનજ થાય નહીં!

લક્ષ્મીની અવસ્થા દિવસે દિવસે ઘણી શોચનીય થતી જતી હતી. તેને પોતાના શરીરની જરા જેટલીયે કાળજી નહીં હોવાથી, તેનું શરીર લથડી ગયું. તેના પ્રસવનો વખત જેમ જેમ પાસે આવવા લાગ્યો તેમ તેમ સર્વેને ચિંતા થવા લાગી કે, આ સુવાવડમાંથી તે સુખરૂપ ઉઠશે કે નહીં! તેને પિયર જવાને માટે અને ત્યાં નહીં તો પોતાના ઘેર રહેવાને માટે રતિલાલે ઘણું ઘણું કહ્યું પરંતુ તે કોઇ પણ રીતે કબુલ થઇ નહીં અંતે લાચાર બની રતિલાલે એ વાતને પડતી મુકી. તેને અહીંયાજ યોગ્ય વ્યવસ્થા નીચે મુકવાનો તેણે વિચાર કર્યો; પરંતુ તેના વિચારને તેની પ્રિયપત્નીની સમ્મતિ મળી નહીં. લક્ષ્મીની અહીંયા સારી વ્યવસ્થા થાય એવી સ્હેજ પણ સવગડ નથી એમ તેણે

કહ્યું. એટલા માટે જ રતિલાલને મુંબઇ વિદાય કરી, લક્ષ્મીનું મન ફેરવવાના હેતુથી તે તેની પાસે જ રહી. સવિતાની વારંવારની વિનવણી છતાં લક્ષ્મીનું મન તેના તરફ સ્હેજ પણ વળ્યું નહીં; પરંતુ સવિતાએ પોતાનો આગ્રહ મુકયો નહીં અંતે તેના વારંવારના કહેવાથી ત્રાશી જઇને લક્ષ્મી, તેની સાથે આવવાને કબુલ થઇ. તેની સાથે જ મોટા આનંદ સહ, સવિતા લક્ષ્મીને લઇને બીજે દિવસે પોતાને ઘેર આવી.

લક્ષ્મીને હવે પૂરા દહાડા જતા હતા. તે સુખરૂપ કેવી રીતે ઉઠશે, એ ચિંતામાં રતિલાલનું અંતઃકરણ અત્યંત ઉદ્વિગ્ન થયું હતું. તેથી આ તાર આવેલો જોઇને, તે ઘરથી જ આવ્યો હશે અને ત્યાં કંઇ પણ અશુભ બનાવ બન્યા વિના તેઓ તાર મુકે નહીં; એમ તરત જ તેણે મન સાથે નકકી કર્યું, અને તેથી જ તેને તાર વાંચવાનું મન થતું નહતું!

"આવી જરૂરનો તાર હું દોડતાં દોડતાં લઇ આવ્યો; અને આ માણસ તો તેને એક વખત પણ વાંચી જોતો નથી." તાર લઇ આવનાર સીપાઈને મોટું આશ્ચર્ય લાગ્યું. કારણ તારમાં કંઇ "ખુશ ખબર" હોય તો, ખચિત થોડું ઘણું ઇનામ મળશે, એવી આશાથી તે હજુ સુધી ઓરડીના બારણા આગળ ઉભો રહ્યો હતો; પરંતુ રતિલાલની આવી વિલક્ષણતા જોઇ તે નિરાશ થઇને ધીરે ધીરે ચાલ્યો ગયો.

જો તે હજુ થોડીવાર ઉભો રહ્યો હોત તો, રતિલાલ તેને ખુશ કર્યા વિના રહેતે નહીં; કારણ કે મન કિંચિત સ્વસ્થ થયા પછી તેણે તે તાર મોટી આતુરતાથી વાંચી જોયો. અને વાંચતાની સાથે જ તેના મુખ પર આનંદનાં

ચિન્હ જણાવા લાગ્યાં. તેની ઉદાસીનતા અને ઉદ્વિગ્નતા પળવારમાં ન્હાસી ગઇ. તેણે તરત જ કપડાં પ્હેરયાં અને ઉતાવળમાંને ઉતાવળમાં તારને ખીશામાં મુકી તે બ્હાર જવા નિકળ્યો; પરંતુ તે ઓરડીમાંથી બ્હાર નિકળે છે એટલામાં પોસ્ટના સીપાઇએ તેના હાથમાં એક પત્ર મુકયો. રતિલાલે પત્ર કયાંથી આવ્યો છે તે તરત જ જાણી લીધું. પત્ર ઉઘાડતાં ઉઘાડતાં તે પાછો ઓરડીમાં આવ્યો; અને એક ખુરશી પર બેસીને તેણે તે પત્ર એકાગ્ર ચિત્તે વાંચી જોયો. તેની સાથે જ "હવે સંશય રહ્યો નથી. એજ તે. આ શુભ શુકન જ કહેવાં." એવો ઉદ્ગાર તેના મુખમાંથી એકદમ બ્હાર નિકળ્યો !

રતિલાલની ઉદાસીનતા અને ઉદ્વિગ્નતા એકદમ ન્હાસી જવા જેવી આ તારમાં એવી શું ખબર હતી; તે સાથે આવાં શુભ શુકન માનવા જોગ આ પત્ર કોણે મોકલ્યો હતો; તેને માટે વાંચકોને નિરર્થક સંશયમાં નાંખી તેમની આતુરતા અધિક વધારવાને માટે, હવે અમને સ્હેજ પણ અવકાશ નથી. પરોપકારી સ્કોટ સાહેબ તરફથી આ તાર આવ્યો હતો. "ડૂબી ગયેલી આગબોટમાંનો એક માણસ જાપાનની હૉસ્પીટાલમાં ગયા અઢી મહિનાથી શીક પડયો હતો. તે હવે સારો થઇને એકલો જ મુંબઇ જનારી આગબોટમાં બેસી નિકળી ગયો છે. એવો તપાસ અર્થે જાપાન ગયેલા મારા એક મિત્રે મને તાર કર્યો છે. તો હવે જાપાનનો મેલ લઇ જે આગબોટ મુંબઇ આવે તેમાં તમે તપાસ કરજો અને મને જેવી હોય તેવી ખબર લખજો!" આવો આ તારનો સાર હતો. જગમોહનદાસની સાથે નિશ્ચય આપણો મેળાપ થશે, એમ રતિલાલ ધારતો હોવાથી,

જાપાનની હૉસ્પીટાલમાંથી સારો થઇને આવનારો માણસ જગમોહનદાસ જ હોવો જોઈએ; એવી આશા એકદમ તેના મનમાં ઉત્પન્ન થઇ. એટલે તેને અત્યંત આનંદ થયો. જાપાનની આગબોટ ક્યારે આવશે તેની ખબર કહાડવાને માટે તે તરત જ બ્હાર જતો હતો.. એટલામાં ઉપર જણાવેલો પત્ર તેને મળ્યો. એ પત્ર તેની પ્રિયપત્નીએ મોકલ્યો હતો. અને તેમાં લક્ષ્મીને સુખરૂપ પ્રસવ થયો છે અને ઇશ્વર કૃપાથી તેને છોકરો આવ્યો છે; એવી આનંદની વધામણી આ પત્રમાં હતી. આવો વિલક્ષણ યોગાયોગ જોઇ પછી રતિલાલને પોતાના પ્રિય મિત્રના સુખરૂપપણા બદ્દલ, સ્હેજ પણ સંશય રહ્યો નહીં. તેની આંખમાં આનંદના આંસુ આવ્યાં. જગમોહનદાસના મેલાપનાં આ બીજા શુભ શુકન થયાં, એમ તેના પ્રેમાળ હૃદયે તરત જ માની લીધું!

## પ્રકરણ ૪૪ મું.

### ખરેખર આનંદલાલ.

લક્ષ્મી અને સવિતાની વચ્ચે હાલ મોટો વાદવિવાદ ચાલતો હતો. લક્ષ્મીને પ્રસવ થયાંને આજે આઠ દિવસ થયા હતા. છોકરાનું નામ પાડવાનો દિવસ જેમ જેમ પાસે આવવા લાગ્યો, તેમ તેમ તેનું શું નામ પાડવું એ સંબંધી બન્નેનો આગ્રહ વધવા લાગ્યો! છોકરો થયા પછી લક્ષ્મી, આ અપાર દુઃખમાં કંઈક સુખનો અનુભવ લેતી હતી. તોપણ તેની આંખોમાંથી હજુ આંસુ સુકાયાં નહતાં! પોતાનો છોકરો ખરેખર ઘણો જ અભાગી હોવો

જોઇએ, એવી સ્ત્રી જાતિની નૈસર્ગિક વૃત્તિથી તે એમ સમજતી હતી! છોકરો ગર્ભમાં રહ્યા પછી તે બિચારાં પર અનેક પ્રકારના સંકટો પડયાં હતાં; લક્ષ્મીની આ જ ધારણા, તેના અને સવિતાના વાદવિવાદના કારણરૂપ હતી.

સવિતા આ સુંદર બાલકનું નામ "આનંદલાલ" પાડવાની હતી. તે મનમાં કહેવા લાગી—"લક્ષ્મી દુઃખસાગરમાં ડુબી ગયેલી હોવાથી, સદ્‌ભાગ્યે તેને આ આનંદલાલ જ મળ્યો છે. ઈશ્વર કૃપાથી આ છોકરો જીવશે તો લક્ષ્મી પોતાનું દુઃખ ધીરે ધીરે વીસરી જશે, અને તેનું વિરકત થયેલું મન પાછું સંસારમાં લાગશે."

સવિતાનું કહેવું કંઇ નિરર્થક નહતું. પણ લક્ષ્મીને તે સ્હેજ પણ પસંદ પડતું નથી. અનેકવાર દુઃખ શોકથી, અંતઃકરણમાં એકવાર પડેલો ઘા, તરતને તરત રૂઝાવો ઘણો કઠીન છે; એમ તે ધારતી હતી. લક્ષ્મી વારંવાર કહેતી હતી—"મારું દુઃખ મારી સાથે જ જવાનું છે!"

અંતે સવિતાએ અત્યંત આગ્રહ—પૂર્વક લક્ષ્મીને કહ્યું—"આ બાબતમાં હું કોઇનું સાંભળનાર નથી. આ છોકરાનું નામ હું આનંદલાલ" જ મુકીશ. તને ગમતું નહીં હોય તો તું ભલે એને "અભાગીયો" "મસાણીયો" "અશુભપગલાં" વિગેરે જે ફાવે તે નામે એને બોલાવજે પણ પરમ દિવસે, જ્યારે બાર દિવસ પૂરા થશે, ત્યારે હું તને આ સોના જેવા છોકરાનું ભળતું સળતું નામ મુકવા દેવાની નથી."

આ સાંભળી લક્ષ્મી સ્તબ્ધ રહી; પરંતુ તે સ્તબ્ધ થઇને બેઠી, એ પણ સવિતાને ઠીક લાગ્યું નહીં. તે બોલી—"લક્ષ્મી! તું એમ ન કર. આ નિરપરાધી બાલકને તું શા

આધારે અભાગિયો કહે છે? હજુ પણ જગમોહનભાઇ નહીં આવે એમ તું શા આધારે માને છે? શું તેમની ખાત્રીલાયક ખબર અત્યાર સુધીમાં તને મળી છે?"

"અને હવે મળશે એમ તું ધારે છે?"

"હા, તેનો કંઈ નિયમ છે? એવા બનાવ બનેલા શું ઘણીવાર આપણે સાંભળ્યા નથી? લક્ષ્મી, અરે તે દીન દયાલ–પ્રભુની કૃપા હોય તો એના કરતાંએ અઘટિત વાત બની શકે છે "તારનાર આગળ મારનારનું કંઈ ચાલતું નથી" એવી જે કહેવત પડી છે તે આટલા ઉપરથી પડી છે સમજી?"

લક્ષ્મી કંઈજ બોલી નહીં, જગમોહનદાસની વાત નિકળતાં જ તેની આંખોમાંથી આંસુઓ વ્હેવા લાગ્યાં! સવિતા કદી પણ જગમોહનદાસની વાત તેના મ્હોં આગળ કહાડતી ન હતી; પરંતુ આજે સવારમાં તેને રતિલાલનો પત્ર મળ્યો હતો; કોઈ પણ વાત પોતાના પતિને જણાવ્યા વિના રહેવું નહીં; એવો સવિતાનો નિયમ હતો. છોકરાનું નામ પાડવા સંબંધી જે વાદવિવાદ ચાલતો હતો, તે પણ તેણે રતિલાલને લખી મોકલ્યું. અને એ સંબંધી તમે શું કહો છો એ પણ રતિલાલને તેણે પુછાવ્યું હતું. તેના પત્રનો આજે જ ઉત્તર મળ્યો હતો. તેમાં સ્કોટ સાહેબ તરફથી આવેલા તારની મતલબ અંદર લખી, રતિલાલે સ્હેજ વિનોદમાં લખ્યું હતું કે "કદાચિત્ સદભાગ્યે જગમોહનદાસ જ આવશે, તો તેજ તમારા વાદવિવાદનો નિવેડો લાવશે. હમણા હું મારો મત આપું તો લક્ષ્મી મારાપર પક્ષપાત કર્યાનો આરોપ મુકે. હજુ ચાર પાંચ દિવસ પછી તે આગબોટ આવવાની છે, માટે ત્યાં સુધી ધીરજ

ધરવી; એ મને ઠીક લાગે છે. પણ લક્ષ્મીને આ વાત કહેશો નહીં. કારણ કોણ જાણે દુર્ભાગ્યથી કદાચ આ વાત ખોટી પડે તો, તે બિચારી અત્યંત દુઃખી થાય. મારા આવતા સુધી, છોકરાનું નામ પાડવાની ઉતાવળ કરશો નહીં?"

આ પત્ર વાંચ્યા પછી, જગમોહનદાસ સુખરૂપ છે અને આ વખતે તેઓ નિશ્ચય આવશે એવો આશાંકુર રતિલાલ પ્રમાણે સવિતાના હૃદયમાં પણ ફૂટી નિકળ્યો, અને તેથી જ તેણે જગમોહનદાસની વાત કહાડી, આજે લક્ષ્મીની સાથે તેણે બુદ્ધિવાદ શરુ કર્યો હતો.

બિચારી લક્ષ્મી હજુયે કંઇ બોલી નહીં. સવિતા ફરી બોલવા લાગી–"વળી લક્ષ્મી જો, પરમેશ્વરની કૃપાથી તારો છોકરો મોટો થશે તો, એજ તારું દુઃખ ફેડશે નહીં કે? અને જગમોહનભાઇનું નામ એજ નહીં રાખશે કે? તારા સસરાજીએ પોતાના અંતકાળ વખતે તને શું કહ્યું હતું તે છે તારી ધ્યાનમાં? દેશાઇના કુટુંબનું નામ રાખવાને માટે તેમણે શું આગ્રહપૂર્વક તને ન હોતું કહ્યું? આ છોકરાની સારી રીતે સંભાળ રાખીશું તો, હું ધારું છું કે તારા સસરાજીની છેવટની ઇચ્છા હજુ પણ તું પૂરી કરી શકીશ."

સવિતાનાં આ વાકયોએ, લક્ષ્મીના દુઃખી મનપર ઘણી અસર કરી. લક્ષ્મી ઘણીવાર સુધી આ વાતનો વિચાર કરતી બેઠી, અંતે એક દીર્ઘ નિશ્વાસ મુંકી તે બોલી–"હા, વ્હેન! એ જ આશા કરવી. પરમેશ્વર મારી આટલી આશા પૂરી પાડે, એટલે મને સઘળું મળી ચુકયું."

"પાડશે પાડશે. પરમેશ્વર એવો કંઈ નિર્દય થયો નથી, સમજી" એટલું કહી સવિતાએ તેના મનનું સમાધાન કર્યું."

ખરેખર, પરમેશ્વર કંઇ આટલો બધો નિર્દય થયો ન હતો અને લક્ષ્મીનું ભાગ્ય પણ હવે તેને અનુકૂલ થયું હતું. કારણ કે તેને થયેલો છોકરો તેના કહેવા પ્રમાણે અભાગી હતો કે સવિતાના કહેવા પ્રમાણે સુભાગી હતો; એ પ્રત્યક્ષ પ્રમાણોથી સિદ્ધ કરવાને માટે, જગમોહનદાસ ખરેખર જાપાનની આવનારી, તે આગબોટમાં બેસી સુખરૂપ મુંબઇ આવતો હતો. આગબોટ બંદરમાં આવી; અને જગમોહનદાસ આગબોટમાંથી ઉતરે છે, એટલામાં રતિલાલ તેને હર્ષભેર બાઝી પડયો ! બન્ને મિત્રોની આંખોમાં આંસુ આવ્યાં! ઘણે વરસે અને આવા વિકટ સંજોગો વચ્ચે તેમનો મેલાપ થયો, એ જોઇ તે બન્નેને અત્યાનંદ થયો; પરંતુ તે આનંદ કરતાં રતિલાલ પોતાને લેવાને માટે આ આગબોટ આગળ કેમ આવ્યો? તેને કોણે ખબર કહી? એ વિચારે તેને અધિક આશ્ચર્ય લાગ્યું. રતિલાલે તેને ઘણીવાર આશ્ચર્યમાં રહેવા દીધો નહીં. સ્કોટ સાહેબ તરફથી આવેલા તારની હકીગત તેણે રસ્તે જતાં જતાં જગમોહનદાસને કહી સંભળાવી.”

એ સાંભળી જગમોહનદાસ કૃતજ્ઞાથી બોલ્યો–“હજુ સુધી સાહેબ મને ભૂલી ગયા નથી !”

“અરે! તારા સાહેબ જેવો દયાળુ અને ઉદાર મનનો ગૃહસ્થ મેં હજુ સુધી જોયો નથી. પણ જગમોહન! તું તેમને અને અમને કેવળ ભુલી ગયો હતો !”

જગમોહનદાસ કંઇજ બોલ્યો નહીં. કેવલ રૂમાલથી તે પોતાની આંખો લુછવા લાગ્યો તે દિવસ મુંબઇમાં રહી, બીજે દિવસે રતિલાલ જગમોહનદાસને લઇને સુરત આવ્યો. જગમોહનદાસને ખરેખર સુખરૂપ ઘર આવેલો

જોઇ, સવિતાનો આનંદ કેમે કર્યો સમાતો નહતો. તે અતિશય ઉતાવળે આ આનંદની વધામણી લક્ષ્મીને કહેવા જતી હતી; પરંતુ તેને અટકાવી રતિલાલ જાતે લક્ષ્મીના ઓરડામાં ગયો, અને હસતાં હસતાં તે બોલ્યો–"લક્ષ્મી! છોકરાનું નામ પાડવા માટે, તમે બન્ને જણાંએ ઠીક તકરાર કરવા માંડી છે."

"નારે ભાઈ, તકરાર શાની? તમે પણ આમ જુઠું બોલો છો ને? સવિતાની સાથે તકરાર કરીને હું કયાં જાઉં? મેં મારી ટુંકી બુદ્ધિ પ્રમાણે તેને કંઇ કહ્યું. પણ ભાઇ! તમે તો હજુ લુગડાં પણ ઉતાર્યાં નથી અને આવી નકામી વાતને કેમ નાદે લાગ્યા?"

"શું કરવું તમે બૈરાંઓ અમને કયાં ચ્હેન પડવા દો છો; પરંતુ લક્ષ્મી, હવે તારે શું કહેવું છે? જે કહેવું હોય તે તરફડ કહી દે ને, કે તેનો નિકાલ આવે."

"તમે પણ શું ગાંડા જેવા મારી સવિતાના કહેવા ઉપર આમ બોલતા હશો? એમાં કહેવાનું શું છે ને તરફડ કરવાનુંયે શું છે?"

"વારુ જવા દે; પણ તું એ છોકરાને શા કારણથી અભાગી કહે છે તે પહેલાં કહે?"

"અભાગી નહીં તો બીજું શું–"

લક્ષ્મીનું હૈયું ભરાઇ આવ્યું! એ જોઇ રતિલાલ બોલ્યો–"લક્ષ્મી! હું જાતે જગમોહનદાસને લઈ આવું છું. એટલે તે જ આ તકરારનો નિવેડો લાવશે."

એટલું કહી રતિલાલ બહાર આવ્યો અને જગમોહનદાસનો હાથ પકડી તેને લઇને ફરી તે ઓરડામાં આવ્યો.

જગમોહનદાસને પોતાના ઘરની સઘળી હકીકત ખબર હતી. લક્ષ્મીને મળવાને માટે તે અત્યંત અધીર બન્યો હતો;

પરંતુ લક્ષ્મીને એ સંબંધી કંઇજ ખબર ન હતી, તેથી રતિલાલનું કહેવું આજે તેને કંઇ કેવું જ લાગ્યું. આ વાતની સાથેજ આજ રતિલાલ મને આમ શામાટે હસતો હશે, એમ તેને વિચાર આવ્યો. એટલામાં ખરેખર જગમોહનદાસ, રતિલાલની પાછળ પાછળ તેણે ઓરડામાં આવતો જોયો. જોતાની સાથેજ તે ગભરાટમાં પડી. હું જાગૃત નથી પણ સ્વપ્ન જોઉં છું એમ તેને લાગ્યું! તેથી આ સુખસ્વપ્નનો ભંગ ન થાય એ માટે તેણે પોતાની આંખો બન્ને હાથે જોરથી દાબી દીધી! એ જોઇ સવિતા જે ત્યાંજ રમુજ જોતી ઉભી હતી તે હસતાં હસતાં બોલી-"લક્ષ્મી! હવે કેમ આંખ બંધ કરીને બેઠી છે? સારી રીતે આંખ ઉઘાડ અને આ તારા સ્વામીનાથને જો. અને પછી મને એકવાર કહેજો કે આ છોકરો ખરેખર "આનંદલાલ" છે કે નહીં?"

લક્ષ્મીએ આંખો ઉઘાડી એકવાર જગમોહનદાસ તરફ જોયું. તરતજ તેની નજર નીચે પડી. તેની સ્વાભાવિક લજ્જાશીલતાએ તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નિકળવા દીધો નહીં. એટલે સવિતાના પ્રશ્નનો ઉત્તર તે કેવી રીતે આપી શકે?

આવી આશ્ચર્યકારક ઘટનાથી ફરી મળવા પામેલાં આ પતિપત્નીને મોકળાં મને એક બીજાની સાથે વાતચીત કરવા દેવી, એ વિચારે રતિલાલ અને સવિતા ત્યાંથી ધીરે ધીરે જતાં રહ્યાં. આ અપૂર્વ પ્રસંગનું વર્ણન કરવાની શક્તિ અમારી લેખણિમાં નથી, તેથી વ્યર્થ પરિશ્રમ નહીં કરતાં અમે પણ રતિલાલ અને સવિતાનું અનુકરણ કરવું ઠીક ગણીયે છીયે.

# ઉપસંહાર.

જગમોહનદાસની આગબોટ ડૂબી તે દિવસથી લક્ષ્મીનું દુઃખ પારાવાર વધી પડયું હતું! આજુબાજુના બીજા બધાં માણસોને પણ, જગમોહનદાસ આવે એવી આશા નહતી! લક્ષ્મી પતિના મેલાપ માટે અત્યંત નિરાશામાં પોતાના દુઃખી દહાડા કહાડતી હતી! તે દિવસથી એ બિચારી વિધવાપણાનું દુર્ધર દુઃખ ભોગવતી હતી! આવી સ્થિતિમાં જગમોહનદાસ સુખરૂપ પાછો આવીને તેને મળ્યો, તેથી તે સુશીલ સાધ્વીને કેવો આનંદ થયો હશે; તેનું વર્ણન શું કોઈ પણ રીતે કરાય એમ છે? તેની યથા-યોગ્ય કલ્પના પણ આપણાથી થઈ શકવાની નથી. અત્યાર સુધીમાં ભોગવેલા અપાર અને અસહ્ય દુઃખો આ એક ઘડીના આનંદે વિસારે પડ્યાં.

સવિતાએ તે દિવસે તેને ખીજવી ખીજવીને કાયર કરી નાંખી. "ત્યારે લક્ષ્મી! હવે તું આ છોકરાનું નામ "અભાગીયો" મૂકીશ કે "મશાણીયો" મૂકીશ? હાય બેહેન, તું એની મા છે! તેથી તું તારી નજરમાં આવે તેવું નામ પાડે. તેમાં તને કોણ ના કહેનાર છે?"

"સવિતા! તારે હવે જેમ ખીજવવી હોય તેમ ખીજવ. તમે ધણીધણીયાણીએ અમારા ઉપર જે ઉપકારો કર્યાં છે; તેને માટે તમારી નજરમાં આવે તેમ કરવાનો તમને અધિકાર છે. એટલે છોકરાનું નામ પાડવાની વાત કયાં કરવી? પણ હું તને કહી મૂકું છું કે, પરમેશ્વર કંઈ દુનિયામાંથી ન્હાશી ગયો નથી. મારો પણ અધિકાર બજાવાનો દિવસ કંઈ લંબાણ જવાનો નથી. સમજી?"

આવી રીતે લક્ષ્મી અને જગમોહનદાસ તે જગન્નિયંતાની અકથનીય લીલાથી ફરી મળ્યાં અને સૌ આનંદ પામ્યાં. સદ્ગુણી લક્ષ્મીના દુઃખશોકનો આવી અકલ્પિત રીતે અંત આવ્યો. તેથી અમારી વાર્તા પણ અહીં જ પૂરી થાય છે. હવે કેવળ આ કલ્પનાસૃષ્ટિના મુખ્ય મુખ્ય પાત્રો સંબંધી કંઇક થોડું ઘણું કહેવાનું બાકી છે, તે કહી અમે અમારા પ્રિય વાચક બંધુ ભગનીની પ્રેમપૂર્વક રજા લઇશું.

જગમોહનદાસ જાપાન કેવી રીતે ગયો, એ અમારા સૂજ્ઞ વાચકોના ધ્યાનમાં ઉતર્યું હશે. ડૂબી ગયેલી આગબોટ પાસેથી, પેલી છૂટવા પામેલી નાની નાવડી બીજી એક આગબોટને મળી હતી. એ પણ વાચકોના સ્મરણમાં હશે જ એ નાવડીમાં કેવલ એક માણસ મૃતવત્ પડેલો હતો, તે માણસ બીજો કોઇ નહીં પણ અમારો જગમોહનદાસ હતો. કપ્તાને પોતાની આગબોટમાં લઇ તેને સાવધ કરવાનાં પ્રયત્ન કરવા માંડ્યા; ઘણીવારે જગમોહનદાસ સાવધ થયો; પરંતુ તે અત્યંત જીવલેણ દુઃખમાંથી ઉઠયો હતો, એટલે તેની પ્રકૃતિ અત્યંત અશક્ત હતી. તેમાં વળી સમુદ્રનું ભયંકર તોફાન જોઇ, હવે આમાંથી આપણે બચીશું નહીં, એવો તેના મનમાં ભગ પેદા થયો હતો, અને તેથી જ તેના મનને એકદમ ધકકો લાગ્યો હતો. તેના ભયંકર પરિણામ તેની અશકત પ્રકૃતિપર નીવડ્યું. તે આગબોટ જ્યારે જાપાન પહોંચી ત્યારે કપ્તાન સાહેબે જગમોહનદાસને ત્યાંની એક મોટી હૉસ્પીટાલમાં મુકયો. ત્યાં દોઢ મહિના સુધી તો તે બચશે એવી કોઇને આશા ન હતી; પરંતુ લક્ષ્મીનું સૌભાગ્ય બળવાન હતું. એટલે બે મહિના પછી જગમોહનદાસની પ્રકૃતિ કંઇક

સુધરતી ચાલી. તે ગયા બે મહિનામાં એક દિવસ પણ સારી શુદ્ધિમાં આવી વાતચિત કરી શકયો ન હતો. એટલે તે અહીંયાં આવ્યો છે તેની ખબર તે કોઇને કેવી રી કરી શકે? પ્રકૃતિ સાધારણ ઠીક થતાં જ, તે ત્યાંના લોકોને. અંતઃકરણપૂર્વક આભાર માની મુંબઇ જવા નિકળ્યો. ત્યાંન લોકોએ તેને સ્ટીમરનો સારો બંદોબસ્ત કરી આપ્યો. સ્કોટ સાહબના મિત્રને ડૂબી ગયેલી આગબોટમાંનો એક માણસ અહીંથી હૉસ્પિટાલમાં છે, એવી ખબર મળી. તરત જ તેમણે સ્કોટ સાહેબને તારથી ખબર કરી. સ્કોટ સાહેબે રતિલાલને એ વાત તારથી જણાવી. એટલે આગબોટમાંથી જગમોહનદાસને ઉતરતાં જ રતિલાલ મળ્યો.

હવે બીજી વાત કહેવાની ગુલાબની બાકી રહી છે. ભાઈને ત્યાં તેનો ઘણા દિવસ નિભાવ થયો નહીં. તેથી તેને અન્નને ને દાંતને વેર પડયાં! ઘરબાર જમીન ઇમલા સૌ સાહુકારોએ જપ્ત કર્યાં. રતિલાલે લલ્લુભાઇના સાહુ-કારો પાસેથી સઘળી મિલકત લક્ષ્મીને માટે વેચાણ લીધી હતી. અને તેના નાણા પણ પોતે જ આપ્યાં હતાં. આ સઘળી મીલકતની વ્યવસ્થા લક્ષ્મીના કહેવાથી હાલ મણિ-લાલ કરતો હતો. મણિલાલને ફરી પોતાની અસલ જગ્યા મળી અને સદ્ભાગ્યે તેનો પગાર પણ વધ્યો. તો પણ જડાવનો સઘળો આધાર લક્ષ્મી ઉપર જ હતો. તે બન્ને છોકરીઓનાં લગ્ન જગમોહનદાસે કરી આપ્યાં. મણિલાલને જગમોહનદાસની પૂરતી મદદ મળતી હતી.

ગુલાબને કાલીદાસે કહાડી મુકયા પછી, તે મુંબઇ વડોદરા, અમદાવાદ વિગેરે ઘણાં શહેરો જોઈ આવી; પરંતુ જન્મના સ્વભાવ આગળ, તેનો કોઇ પણ ઠેકાણે વધારે

દિવસ નિભાવ થયો નહીં! તેથી અંતે લક્ષ્મીના આગ્રહને માન આપી તે હવે તેની પાસે જ રહેતી હતી. મુદ્દત પૂરી પાં જ લલ્લુભાઈ કારાગ્રહમાંથી મુક્ત થયો. જગમોહન-સ તેને આદરપૂર્વક બોલાવી પોતાને ઘેર રાખ્યો; પરંતુ રે ગુલાબની સાથે તેને સ્હેજ પણ બનતું ન હતું! ગુલાબ જરે પડી કે હાંફલો હાંફલો થઈ જતો. “મારા હાથે ' જે દુષ્ટ કૃત્યો થયાં છે, તેનું મૂળ કારણ જ આ રાંડ !” એવું તે વારંવાર બબડતો! અંતે એક દિવસે, આસ-પાસ કોઇ ન હતું, એવા વખતે તેણે, ગુલાબનું કપાલ કુહાડી વતી ચીરી નાંખ્યું! ગુલાબ પોતાનાં પાપી કૃત્યોનું ગ્યું સહ્યું પ્રાયશ્ચિત ભોગવવા પરલોકમાં ગઈ! લલ્લુભાઈ કોલાબાની ગાંડાની હૉસ્પીટાલમાં પોતાનાં પાપી ેાનું ફળ ભોગવે છે!

હરિલાલ પાંચ વર્ષે ઉદ્યોગશાળામાંથી છૂટયો. પોતાના કાકાની સાહ્યતાથી, મુંબઈમાં રહી તે હમણાં પ્રામાણિકપણે પોતાનો ધંધો કરે છે. ઉદ્યોગશાળામાં ગયાથી તેને ખરેખર ઘણો ફાયદો થયો.

બાલમુકંદ નાની કાકી પાસે રહી મુંબઈમાં વિદ્યા-ભ્યાસ કરે છે.

જગમોહનદાસને ફરી બ્રહ્મદેશ જવું પડયું નહીં. તે સુખરૂપ પાછો આવ્યો છે એવી ખબર મળતાં જ તે ઉદાર હૃદયના સ્કોટ સાહેબને અત્યંત આનંદ થયો. એક બે મહિના જગમોહનદાસને વિશ્રાંતિ લેવા દઈ, સ્કોટ સાહેબ જાતે મુંબઇ આવ્યા, અને તેમણે પોતાના વેપારની એક પેઢી મુંબઇમાં સ્થાપી. જગમોહનદાસ પાંચ વર્ષ સુધી આ પેઢીનો મેનેજર હતો. હમણા તે સ્કોટ સાહેબનો ભાગી-

દાર છે. વેપારમાં તેણે સારું લૌકિક સંપાદન
વખત તો તેને સરકાર તરફથી મુંબઇનો શેરીફ
આપ્યો હતો. વડિલોપાર્જીત મીલકતમાં તેણે ઘણે
કર્યો. સુરતમાં એક મોટું સગવડવાળું મકાન બંધા
પોતાની મા સુંનદાના સ્મરણાર્થે એક કન્યાશાળાન
પના કરી છે; અને તે પ્રમાણે એક ધર્માર્થ દવાખાનું
તેણે પોતાના પરમ પૂજ્ય પિતા પરમાનંદદાસ દે
યોગ્ય સ્મારક કર્યું છે.

રતિલાલ બી. એ; એલ્, એલ્, બી; થઇ મુંબ
જગમોહનદાસની પાસે જ રહે છે. પોતાની હોંશીયા
વકીલાતના ધંધામાં તેણે ઘણું સારું પેદા કર્યું છે. સવિ
હમણાં એક ચાર વરસનું કન્યારત્ન છે. લક્ષ્મીએ
છોકરીનું નામ મોટી મમતાથી "ચમ્પકમાલિની"
પાડયું છે. ચંપકમાલિની અને આનંદલાલ જેવા સદ્‌ગુણ
બાલકોનો, તથા રતિલાલ અને જગમોહનદાસ જેવાં સુશીલ
સુશિક્ષિત, બહુશ્રુત પતિના સમાગમમાં, લક્ષ્મી અને
સવિતાનો કાળ કેવા આનંદ અને સુખમાં જતો હશે. એની
અમારા પ્રિય વાચક બંધુ ભગિનીઓએ કલ્પના કરવી.
સુશિક્ષણ અને સદ્વર્તનનો જ આ બધો મહિમા છે;
એટલું કહી, અમે અમારી "ગૃહલક્ષ્મી" પૂરી કરી, વાચ-
કોની પ્રેમપૂર્વક રજા લઈએ છીયે.

